પંડિત શ્રી વીરવિજયજી કૃત

# પ્રશ્ન ચિંતામણિ.

મૂળ સંસ્કૃત ઉપરથી

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

અને

પંડિત શ્રી વીરવિજયજી મહારાજનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

ભાષાંતર કર્તા,

શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર મહેતા

પ્રસિદ્ધ કર્તા

પંડિત શ્રી વીરવિજયજી મહારાજના ઉપાશ્રયનો વહીવટ કરનાર

શાહ મણિલાલ ગોકળદાસ—અમદાવાદ

વીર સંવત ૨૪૫૫ કિં. ૧-૪-૦ વિક્રમ સંવત ૧૯૮૫

ॐ

# श्रीरस्तु

## પ્રસ્તાવના.



ભવ્ય વાચકગણ !

આ અસાર સંસારમાં જન્મ—મરણની દુર્ભેદ્ય ઘટમાળમાં ગમનાગમન કરતા સંખ્યાતીત પ્રાણીઓ જોવામાં આવે છે, જેમાં આપણું સર્વનો સમાવેશ થઈ જાય છે પ્રારબ્ધકર્મવશાત્ અનાદિ ઘોર સંસારચક્રને ચગડોળે ચ્હડીને પણ તેમાથી કયા માર્ગે સરકી જવું–કયા માર્ગે મુક્ત થવું તેનું યથાર્થ જ્ઞાન સંપાદન કરી પોતાની તે માર્ગે જવાની યોગ્યતા ક્રમશ પ્રાપ્ત કર્યે જઇ અન્ય અજ્ઞાની વર્ગને પણ તેનું ભાન કરાવી આપનારા પુણ્યાત્માઓ આ ભૂમંડળ ઉપર જોવામાં આવે છે અને હજી ભવિષ્યમાં જરૂર જણાશે જન્માવસ્થાને પ્રાપ્ત કરનારા સર્વ જીવાત્માઓમાં તે તે જન્માદિ દશાઓ તો જરૂર એકસરખીજ જોવામાં આવે છે પણ અંતિમ-પરિણામદશાએ કેટલાક વિરલ આત્માઓમાં અન્ય સર્વ કરતા કોઈ ઉચ્ચતર દશાની વિલક્ષણતા આપણે જોઈ ગયીએ છીએ, જે સર્વ સમાજસુધારકોને અથવા અલૌકિક પંડિતાઈ ધરાવનારા અનેક પુસ્તકપંડિતોને મોહક મંત્રશક્તિની પેઠે મુગ્ધ મુગ્ધ બનાવી દે છે તેવા પુણ્યપ્રભાવક પુણ્યપુરુષોના પવિત્ર જીવનચરિત્રોએ પૃથ્વીમંડળના પ્રત્યેક ખૂણાઓમાં એવા તો પ્રકૃષ્ટ પ્રતિધ્વનિઓ પાડેલા છે જેના શ્રવણમાત્રથી પણ અનંતાનંત જીવો સંસારમાં આદર્શરૂપ થઈ અંતે અવર્ણનીય સુખના નિધાન થઇ ચુક્યા છે અને થશે આપણું આ

શ્રી હર્ષવિજયજીગણી પાસેથી મેળવી પ્રથમ ભાષાતરરૂપે મૂકયુ છે એ રીતે ભાષાતરનુ સંશોધન કરાવ્યા પછી પણ વઢવાણના વિદ્વાન માસ્તર હીરાચંદ દેવચંદ, જેઓ હાલમા વીરચંદ દીપચંદની પાઠશાળામા અનુભવી ધાર્મિક શિક્ષક તરીકે કામ કરી રહ્યા છે તેમની પાસે આખુ ભાષાતર અક્ષરશ વચાવીને કેટલીક ત્રુટીઓ દૂર કરી છે એ પ્રમાણે લગભગ પણ લગભગ ૮–૧૦ વર્ષના મારા પોતાના જૈનસમર્ગના બળથી તેમજ ઉપર દર્શાવેલી અનુભવી વ્યક્તિઓના આલંબન સામર્થ્યથીજ આ શ્રેષ્ઠ ગ્રંથનુ ભાષાતર જૈનસમાજ સામે રજુ કરવામા આવ્યુ છે આ અનુવાદકાર્યમા પૂર્વોક્ત વિશિષ્ટ વ્યક્તિદ્વયીએ પોતાના કીંમતી સમયનો ભોગ આપી અનુવાદકને જે સહાય કરેલી છે તે બદલ તેમનો આભાર માન્યા વિના ચાલે તેમ નથીજ પ્રશ્ન ચિંતામણી ગ્રંથ, જે પ શ્રી વીરવિજયજીની દિવ્ય પ્રસાદીરૂપ હોઇને આજ ગુર્જર અનુવાદરૂપે પ્રકટ થાય છે તેમા મૂળ કારણરૂપે સાધુશિરોમણિ આચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરજીનો પોતાનો સદુપદેશજ છે, જેથી પ્રથમને ધન્યવાદ તે સૂરીવર્યશ્રીનેજ ઘટે છે પૂર્વકાળના આચાર્યો ઉપરની તેમની ભક્તિથી તથા પૂર્વકાલીન અપ્રસિદ્ધ ગ્રંથોને સામાન્યપ્રજા સામે પ્રકટ કરાવવાની તેમની અદ્વિતીય અભિરૂચીથીજ પ શ્રી વીરવિજયજીના ઉપાશ્રયમ ધતન્ત્રથી શાહ મણિલાલ ગોકળદાસે આ પ્રશ્ન ચિંતામણિઅનુવાદ પ્રકટ કરાવ્યો છે આ ગ્રંથ મૂળ સંસ્કૃતમા પ્રતાકારે જામનગરમાથી હીરાલાલ પંડિતદ્વારા પ્રસિદ્ધ થયેલોજ છે, પણ તેનો ઉપયોગ સંસ્કૃત ઉપર કાબુ ધરાવનારા અનુભવી વિદ્વદ્ગણમાજ વધારે હોય, પણ ફકત ગુજરાતીનુ જ્ઞાન ધરાવનારાને તેનો ઉપયોગ હોઇ શકેજ નહિ, એમ વિચારીનેજ શ્રીમાન શ્રી વિજયનીતિસૂરીશ્વરજીએ આ નવોત્કૃષ્ટ ગ્રંથના સાર્વજનિક પ્રચારાર્થે શાહ મણિલાલ ગોકળદાસ, જેઓ પ શ્રી વીરવિજયજી ઉપાશ્રયના કાર્યવાહક છે તે મોદ્વારા અનુવાદકને પ્રેરણા કરીને તેનો અનુવાદ તૈયાર કરાવ્યો છે આ અનુવાદમા

અનુવાદકની મંદમતિથી કોઈ દોષસ્થળો દૃષ્ટિગોચર થાય તો વિદ્વાનો ત્યાં સુધારી લેશે અને પુનર્મુદ્રણમાં તેવા દોષસ્થળો રહેવા ન પામે માટે તે સંબંધે સૂચના આપશે તો તેઓનો આભાર માનવામાં આવશે અને પુનર્મુદ્રણ સમયે પૂરતું લક્ષ્ય આપવામાં આવશે. ભાષાંતરના પ્રુફ તપાસતી વેળા પણ પ્રેસદોષો દૂર કરવા માટે પૂરતી કાળજી રાખવામાં આવી છે છતાંએ કોઈ કોઈ સ્થળે જે જે પ્રેસદોષો અમારા જોવામાં આવ્યા છે તેનું શુદ્ધિપત્ર પણ વાચકો સમક્ષ આ ગ્રંથ સાથે રજુ છે, જેમાંથી તે અશુદ્ધિઓ દૂર કરી શકાશે. બસ, અંતિમ એ પ્રાર્થના કે,

“गच्छता स्खलन क्वापि भवत्येव प्रमादत ।
हसन्ति दुर्जनास्तत्र समादधति सज्जना ” ॥

હરકોઈ સ્થળે ગતિ કરનાર મનુષ્યો, પ્રમાદવશાત્ સ્ખલના પામેજ છે—ઠોકરો ખાયજ છે, તે સમયે સજ્જનોનું લક્ષણ તો એજ કે ઠોકર ખાનારને આશ્વાસન આપવું—ધૈર્ય આપવું અને દુર્જનોનું લક્ષણ એજ કે તે સમયે હસવું—ઠોકર ખાનારની હાંસી કરવી. આ વિશ્વવિખ્યાત ન્યાયને લક્ષમાં લઈ વિદ્વાનો યથાયોગ્ય કરે, એજ આશા.

| | |
|---|---|
| જ્યેષ્ઠ શુ. સપ્તમી | લે. વિદ્વાનોનો ઋણી, |
| શનિ | અનુવાદક— |
| તા. ૨૬-૫-૨૮ | ગિ. મ. શાસ્ત્રી |

ॐ

પ્રશ્ન ચિંતામણિના કર્તા—

# પંડિત શ્રી વીરવિજયજીનું

## સંક્ષિપ્ત જીવનચરિત્ર.

---

જે મહાપુરૂષે આવો સર્વોત્તમ ગ્રંથ રચી જૈનસાહિત્યના ધાર્મિક ક્ષેત્રમાં વૃદ્ધિ કરી છે, તેના વેગપરથી પં. શ્રી વિરવિજયજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર, અને તેમણેજ રચેલા 'પ્રશ્ન ચિંતામણિ' ગ્રંથના અનુવાદારંભે, મંગલરૂપે આપવું જ જોઈએ, જેથી અભિરૂચિ થવાથી તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર અહીં અપાય છે.

ગુજરાતના પટ્ટનગર અથવા જૈનસમુદાયના કેન્દ્રસ્થાનરૂપ ગણાતા શ્રી રાજનગર (અમદાવાદ) માં, શીનકોર્નાકાથી દીલ્લી દરવાજા તરફ જવાના ભવ્ય રાજમાર્ગ-ઘીકાંટા ઉપર 'શાન્તિદાસનો પાડો' એ નામે ઓળખાતી સુંદર પોળ આવેલી છે. તે દરવાજાના એ માર્ગ ઉપર પૂર્વે ઘીનો કાંટો આસપાસ કોઈ સ્થળે હોવો જોઈએ, અને તે ઉપરથીજ એ માર્ગ હજી સુધી 'ઘીકાંટા' ને નામે પ્રસિદ્ધ છે. ત્યાં 'શાન્તિદાસના પાડા' ના નામથી સુપ્રખ્યાત થયેલા એ મહોલ્લામાં 'યજ્ઞેશ્વર' નામે બ્રાહ્મણ વસતા હતા, જેઓ ઔદીચ્યસહસ્ર નામની જ્ઞાતિના હોઈ સ્વભાવે શાન્ત અને સૌમ્ય હતા. તેમની ધર્મપત્ની, નામે 'વીજકોરબાઈ' હતાં. તે પણ પતિધર્મપરાયણા અને સુશીલા હોઈ પોતાના સુશીલ પતિના મનને સંતોષદાતા થઈ રહ્યાં હતાં. દાંપત્યધર્મનું યથાર્થ રીતે પાલન કરતાં તે આદર્શ દંપતીને ત્યાં ગંગા નામે પુત્રી અને કેશવરામ નામે પુત્રરત્નનો અનુક્રમે પ્રસવ થયો હતો. ભાવી ગીતાર્થ તે કેશવરામનો જન્મ સંવત ૧૯૨૮ ના

આશ્વિન શુક્લ દશમીના મંગળ દિવસે થયો હતો. કેશવરામ પણ પોતાની બ્રાહ્મણજાતિની યોગ્યતા પ્રમાણે લગભગ ૫દર વર્ષની વયે યથાયોગ્ય શુદ્ધ કેળવણી લઈ ચતુર અને વિચક્ષણ બની રહ્યા હતા, તેવામાં તો તેમના પૂજ્ય પિતા ધનેશ્વરે કૈલાસવાસ કર્યો, જેથી ઘરનો કેટલોક કાર્યભાર કેશવરામના માનસિક ક્ષેત્રમાં આવી રહ્યો; વ્યવહારસ્થ મનુષ્યને હરકોઈ સ્થિતિમાં મુંઝવણ થતી નથી, એ ન્યાય પ્રમાણે કેશવરામે પણ ગૃહના કાર્યક્ષેત્રમાં બરાબર વ્યવસ્થા કરવા માંડી અને તેજ સ્થિતિમાં આસરે ૧૮ વર્ષનું વય તેમનું થયું, ત્યારે ગુજરાતમાં આવેલા દેહગામ નામના ગામમાં એક બ્રાહ્મણપુત્રી, જેનું નામ રળીઆત હતું તેની સાથે કેશવરામનો લગ્નસંબંધ થયો. સસ્ત્રાગી કેશવરામ એરીતે ગાર્હસ્થ્યધર્મમાં આવી તે ધર્મના સાંસારિક સુખનો તટસ્થપણે સ્વાદ લઈ રહ્યા હતા, તેવામાં તેમના પ્રાચીન પુણ્યકર્મના ઉદયથી અથવા તો તેમના ભવિષ્યની ઉજ્જવલતાના સંયોગ આકર્ષણથી સંવત ૧૯૪૭ ના વર્ષમાં ઘરસંબંધી કોઈ સાધારણ કારણને લીધે તેમના માતુશ્રી વીજકોરબાઈ અને તેમની પોતાની વચ્ચે કંઈક દ્વેષકારણ ઉત્પન્ન થયું **'गहना कर्मणा गति'**—કર્મોની ગતિ ગહન છે' આ અસાર સંસારપટ ઉપર કર્મરૂપી મદારી લોહચુંબક, મનુષ્યોરૂપી પૂતળાઓને આમ તેમ દોડાવી રહ્યું છે તદનુસાર કેશવરામને ગૃહસંસાર ઉપર અરૂચી ઉદ્ભવી, જેથી ઘરના સર્વ મનુષ્યો સાથે રીસાઇને ઘેરથી તેઓ જતા રહ્યા બીજી તરફથી માતા વીજકોરબાઇ પુત્રપ્રેમને વશ થઈ, પોતાની બહેનને સાથે લઇ, કેશવરામની શોધ કરવા નીકળી પડયા તેમણે અમદાવાદની આસપાસના ઘણા ખરા ગામોમાં તપાસ કરાવી, પણ કેશવરામનું ઉજ્જવલ ભાગ્ય, કેશવરામની માતાથી વિરૂદ્ધ દિશામાં હતું, અને તેથીજ કેશવરામનો પત્તો તેમની માતાને મળી શક્યો નહિ સ્ત્રીઓનું હૃદય સ્વાભાવિકરીતેજ કોમળ હોય છે, જેથી વીજકોરબાઇના હૃદયને પુત્રવિયોગનો તીવ્ર આઘાત પહોંચ્યો.

તેમના હૃદયમાં તે સમયે અથાગ શોક પ્રકટ થયો, તેથી અમદાવાદ તરફ પાછા ફરતા માર્ગમાંજ કોઈ ગામમુકામે તેમનો દેહાન્ત થયો. કેશવરામની બ્હેન ગંગા, જે પોતાના ભાઈના વિયોગથી અને ભાઈની શોધમાં ગયેલી માતાના વિરહથી પ્રથમથીજ વિહ્વળ થઈ હતી તેણીએ પણ પોતાની માતાના કરુણ મૃત્યુસમાચાર પોતાની મામીના મુખથી સાંભળી આ ફાની દુનીઆનો ત્યાગ કર્યો

અમદાવાદ તરફ આવી કરૂણ ઘટના બની, તે અરસામાં કેશવરામ ધોળેરાની સમીપ આવેલા ભીમનાથ ગામમાં જઈ પહોંચ્યા હતા ત્યાં તેમના શરીરે કંઈ અસાધ્ય રોગ લાગુ થયો અને તેજ સ્થિતિમાં ત્યાં મુનિ મહારાજ શ્રી શુભવિજયજીનો તેમને સમાગમ થયો. પંડિત શ્રી શુભવિજયજી મહારાજ મહા ગુણવાન હતા તેમનો પ્રભાવ અલૌકિક અને અદ્ભુત હતો. સંવેગપક્ષી મુનિમહારાજ શ્રી સત્યવિજયજીની પટ્ટપરંપરામાં થયેલા પંન્યાસજી શ્રી જસવિજયજીના તેઓ શિષ્ય હતા. શુભવિજયજી અને કેશવરામનો સમાગમ થતા પછી તેઓવચ્ચે સ્વાભાવિક પ્રીતિ જામવા લાગી સદ્ગુરૂ શ્રી શુભવિજયજીની ધર્મદેશનાના પ્રભાવથી કેશવરામના પ્રાચીન ધર્મસંસ્કારો જાગૃત થતા અને ધર્મનાજ સામર્થ્યથી અથવા તો પુણ્યાનુભાવી મહારાજ શ્રી શુભવિજયજીનાજ કૃપાનુભાવથી કેશવરામનો અસાધ્ય રોગ પણ મૂળથી નાશ પામ્યો બસ તે સમયથી આરંભી કેશવરામની મનોદશા અથવા ભાવદશા પલટાઈ, રોગોપદ્રવથી મુક્ત કરનાર ઉપકારી શ્રી શુભવિજયજીના મહાન ઉપકારભારતળે આવી જઈ કેશવરામ, શુભવિજયજીના આજ્ઞાધારક—અનુયાયી ઉપાસક-ભક્ત બની રહ્યા. તેમણે પોતાના ઘર તરફ જવાનું માંડીજ વાળ્યું, અને શુભવિજયજીની સાથે શ્રી સિદ્ધગિરિ-શત્રુંજય જઈને ત્યાંની યાત્રા કરી જન્મની સાર્થકતા કરી તે પછી શુભવિજયજીની પ્રેરણાને આધીન થઈ તેમની સાથેજ કેશવરામ ખંભાત આવવા નીકળ્યા ગુરૂની શુભવાણી અને પૂર્વજન્મના દૃઢ સંસ્કાર-એ

બન્નેનો જવલત સુયોગ પ્રાપ્ત થયો, જેથી કેશવરામની વૈરાગ્યવાસના પ્રતિદિન દ્દઢ થતી ચાલી, અને પછી તો કેશવરામે પોતેજ ગુરૂને અતિ આગ્રહપૂર્વક તથા ઉત્સાહથી દીક્ષા આપવા માટેની પ્રાર્થના કરી ગુરૂદેવ પણ ગુણાનુરાગીજ હતા, કેશવરામના દૈવી ભાગ્યને તેઓ જોઈ શકયા હતા, તેથી કેશવરામની તે શુભ પ્રાર્થનાને લક્ષ્યમાં લઈ પાનસરા ગ્રામે સવત ૧૮૪૮ ના કાર્તિક કૃષ્ણપક્ષના માગલિક દિવસે તેમને દીક્ષા આપી-ભવપારતારિણી પવિત્ર ચારિત્ર નૌકા અર્પણ કરી, અને સાથે સાથે 'વીરવિજયજી' એવુ શુભ નામ સ્થાપિત કર્યું આ મગળવાર્તા પવનવેગે ખભાત તરફ પહોચી એટલે ત્યાના શ્રાવકસઘે અતિ ઉત્સાહથી સામૈયુ કર્યું અને તે પવિત્ર ગુરૂશિષ્યના યુગલને ઘણાજ આડ બરથી ખભાતમા લાવી ત્યાની ભવ્ય પૌષધશાળામા માનપૂર્વક નિવાસ આપ્યો તે સમયે શુભવિજયજીની પાસે તેમના પ્રથમના બે શિષ્ય-ધીરવિજય તથા ભાણવિજય નામે પણ હતા

ગુરૂશ્રી શુભવિજયજી પોતાના એ શિષ્યપરિવાર સાથે એકીસાથે પાચ ચાતુર્માસ ખભાતમાજ રહ્યા હતા-એટલે સ ૧૮૪૮ થી આરભી સ ૧૮૫૩ ના જ્યેષ્ઠ શુ ૧ પચમીના દિવસ સુધી તેમણે ખભાતમાજ નિવાસ કર્યો હતો અને તે પાચ વર્ષમા વીરવિજય જીને તેમણે સારી રીતે ભણાવ્યા હતા સાધુના આચાર, જૈનશાસ્ત્ર અને સ્વપર-અનેક ગ્રથોનુ જ્ઞાન વીરવિજયજીએ સપાદન કરી લીધુ હતુ સસ્કૃત ભાષાનુ અપૂર્વ જ્ઞાન કોઈ વિદ્વાન અધ્યાપક પાસેથી તેમને મળ્યું હતુ અને પોતાના વિદ્વાન ગુરૂ શુભવિજયજી પાસેથી જૈના ગમનુ જ્ઞાન તેમને પ્રાપ્ત થયુ હતુ તે પછી અનુક્રમે ઘણા ગામ નગરોમા પોતાના ગુરૂની સાથેજ વિહાર કરી તેમણે ધર્મ દેશના આપવા માડી અને એ રીતે વિહાર કરતા કરતા તેઓ વડોદરા શહેરમા ગયા, જ્યા ત્યા તેમને યોગ વહેરાવી ગુરુ શ્રી શુભવિજયજીએ પન્યાસપદ અર્પણ કર્યું પછી તેઓ પોતાના ગુરૂ

સાથે આનંદાનાદમા પધાર્યા ત પછી સવત ૧૮૬૦ ફાલ્ગુન શુક્લ દ્વાદશી ને બુધવારની રાત્રિએ, જ્યારે પુષ્ય નક્ષત્રનો યોગ હતો ત્યારે શુભવિજયજીએ ઉચ્ચકાટીનુ દેવપદ પ્રાપ્ત કર્યું આ ક્ષણભગુર સસારમા કોઇપણ પ્રાણી સદાને માટે ટકી રહી શકયુ નથી, આ નિયમાનુસાર શુભવિજયજીએ પણ આ અસાર સસારનો ત્યાગ કરી દીધો, પણ વીરવિજયને તેથી ઘણુજ દુ ખ થયું તેમનો પ્રેમ શુભવિજયજી ઉપર પોતાના પિતા કરતા પણ અધિક હતો તેમણે શુભવિજયજીના વિયોગસૂચક પદો કરુણરસથી છલકાવીજ દીધા છે અને તે પદો ખરેખર, તેમના આતરિક આશયના પ્રતિબિબોજ છે, એમ કહીએ તો પણ ચાલી શકે વીરવિજયજીએ પોતાના ગુરૂદેવની ભક્તિ કરવામા કે તેમના પ્રત્યેના વિનયભાવમા લેશમાત્ર ન્યૂનતા કદાપિ રાખીજ ન હતી, જેથી ગુરુમહારાજ શુભવિજયજીનો ભાવ પણ તેમના ઉપર નિ સીમ હતો

વીરવિજયજી મહારાજ, શુભવિજયજીની સાથે લગભગ બાર વર્ષ રહ્યા હતા, તે અરસામા તેમણે વ્યાવહારિક, નૈતિક તથા ધાર્મિક-સર્વ પ્રકારનુ જ્ઞાન સપાદન કરી લીધુ હતુ, તેમજ જૈનાગમ અને ઇતરાગમસબધે પણ સપૂર્ણ જ્ઞાન તેમને મળી ચુકયું હતુ ઘણા ઘણા ગ્રથો તેમણે એવા મનનપૂર્વક વાચ્યા હતા, તેથી દિનપ્રતિદિન તેમની અદ્‌ભુત વિદ્વત્તા વધ્યે જતી હતી અને તેનાજ પરિણામે તેઓ અ પ સમયમાજ એક આદર્શ કવિવર તરીકે પ્રકટ થયા હતા સવત ૧૮૯૦ સુધીમા તો તેમણે સ્વપરના કલ્યાણાર્થ એટલા બધા ગ્રથો રચી નાખ્યા કે જે સબધે વિચાર કરતા કોઈ એક વિદ્વાન ને પણ આશ્ચર્ય થયા વિના રહે નહિ

નીચે દર્શાવેલા નાના મોટા ગ્રથો તેમણે સ ૧૮ ૦ સુધીમા રચેલા છે

૧ ગોડી પાર્શ્વનાથજીના ઢાળીઆ—સ ૧૮૫૮
૨ અષ્ટાપદ સ્તવન— —સ ૧૮૫૫

૩ સુરસુંદરીનો રાસ— ” ૧૮૫૭
૪ વીરપ્રભુનું ૩૫ વાણીનું સ્તવન—” ૧૮૫૭
૫ અષ્ટપ્રકારી પૂજા— ” ૧૮૫૮
૬ અમદાવાદમાંહેના શુભવિજયજીના મુખ્ય શ્રાવકોના નામદર્શક ગુહુલી— ” ૧૮૫૮
૭ શુભવેલી— ” ૧૮૬૦

વીરવિજયજી, મૂળથી નરસિંહ તા. જ્ઞાતે તેમણે યુવાવસ્થામાં પણ વિદ્યાભ્યાસ કરેલો હતો અને પછી દીક્ષા લઇ સાધુ થતા બાદ કેવળ કેળવણી લેવામાંજ લક્ષ્ય આપેલું, તેથી તેમની તન–મનની શક્તિઓ દિન–પ્રતિદિન વધારે ને વધારે ખીલી હતી અને તેજ કારણથી તેઓ એક પ્રથમ્ની તરીકે પ્રસિદ્ધિને પામી શક્યા હતા.

શુભવિજયજીના દેવગત થયા પછી સર્વસંઘે એકત્ર મળી વીરવિજયજીને સર્વોત્તમ ગુરૂપદે સ્થાપ્યા, તેમનો ધર્મોપદેશ શ્રવણ કરવા માંડયો. વીરવિજયજી પોતાના ગુરૂ સાથે પ્રથમ અમદાવાદમાં દોસીવાડાની પોળના ડહેલાને ઉપાશ્રયે તથા લુહારની પોળના ઉપાશ્રયે રહેતા, પણ પાછળથી કેટલાક સુશ્રાવકોએ મળી ભઠ્ઠીની પોળમાં ઉપાશ્રય બંધાવ્યો, ત્યારથી આજ સુધી ઘણે ભાગે તેઓ ત્યાંજ રહેતા. એ ઉપાશ્રય સંવત ૧૮૬૫ માં બંધાયેલો છે.

વીરવિજયજી સંસ્કૃત તથા પ્રાકૃત કવિતા રચવામાં ઘણાજ કુશળ હતા. તેમણે ગુજરાતના ઘણાખરા શહેરોમાં તથા ગામોમાં વિહાર કરી ભવ્ય મનુષ્યોના હૃદયક્ષેત્રમાં પોતાનું દેશનામૃત રેડેલું છે. તેમની દેશનાશક્તિ અતિ અપૂર્વ હોવા ઉપરાંત મીઠી હતી, વ્યાખ્યાન સમયે સાંભળનારાઓની મોટી મેદની જમતી, એમના ઉપદેશ સામર્થ્યથી અનેક લોકો પોતાના મતમતાન્તરનો ત્યાગ કરી જૈનધર્મ સ્વીકારી લેતા.

ગુજરાતના સમર્થ કવિ દલપતરામ ડાહ્યાભાઈએ પણ વીરવિજયજીએ રચેલી 'સ્થુલીભદ્રની શીયળવેલ' વાંચીને તેમની કવિત્વશક્તિ માટે અતિ ઉચ્ચ અભિપ્રાય પ્રદર્શિત કર્યો હતો.

તેમનામાં અભિમાનનો અંશમાત્ર પણ ન હતો, તેઓએ સ્વપ્ન કે અત્યંત મહાન પદ્વી સંપાદન કરી લેવાની ઇચ્છા કદાપિ કરી ન હતી. એક સમયે તપાગચ્છના શ્રી પૂજ્ય દેવેન્દ્રસૂરિ મહારાજે વીરવિજયજીની ઉચ્ચકક્ષાની યોગ્યતા લક્ષ્યમાં લઈ તેમને ઉપાધ્યાયપદ અર્પણ કરવા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો પણ તે વેળા વીરવિજયજીએ નમ્રતાપૂર્વક ઉત્તર આપેલો કે, 'તે પદ લેવાને મારામાં યોગ્યતા નથી' અહો! કેવી નિસ્પૃહતા! કેવી ઉચ્ચ પ્રકારની યોગ્યતા!!

તેઓ વારંવાર કહેતા અને પોતે મહાસમર્થ વિદ્વાન હતા છતાં એમજ માનતા કે 'કોઈ એક વિદ્વાન મનુષ્ય પ્રાચીન ગ્રંથકારોના આશયને તેઓના ગ્રંથો ઉપરથી પોતાની બુદ્ધિ પ્રમાણેજ સમજી શકે છે, તેથી એમ નજ માની શકાય કે, આ વિદ્વાન, પ્રાચીન ગ્રંથકારના મૂળ આશયને સમજી શક્યો છે, અથવા એનો જ આશય છે તેજ પૂર્વના ગ્રંથકારનો આશય છે.' તેમની આ માન્યતાના પુરાવા માટે તેમના સમયનું આ એક દૃષ્ટાંત અહીં અપાય છે —

એક વખતે તેમના કોઈ પરિચિત મનુષ્યે તેમને કહ્યું કે 'અમુક નામનો એક શ્રાવક આનંદઘનજી મહારાજના પદોના અર્થ આનંદઘનજીના હેતુ પ્રમાણેજ સમજી શકે છે.' આ સાંભળી વીરવિજયજીએ ઉત્તર આપ્યો કે, 'અમુક કોઈ વિદ્વાન મનુષ્ય, કોઈ પ્રાચીન ગ્રંથનો અર્થ તેની બુદ્ધિ પ્રમાણે સમજી શકે ખરો, પણ તે ઉપરથી એમ નજ કહી શકાય કે, આ અર્થ પ્રાચીન ગ્રંથકર્તાના હેતુપ્રમાણેજ છે.' તે પછી બીજે દિવસે એ શ્રાવકને વીરવિજયજીએ, 'સહજાનંદી શીતલ સુખ ભોગી તો' એ પદથી આરંભાતું પોતે રચેલું સ્તવન અર્થ કરવા માટે આપ્યું. પેલો

શ્રાવક એ સ્તવનનો અર્થ કરી શક્યો નહિ, એટલુંજ નહિ પણ કયા ભગવાનનું તે સ્તવન છે, એ પણ તે સમજી શક્યો નહિ પછી વીરવિજયજીએ તેને કહ્યું કે ' મે રચેલા આ સ્તવનનો તમે અર્થ પણ ન કરી શક્યા, તો પછી મારા પોતાના આશયને તો તમે ક્યાંથીજ સમજી શકો ! એજ પ્રમાણે આનંદઘનજીના પદનો અર્થ તમે તમારી બુદ્ધિ પ્રમાણે સમજી શકો ખરા, પણ તેથી કર્તાના હેતુ પ્રમાણે તે તમે સમજી શકો છો, એમ કહી શકાય નહિ

વીરવિજયજીએ ઘણા તીર્થસ્થાનોમા યાત્રા કરેલી છે તેમા મા આવેલા કેસરીઆજીની યાત્રા કપડવણજવાળા શા [illegible] સાથે તેમણે કરી હતી. તે સમયે તેમણે કેસરીઆજીનુ સ્તવન રચ્યુ હતુ, પણ હાલમા તે મળી શકતુ નથી તેમણે રચેલા આબુજીના સ્તવન ઉપરથી જણાય છે કે તેમણે પચતીર્થની યાત્રા કરી હશે સવત ૧૮૭૯ મા અમદાવાદના અમુક અમુક ગૃહસ્થોએ મોટા આડબરથી પચતીર્થનો સઘ કાઢેલો હતો તેમા વિનતિપૂર્વક વીરવિજયજીને સાથે લેવામા આવ્યા હતા આગળ જતા માર્ગમાજ કોલેરાનો ઉપદ્રવ સઘમા લાગુ થયેલો હોવાથી તે સઘ ગુજરાતની બહાર જઈ શક્યો ન હતો પાલનપુર રાજ્યના ચીતામણી ગામથી સઘને પાછુ ફરવુ પડયુ હતુ સઘમા મનુષ્યો ઘણાજ હતા, જેથી તેનો દેખાવ ઘણોજ સુદર જણાતો હતો પણ કોલેરાના [illegible] પાટાગથી તે છિન્નભિન્ન થઇ ગયો ઘણા માણસો મો મોટી સગવડ પ્રમાણે ટોળીઓ મળીને નાની નાની સઘથી વગે, જેઓ વીરવિજયજીના અનન્ત રાગી શ્રાવકો હતા તેઓની ૮ માણસ એક ટોળી અમદાવાદ તરફ સહીસલામત આવી ગઈ હતી કહેવાય છે કે, એ ટોળી માર્ગમા જ્યા જ્યા મુકામ કરતી હતી ત્યા ત્યા વીરવિજયજી પોતે મત્રી આપેલુ પાણી ટોળીની આસપાસ છટાવતા, તેથી કોલેરાનો ઉપદ્રવ બિલકુલ શાન્ત રહેતો અને સર્વ કોઈ સલામત રહેતુ

સંવત ૧૮૭૧ મા અક્ષયનિધિ તપનુ સ્તવન વીરવિજયજીએ સુરત મુકામે ચોમાસુ રહી રચેલુ હતુ તે વખતે ત્યાના જતિઓએ વીરવિજયજી નામે ટટો મચાવ્યો હતો વીરવિજયજીનુ ચરિત્ર, જે રંગવિજયજીએ લખેલુ છે તેના આધારે જણાય છે કે, એ ટંટો અમુક તીથીના સબંધે હતો અથવા અમુક કોઇ કાર્યમા વીરવિજયજીએ જતિ લોકોની સલાહ લીધી નહિ હોય, તે ઇર્ષ્યાના કારણથી જતિ લોકોએ અમુક તિથિના સબંધમા શાસ્ત્રાર્થરૂપે ટંટો આરંભેલો હતો તેમા જતિઓ છે, કોર્ટસુધી પહોચ્યા હતા, પણ આખર તેઓ પોતેજ બન્યા હતા

સંવત ૧૮૭૮ મા સાબુદના ઢુઢીઆ સંપ્રદાયના આગેવાનોએ, અમદાવાદના શ્રીમાળી શ્રાવક વાણીઆઓ ઉપર લગભગ ૧૪૦૦૦ની ગરજીઓ કરેલી અને વીસા શ્રીમાળીની નાત ઉપર દાવો માડ્યો હતા. તે વખતની કંપની સાહેબની અદાલતમા જજ સાહેબે ઢુઢીઆ પક્ષના તથા શ્રાવક પક્ષના સર્વ આગેવાનોને બોલાવ્યા હતા તેમા બન્ને પક્ષના વિદ્વાન સાધુઓ હતા અને વીરવિજયજી પણ હતા તે વખતે ઢુઢીઆઓ સામેની ચર્ચામા વીરવિજયજીની કુશાગ્ર બુદ્ધિએ જીત મેળવી હતી, જેના પરિણામે કોર્ટના સર્વ સભાસદોએ તથા જજ સાહેબે પોતે તેમની પંડિતાઈની અત્યંત પ્રશંસા કરી હતી અને સર્વ કોઇએ તેમનુ સન્માન કર્યુ હતુ

સંવત ૧૮૯૩ મા મુબઈવાળા શેઠ મોતીશાએ શત્રુંજય પર્વત ઉપર નવી ટુંક બધાવેલી, તેની અજનશલાકાનો મહોત્સવ થયો હતો, તેમજ હઠીસંગ કેસરીસંગે અમદાવાદમા દીલ્લી દરવાજા બહાર નવુ બાવન જિનાલયવાળુ દેરાસર બધાવ્યુ છે, તેની અંજનશલાકાનો મહોત્સવ પણ સ. ૧૯૦૩ મા થયો હતો, આ બન્ને ઉત્સવોમા જ્યારે પ્રતિષ્ઠાવિધિ કરાવવામા આવી હતી ત્યારે પં શ્રી વીરવિજયજી તેમા અગ્રેસર હતા અને તેમની સંમતિપ્રમાણેજ તે સર્વ શુભ કાર્ય

શરીરને પાલખી માંએ પધારા શુ અહો ! કેવુ કરૂણાજનક દૃશ્ય ! કેવી ગભીર પરિસ્થિતિ ! તે સમયે ત્યા એકઠા મળેલા સર્વ શ્રાવક વર્ગના નેત્રોમા ખરેખર, શ્રાવણ-ભાદરવાના જુસ્સાદાર પૂર વહી રહ્યા હતા એ રીતે શ્રાવકોએ મળીને વીરવિજયજીનુ અગ્નિસંસ્કાર કર્યું હતુ

સવત ૧૯૦૮ ના માગ શુદિ ૬ ને સોમવારે સઘે, ભઠ્ઠીની પોળના ઉપાશ્રયની વાડીમા એક શુભ ખ઼ખાવીને તેમા વીરવિજયજીના પગલા સ્થાપિત કર્યા તે વખતે પદર દિવસ સુધી સ્વામીવાત્સલ્ય ઉત્સવમા આવ્યું હતુ અને મોટો ઉત્સવ કર્યો હતો.

વીરવિજયજીના સ્વર્ગગમનપછી અમદાવાદમા તેમની નિર્વાણ વાર્ષિક તિથિએ સઘ્ન હડતાલ અદ્યાપિપર્યંત પાડવામા આવે છે અને ભઠ્ઠીનીપોળના ઉપાશ્રયે અનેક શ્રાવક-શ્રાવિકાઓ તે દિવસે પોસા કરે છે તથા આગી રચાવવામા આવે છે તેમજ શ્રી વિજયજી તથા શુભવિજયજીનુ ચરિત્ર તે દિવસે વ્યાખ્યાન તરીકે વચાય છે, અને બીજે દિવસે એક પૂજા ભણાવીને સર્વ પોસાતી ઓને જમાડવામા આવે છે

મુનિમહારાજ શ્રી વીરવિજયજી ખરેખર કિ ન પુરુષ હતા તેમની કવિતા, રસભર્યા ગૂઢાર્થની સૂચક હોઇ તેમને રસિક કવિરાજ તરીકે અદ્યાપિ દર્શાવી રહી છે, તેમના કવિતાપદ લાવણ્યયુક્ત હોઇ રસના ખજાનારૂ છે, જેથી વાચકને અતિ આનદદાયી થઇ પડે છે તેમને સસ્કૃત-પ્રાકૃત તથા ગુજરાતીનુ ઉત્કૃષ્ટ જ્ઞાન હતુ, ઉપરાત જૈનાગમ તથા બ્રાહ્મણધર્મશાસ્ત્રના તેઓ સપૂર્ણ અભ્યાસી હતા એમના ગ્રથોમા આગમવિરૂદ્ધ પ્રરૂપણા કરેલી કોઈ સ્થળે જોવામા આવતી નથી, એટલુજ નહિ પણ ગ્રથમાહેના વિષયો શાસ્ત્રીય તરીકે દર્શાવવા માટે તેમણે ઠેકાણે સૂત્ર સિદ્ધાત તથા પ્રામાણિ-

મળતાં ત્યારે પ્રાય ભ્રાતૃભાવ પ્રદર્શિત કરતા, નહિ કે આ પન અત્રો ચીન મનુષ્યોની પેઠે અન્યોન્યની ઇર્ષા કરતા !

વીરવિજયજીએ રચેલા કેટલાક ગ્રંથો, જઓ આજકાલ મળી શકે છે તેઓનું લીસ્ટ અહીં નીચે પ્રમાણે મપાય છે—

૧ શ્રી ગોડીપાર્શ્વનાથજીના ઢાળીયા રચના શક—ખભાત મ ૧૮૫૩ જ્યેષ્ઠ શુદિ ૫ સોમ

૨ અઠાણું બોલનું સ્તવન મ ૧૮૫૫ માર્ગશીર્ષ વદિ ૧૦

૩ વીરપ્રભુનું ૩૨ વાણીનુ સ્તવન. ન ૧૮૫૭ આશ્વિન વદિ ૦))

૪ સુરસુદરીનો રાસ રચના—અમદાવાદ મ ૧૮૫૭ શ્રાવણ શુદિ ૪ ગુરુવાર

૫ શુભવિજયજીના સ્વર્ગના નામસૂચક ગુહળી નવત ૧૮૫૮ આષાઢ શુદિ ૧૪ થી સવત ૧૮૫૯ ના કાર્તિક શુદિ ૧૪ના સમય સુધીમા રચાયલી, અમદાવાદ

૬ અષ્ટપ્રકારી પૂજા અમદાવાદ—મ ૧૮૫૮ ભાદરવા શુદિ ૧૨ ગુરૂવાર

૭ નેમનાથજીનો વિવાહલો અમદાવાદ—ન ૧૮૦ ના પોષ વદિ ૮

૮ શુભવેલી અમદાવાદ—મ ૧૮૦ ચૈત્ર શુદિ ૧૧

૯ સ્થૂલિભદ્રની શીયળવેલ અમદાવાદ—સવત ૧૮૫૫ પોષ શુદિ ૧૧ ગુરૂવાર

૧૦ દશાર્ણભદ્રની સઝાય લીંબડી—ન ૧૮૩ મેગ્તેરમ ગુરૂવાર પોષ શુદિ ૧૩

૧૧ ચૌમાસી દેવ અમદાવાદ—મ ૧૮૮૫ આષાઢ શુદિ ૧

૧૨ અક્ષયનિધિ તપનું સ્તવન સ ૧૮૭૧ શ્રાવણ વદિ

૧૩ સિદ્ધાચળનું સ્તવન મ ૧૮૭૩

પુરુષોના વચનપ્રમાણો ઉતાર્યાં છે, જેથી સિદ્ધ થાય છે કે તેમણે અનેક પ્રામાણિક ગ્રંથોનો મનનપૂર્વક અભ્યાસ કરેલો હોવો જોઈએ પીસતાળીસ આગમોના ૧૯ ગ્રંથોનો સંપૂર્ણ અભ્યાસ તેમણે યથાર્થ રીતે કર્યો હતો, એટલુ જ નહિ પણ સર્વ ગ્રંથો અને વિશેષાવશ્યકની મોટી ટીકા તમણે નભા સમજ વાચી હતી અને તે સમયના શ્રોતાવર્ગમા જેઓ મહા તીક્ષ્ણ બુદ્ધિવાળા અને જૈનાગમવિજ્ઞાન્દ ગણાતા હતા તેઓ પણ તેમના શાસ્ત્રીય જ્ઞાનની ઘણીજ પ્રશસા કરતા હતા ઉપાશ્રયમા જે સમયે ગણધરવાદ વાચનાનો તેઓ આરભ કરતા ત સમયે ઉપાશ્રયનો સમગ્ર ભાગ ભરપૂર થયેલો હોઈ સ્થાનના અભાવને લીધે લોકો ઉપાશ્રયની બારીઓએ વળગી-લટકીને પણ ગણધરવાદ સાભળવા આતુર બનતા તેમજ તે વખતનો તેમનો ઠઠ્ઠ છેક દહેરાઓની આસપાસ નીકળી જતો વીરવિજયજી ખરેખર વિશાળ દૃષ્ટિવાળા હતા તેમના વિચારો અતિ ઉચ્ચ કોટીના હતા અથવા કોઈ પ્રકારના વૈર-ઠઠ્ઠાસ થાય તેવુ કામ તેમની ખ્યાતીના કદી થયુ નથી પૂર્વાચાર્યોની વ્યવસ્થાયુક્ત નીતિ-રીતિઓ તેમણે સારીરીતે જાળવી રાખી હતી અને તેથીજ તેમના વિદ્યમાન કાળમા મોટામોટા ધર્મધુરધર શ્રીમત શ્રાવકો, તેમની સલાહને અચળ કીંમતી ગણતા અને તેમના તરફ અતિ પૂજ્યભાવ ધરાવતા પડિત મુનિરાજ શ્રી રૂપવિજયજી, વીરવિજયજીનાજ સમકાલીન મહા વિદ્વાન કવિ હતા આ બન્ને વિદ્વાનો જોકે અન્યોન્યના પ્રતિસ્પર્ધી હતા તોપણ તેઓ બન્નેનો અન્યોન્યપ્રતિનો વિવેક તથા મર્યાદા પ્રશસાપાત્ર હતા વિચાર કરતા સિધ્ધ થાય છે કે, તેઓ બન્ને મહાશયોની તે સ્તુતિપાત્ર સ્પર્ધા ખરેખર જૈનસમાજને લાભકર્તાજ નીવડી છે વીરવિજયજી તરફથી કોઈ નવો ગ્રથ જેવો પ્રકટ થતો કે તુરતજ સામેથી રૂપવિજયજી પણ કોઈ નવીન ગ્રથ પ્રકટ કરવાને કદી ચુકતા નહિ આવા પ્રકાર તે વેળા ઘણીવાર બનતા આ વિદ્વાન પડિતો કોઈ સમયે પૂજા વગેરેના પ્રસગે અસ્માત

મળતાં ત્યારે નાય ભ્રાતૃભાવ પ્રદર્શિત કરતા, નહિ કે અ પન અર્વાચીન મનુષ્યોની પેઠે અન્યોન્યની ઇર્ષ્યા કરતા!

વીરવિજયજીએ રચેલા કેટલાક ગ્રંથો, જેઓ આજકાલ મળી શકે છે તેઓનુ લીસ્ટ અહી નીચે પ્રમાણે અપાય છે—

૧ શ્રી ગોડીપાર્શ્વનાથજીના઼ ઢાળીયા રચના-સ્થળ—ખભાત સ ૧૮૫૩ જ્યેષ્ઠ શુદિ ૫ સોમ
૨ અઠાણુ બોલનુ સ્તવન સ ૧૮૫૫ માગશીર્ષ વદિ ૧૦
૩ વીરપ્રભુનું ૩૫ વાણીનુ સ્તવન સ ૧૮૫૭ આશ્વિન વદિ ૦))
૪ સુરસુદરીનો રાસ સ્થળ—અમદાવાદ સ ૧૮૫૭ શ્રાવણ શુદિ ૪ ગુરુવાર
૫ શુભવિજયજીના શ્રાવકોના નામસૂચક ગુહળી સવત ૧૮૫૮ આષાઢ શુદિ ૧૪ થી સવત ૧૮૫૯ ના કાર્તિક શુદિ ૧૪ના સમય સુધીમા રચાયલી, અમદાવાદ
૬ અષ્ટપ્રકારી પૂજા અમદાવાદ—સ ૧૮૫૮ ભાદરવા શુદિ ૧૨ ગુરૂવાર
૭ નેમનાથજીનો વિવાહલો અમદાવાદ—સ ૧૮૬૦ ના પોષ વદિ ૮
૮ શુભવેલી અમદાવાદ—સ ૧૮૦ ૦ ચૈત્ર શુદિ ૧૧
૯ ચ્યુવિભદ્રની શીયળવેલ અમદાવાદ—સવત ૧૮૫૫ પોષ શુદિ ૧૧ ગુરૂવાર
૧૦ દશાર્ણભદ્રની સઝાય લીંબડી—સ ૧૮૬૩ મેરતેરસ ગુરૂવાર પોષ શુદિ ૧૩
૧૧ ચૌમાસી દેવ અમદાવાદ—સ ૧૮૬૫ આષાઢ શુદિ ૧
૧૨ અક્ષયનિધિ તપનું સ્તવન સ ૧૮૭૧ શ્રાવણ વદિ
૧૩ સિદ્ધાચળનુ સ્તવન સ ૧૮૭૩

૧૪ ચોસઠપ્રકારી પૂજા અમદાવાદ—સ ૧૮૭૪ અખાત્રીજ વૈશાખ શુદિ
૧૫ શખેશ્વર પાર્શ્વનાથનુ સ્તવન સ ૧૮૭૭ માર્ગશીર્ષ વદિ ૧
૧૬ શખેશ્વર પાર્શ્વનાથનુ સ્તવન સ ૧૮૭૮ ફાગણુ વદિ ૩
૧૭ પીસ્તાલીસ આગમની પૂજા અમદાવાદ—સ ૧૮૮૧ મૌન એકાદશી-માગશર શુદિ
૧૮ અધ્યાત્મનો માગ—ટબો સવત ૧૮૮૧ ચૈત્ર શુદિ ૧૫
૧૯ વિમળાચળનુ સ્તવન નવાણુ જાત્રાનુ સ ૧૮૮૪ માઘ શુદિ ૧૧
૨૦ બાર વ્રતની પૂજા અમદાવાદ-સ ૧૮૮૭ આશ્વિન વદિ ૦))
૨૧ શેઠ મોતીશાના ભુઇખળાના ઢાળીયા સ ૧૮૮૮ આસો શુદિ ૧૫
૨૨ પચકલ્યાણક પૂજા અમદાવાદ—સ ૧૮૮૯ અખાત્રીજ વૈશાખ શુદિ
૨૩ શેઠ મોતીશાની અજનશલાકા-શત્રુજયનીના ઢાળીયા સવત ૧૮૯૩
૨૪ ધમ્મિલ કુવરનો રાસ અમદાવાદ—સ ૧૮૯૩ શ્રાવણ શુદિ ૩
૨૫ મહાવીર સ્વામીના ૨૭ ભવનુ સ્તવન સ ૧૯૦૧ શ્રાવણ શુદિ ૧૫
૨૬ નદશેણનો રાસ અમદાવાદ—સ ૧૯૦૨ આશ્વિન શુદિ ૧૦
૨૭ શેઠ હઠીસગ કેસરીસગની અમદાવાદની અજનશલાકાના ઢાળીયા સ ૧૯૦૩
૨૮ શેઠ પ્રેમાભાઇ હીમાભાઇના ઉભી સોરઠના સઘના ઢાળીયા સ ૧૯૦૫ માઘ શુદિ ૧૫ બુધ
૨૯ કુશલીષ્ટ સામૈયુ
૩૦ પ્રશ્ન ચિંતામણી (સસ્કૃત પદ્યબદ્ધ) અમદાવાદ—સ ૧૯ ૯ના વૈશાખ શુદિ સાતમ

જેઓના કર્તા મળી શકતા નથી તેવા શ્રીવિજયજીકૃત સ્તવન-સજ્ઝાયો વગેરેનું લીસ્ટ —

૧૫ પજુસણ ચૈત્યવદન—'પર્વ પજુનણ ગુણનિયો' ઈત્યાદિ ગાથા-૬ પાના ૩

૧ શ્રી સીમધર સ્તવન—'ગુણનિધિ માહિમ વનીએ' ઇત્યાદિ ગાથા-૧૭ પાના ૮

૧૭ શ્રી સીમધર જિન સ્તવન—'ગુણ અનત અનત વીરાજે' ઇત્યાદિ ગાથા-૮ પાના ૧૦

૧૮ ચૌત્રીસ ૩૪ અતિશયાન્વિત સીમધર જિન સ્તવન-'સીમધર તુજ મીનને' ઇત્યાદિ ગાથા-૧૫ હાળ ૩ કાગળ પાના ૧૯—૨૦

૧૯ શ્રી સીમધર જિન સ્તવન—'ધ્યાનમા ૩ રેજિ ાનજ વિસા મે ધ્યાનમા' ઇત્યાદિ ગાથા-૮ પાના ૧૦

૨૦ સિદ્ધચક્ર સ્તવન—'અતિશય ચઉતીસ શોભના' ઈત્યાદિ ગાથા-૧૧ પાના ૭ ૮

૨૧ સિદ્ધચક્ર સ્તવન—'સકલ સુરાસુરવદ્ય નમીજે' ઈત્યાદિ ગાથા-૧૦ પાના ૮

૨૨ શ્રી રીખનદેવ સ્તવન—'નાભિનરેદનો નદન નમીએ રે' ઇત્યાદિ ગાથા-૫ પાના ૯

૨૩ શ્રી રીખવદેવ સ્તવન—'ઉભો રહેને હો જીરા' ઇત્યાદિ ગાથા-૭ પાના ૩૫-૩

૨૪ સિદ્ધાચળજીનુ સ્તવન—'જિનારી અભિનચ લીધા' ઈત્યાદિ ગાથા-૧૧ પાના ૭૮ (આ સ્તવનમા 'સ ૧૮૭૩ ના માગશર વદિ ૧૩ના રોજ જાત્રા કરી' એવો આશય વર્ણવેલો છે)

૨૫ સિદ્ધાચળજીનુ સ્તવન—'મતનના મેળા કરી નેજો' ઈત્યાદિ ગાથા-- પાના ૪૯

૨૬ સિધ્ધાચળજીનુ સ્તવન—'શીતળ તરુ સિદ્ધાચળ છાયા' ઇત્યાદિ ગાથા-૧૧ પાના ૫ -૫૭

૫૪ શ્રી વીરજિન સ્તવન-સમોવસરણનુ—'દરશને નયન ઠરાવજો જિણંદજી' ઇત્યાદિ ગાથા-૧૫

૫૫ સાધારણ આંગીવર્ણન સ્તવન—'આંગી ચંગી આજની સુખ લહીએ રે' ઇ ગાથા-૫.

૫ વૈરાગ્યનુ સ્તવન—'કાયા ધરી છે કારમી રે પ્રભુ ફલમાં ધરીએ' ઇ ગાથા-

૫૭ સાધારણ ભાવ સ્તવન-વૈરાગ્યનુ—'સાઇનિ દીલગા પ્રાણી ઈ ગાથા-૩

૫૮ વસંત સ્તવન-નેમેશ્વર રાજુલનુ—'આયો વસંત હસંત સાહેલી ઈ ગાથા-૧૧

૫૯ વસંત સ્તવન-સુમતિનાથનુ—'સાચાદેવ ભજન મન કર હો' ઈ ગાથા-૭

૬૦ વસંત સ્તવન-વીરપ્રભુનુ-આનંદકાન્ડિ—'ચાદમહસ મુનિ વણીજ વેપારી' ઇત્યાદિ ગાથા-૧૪

૬૧ સર્વાર્થસિદ્ધ સ્તવનગર્ભિત રીષભદેવ સ્તવન વસંત ધુવાર-'સમકિત ગામી દમભર નામી' ઈત્યાદિ ગાથા-૧૨

૬૨ વસંત-વાસુપૂજ્યસ્વામી સ્તવન—'ચંપા બાગની ચંપા વાસમી ઈ ગાથા ૭

૩ વસંત હોળી નેમેશ્વર સ્તવન—'શીવાનંદનકુ હરી ગોરન ઈ ગાથા-૯

૪ વીસસ્થાનક સ્તુતિ—'પૂછે ગૌતમ વીર જિણંદા ઇ ગાથા-૪

૬૫ શ્રી સીમંધર સ્તુતિ—'સીમંધર જિન સુખકર' ઇત્યાદિ ગાથા-૪

૬ શ્રી સિદ્ધચક્ર સ્તુતિ—'સિદ્ધચક્ર નમી પૂજી સુણીએ' ઈ ગાથા-૧

૮૫ ગુહળી–મુનિની 'મુનવર મારગમા વહીયા' ઈ ગાથા–૮
૮૬ ગુહળી–ગુરૂની 'ચરણ કરણગુણ શોભતા' ઇ ગાથા–૫
૮૭ ગુહળી–સૂત્રની 'સૂત્ર તણીરે વલી વધાવ્વારે' ઇ ગાથા–
૮૮ ગુહળી–સાધુજીની 'નાન દિનાકર શોભના' ઇ ગાથા–
૮૯ ગુહળી–દરદુરકની 'રાજગૃહી નગર ઉદ્યાન વિચાલ' ઈ ગાથા–૮
૯૦ ગુહળી–મુનિની ગાથા—૭
૯૧ અષ્ટાંગ યોગ ગુહળી અથવા જયતીપ્રશ્નની ગુહળી–'મુનિતા મુનિ મહળીએ વનીયા' ઇ
૯૨ ગુહળી–અઇમુત્તાનની 'અરિહા આયા રે પાવનકે મેદાન' ઇ ગાથા–૬
૯૩ પજુસણની ગુહળી–'સખી પર્વ પજુસણ આવીયા' ઇ ગાથા–૫
૯૪ ગુહળી—'ચતુરા ચતુરી ચાલન્ચુન ચની ચોખે ચીરે' ઈ ગાથા—
૯૫ જયતીપ્રશ્ન ગુહળી—'ચિત્તહર ચોવીસમો જિનરાજ' ઈત્યાદિ ગાથા—-

ઉપર દર્શાવેલા ગ્રંથો, સ્તવનો, ચૈત્યવંદનો, નમસ્કાયો, સ્તુતિઓ તથા ગુહળીઓ વગેરે, શ્રી વીરવિજયજીએ રચેલા છે, સિવાય બીજી પણ પદરચનાઓ તેમણે કરેલી, પણ હાલમા તે મળી શકતી નથી, તે આપણા દુર્દૈવ છે

વીરવિજયજીએ એ પ્રમાણે બ્રાહ્મણધર્મ ત્યજીને જૈનધર્મનો અંગીકાર કર્યો, અને પોતાના માનવજન્મને સફળ કર્યો, પણ તેમના સ્વર્ગગમન પછી જૈનસમાજને તો એવી મોટી ખોટ પડી છે, જે પૂરાવી અશક્ય છે કવિત્વશક્તિ સાથે અપૂર્વ વિદ્વત્તા તેમનામા જે

વિલસતી હતી, તે તેમના ગતકાળ પછી હાલમા કોઇ સ્થળે જોવામા આવતી નથી તેવા અદ્ભુત ગુણો સાથે ચારિત્રની અસ્ખલિત પ્રણાલી અને વૈરાગ્યની દિવ્ય વાસના તેમના ગતકાળ પછી કોઈક હૃદય ક્ષેત્રમા ભાગ્યેજ ઉપલબ્ધ થાય છે, આ ઉપરથી એમ કહેવામા પણ લગાર સ્ખલના થતી નથી કે, વીરવિજયજી જેવા આદર્શ સદ્ગુરૂનો સુયોગ, તેમના કાળધર્મની પ્રાપ્તિ પછી જૈનસમાજને ખરેખર દુર્લભ થઇ પડ્યો છે अस्तु अतिविस्तरेण अलम्

લે વિદ્વાનોનો ઋણી,

પ્રશ્ન ચિંતામણિ—અનુવાદક



શા મણીલાલ ગોકળદાસ



નાનાની પોળ—અમદાવાદ

જન્મ સંવત ૧૯૨૯ ના પોષ વદ ૫

પંડિત શ્રી વીરવિજયજીકૃત

# પ્રશ્ન ચિંતામણિ.

( ભાષાંતર )



મંગલાચરણ.

શાર્દૂલ

पुष्टेन्दीवरपीवरद्युतिभरो
भोगीन्द्रसंसेवित ।
पुण्योदारगुणोऽनिशं विदलिता-
ऽऽत्कर्मश्रेणिव्रज ॥
श्रीगः श्रीयुतपुंडरीकनयनो
देवौघसंसेवित ।
श्रीपार्श्व पुरुषोत्तम स भवता
दद्यादमंदां मुदम् ॥१॥

भोगी यदालोकनतोऽपि योगी
बभूव पातालपदे नियोगी ॥
कल्याणकारी दुरितापहारी
दशावतारी वरदः स पार्श्वः ॥२॥

दशावतारी भुवनैकमल्लो
गोपांगनासेवितपादपद्म ॥
श्रीपार्श्वनाथ पुरुषोत्तमोऽय
ददातु न सर्वसमीहितानि ॥३॥
इन्द्रैर्नत पार्श्वसुपार्श्वनाथ
शखेश्वरक प्रणिपत्य पार्श्व ॥
श्रीप्रश्नचिंतामणिनामधेय
ग्रथ प्रकुर्वे मतिवर्धनाय ॥४॥
मोहान्धकारावृतलोचनेभ्यो
ज्ञानाम्बनारव्याजनदायकेभ्य ॥
समेष्टसिद्धिद्रुमवारिदेभ्यो
नमोऽस्तु न श्रीशुभवेजयेभ्य ॥५॥
श्रीशारदा शारदशर्वरीश-
विभा विराज्युज्ज्वलकायकाति ॥
समोज्वल ज्ञानपथावतीर्णा
वाणीमपूर्वा विमला तनोतु ॥६॥
जैनागमाब्धौ तरपोततुल्या
प्रश्नोत्तराणामिह सति ग्रथा ॥
तथा त्विमा मे जडता हि दृष्ट्वा
हास्य विधेय न च बुद्धिमद्भि ॥७॥

પુરૂષોમા ઉત્તમ શ્રી પાર્શ્વનાથ ભગવાન તમને–વાચકવૃંદને અક્ષય આનંદ નિત્ય અર્પણ કરો, જેમના શરીરની કાંતિ શ્યામ કમળસમાન અતિશય કાળી છે, ભોગીન્દ્ર–ધરણેન્દ્ર જેમની સેવા કરી રહ્યા છે, જેમના ગુણો પવિત્ર અને ઉદાર છે, જેમણે પોતાનું સેવન કરનાર પુરૂષોના સંખ્યાબંધ દુષ્ટ કર્મોનો નાશ કર્યો છે, મોક્ષલક્ષ્મીના જે ઇશ્વર છે, જેમના નેત્રો શોભાયમાન કમળ સમાન સુંદર છે અને દેવોના સમુદાયો જેમનું સેવન કરી રહ્યા છે, ૧' જેમના દર્શન માત્રથી પણ ભોગી (નાગ) મહાન યોગી બની ગયો અને પાતાળમા શાસન ચલાવનારો–ધરણેન્દ્ર થયો, વળી જે સર્વનું કલ્યાણ કરનાર છે, સર્વ પાપોનો નાશ કરનાર છે અને દયાવતારી છે તે શ્રી પાર્શ્વનાથ ભગવાન, (ભવ્યજીવોને) વર (ઇચ્છિત વસ્તુ) આપનાર થાઓ, ૨' વળી શ્રી પાર્શ્વનાથ ભગવાન જે જગતમા એક *મંત્ર સમાન છે, દયાવતારી છે ×અંગોપાંગનાથી સેવાયેલા ચરણવાળા છે અને પુરૂષોમા ઉત્તમ છે, તે ભગવાન અમને સર્વ વાંછિત આપો. ૩' જેમને ઇંદ્રો નમન કરી રહ્યા છે અને પાર્શ્વનામના યક્ષના

---

* જેમ એક મહાન મંત્ર જગતમા સર્વોપરિ પ્રભાવક છે તેમ શ્રી પાર્શ્વનાથ ભગવાન પણ એક મંત્ર રાગ–દ્વેષાદિ મોહાદિ સર્વ આંતરિક શત્રુઓનો પણ સર્વથા પરાજય કરે છે–તેઓનો નાશ કરે છે, તો પછી સામાન્ય શત્રુના બાહ્ય શત્રુઓ તો તેમની સામે કાણ માત્ર ? આવા કારણથી ભગવાનને મંત્રની ઉપમા આપેલી છે

× અંગોપાંગના નામથી દેવ દેવાંગનાઓ તથા રાજા–રાણીઓ અર્થ લેવાય છે, નહિ કે શાસ્ત્રોના '

જે સ્વામી છે તે શ્રી રાખેશ્વર પાર્શ્વનાથને પ્રણામ કરી હુ, સર્વની બુદ્ધિમા વૃદ્ધિ કરવા માટે 'શ્રી પ્રશ્નચિંતામણિ' નામના ગ્રંથ રચુ છુ *' મારા સદ્ગુરૂ શ્રી શુભવિજયજી મહારાજ, મોહરૂપી અંધકારથી આંધળા બનેલા મનુષ્યોને જ્ઞાનામૃતરૂપી અંજન આપનાર હતા અને મારી કાર્યસિદ્ધિ રૂપ વૃક્ષ લતાને મેઘસમાન પ્રફુલ્લ કરનારા હતા, તેમને હુ નમસ્કાર કરૂ છુ ૫' તેમજ જેમની ઉજ્જવળ શરીરકાંતિ, શરદઋતુની પૂર્ણિમાના ચંદ્ર સમાન પ્રકાશી રહેલી છે તે શ્રી શારદાદેવી–સરસ્વતી માતા ઉજ્જવળ ધ્યાનમાર્ગમા અવતરીને મારી વાણીને અપૂર્વ નિર્મળ કરો ' જો કે, જૈનાગમરૂપી મહાસમુદ્રમા (પાર ઉતરવા માટે) અનેક પ્રશ્નોત્તરના ગ્રંથો સુંદર વહાણરૂપે તૈયાર છે, છતા આ નવો પ્રશ્નોત્તર ગ્રંથ તૈયાર કરવો, એ મારી મૂર્ખતા છે, તોપણ તેના તરફ બુદ્ધિમાન પુરૂષોએ મારી હાંસી કરવી નહિ *

હવે બ્રાહ્મી, સુંદરી તથા દમયંતી, આ ત્રણ સતીઓ-નો સોળ સતીઓમા સમાવેશ થાય છે, આવા અભિપ્રાયથી આરંભમા મંગલ કરવા માટે તેઓ વિષેના પ્રશ્નનો પ્રથમ પ્રત્યુત્તર કહેવાય છે – શિષ્ય પોતાની શંકાનુ સમાધાન કરવા માટે પુછે છે કે –

---

[illegible] "शुभ यथाशक्ति यतनीयम्" [illegible]

પ્રશ્ન ૧ લો – બ્રાહ્મી અને સુન્દરી, આ બન્ને સતીઓ, કુમારી રહી હતી કે તેઓએ પાણિગ્રહણ કર્યું હતુ? આના સબંધમા કેટલાક કહે છે કે, ભરતરાજા સુન્દરીને પરણ્યા હતા અને બાહુબલિ બ્રાહ્મીને પરણ્યા હતા જો, એમજ હતુ તો જે સમયે બાહુબલિ કાયોત્સર્ગમા (કાઉસ્સગ્ગમા) હતા, અને તેમણે કાઉસ્સગ્ગ પાર્યો તે સમયે એ બન્ને સતીઓએ "હે ભાઇ! તમે હાથી ઉપરથી ઉતરો" એમ શા માટે કહ્યુ હતુ? તેમજ આપણા સાભળવામા આવે છે કે, નલરાજાની સ્ત્રી દમયતીએ પોતાના પૂર્વજન્મમા અષ્ટાપદ પર્વત ઉપર જઇ ચોવીસે તીર્થંકરોને રત્નના તિલક આપ્યા હતા (ચઢાવ્યા હતા) અને ભક્તિ પૂર્વક તેઓને પ્રણામ કરી પોતાને ઘેર પાછી આવી હતી, પછી શુભ ધ્યાનથી મરણ પામી નલરાજાની રાણી થઈ હતી, હવે આ વિષે એ પ્રશ્ન થાય છે કે, શાસ્ત્રકારોના કહેવા પ્રમાણે અષ્ટાપદ તીર્થ ઉપર રહેલા તીર્થંકરોને નમન કરનારો મનુષ્ય, તેજ ભવમા જો મોક્ષે જતો હોય તો, દમયતીના સબધમા એથી વિરુદ્ધ કેમ બન્યુ ? શા માટે તેને પુનર્જન્મ લેવો પડ્યો ? જે ભવમા તેણે અષ્ટાપદ તીર્થ ઉપરના ભગવાનોને વદન કર્યું તેજ ભવમા તે મોક્ષે કેમ ન ગઇ ?

ઉત્તર – બ્રાહ્મી અને સુન્દરી એ બન્ને બહેનો હતી તેમા બ્રાહ્મી મોટી અને સુન્દરી નાની હતી ભરતરાજા પોતાના ભાઇ બાહુબલિ કરતા મોટા હતા, છતા તેમણે બ્રાહ્મી કરતા નાની સુન્દરીનુ પાણિગ્રહણ કર્યુ હતુ અને બાહુબલિએ સુન્દરી કરતા મોટી બ્રાહ્મીનુ પાણિગ્રહણ કર્યુ હતુ, એમ આવ-

उत्तर–'नमो तित्थस्स' એ વાકયમા 'तीर्थ' શબ્દનો અર્થ 'દ્વાદશાગ–શ્રુતજ્ઞાન' એવો થાય છે, એમ સેનપ્રશ્નમા કહ્યુ છે તેમજ શ્રી હરિભદ્ર સૂરિએ કરેલી આવશ્યકની ટીકા તપાસતા પણ એમજ જણાય છે કે, 'તીર્થ' શબ્દનો અર્થ 'દ્વાદશાગ–શ્રુતજ્ઞાન' એવોજ હોવો જોઇએ, વળી પ્રવચન સારોદ્ધારમા 'તીર્થ' એટલે 'દ્વાદશાગ–શ્રુતજ્ઞાન અથવા સઘ' એમ કહેવામા આવ્યુ છે, એટલુ જ નહિ પણ અન્યસ્થળે 'कयपवयणपणामो' પ્રવચનને પ્રણામ કરી' એવો નિર્દેશ જોવામા આવે છે, આ ઉપરથી સિદ્ધ થાય છે કે, તીર્થકરોની અપેક્ષાએ દ્વાદશ (બાર) અગવાળુ પ્રવચનજ અહીં પ્રણામ કરવા યોગ્ય જોવામા આવે છે અને 'नमस्तीर्थाय' એ વાકય ઉપરથી જણાય છે કે, તીર્થકરો પણ પ્રવચનને નમસ્કાર કરે છે કેમકે, તીર્થ–શ્રુતજ્ઞાન, સ્વપર સર્વનાપર અનુગ્રહ કરનાર છે–સર્વ કોઇને સસાર સમુદ્રથી તારનાર છે, માટે 'नमस्तीर्थाय' એમ કહીને તીર્થકરો પણ પ્રવચનનેજ નમસ્કાર કરે છે વળી વિશેષાવશ્યકસૂત્રમા કહ્યુ છે કે, પ્રવચનના ઉપદેશથીજ અરિહત ભગવાન વગેરેના યથાર્થ સ્વરૂપને આપણે જાણી શકીએ છીએ (માટે પ્રવચન સર્વ કરતા ઉત્કૃષ્ટ છે) જો કે તીર્થોદ્ગારી સૂત્રમા 'તીર્થ' શબ્દનો અર્થ 'સઘ' એ પ્રમાણે કર્યો છે, તોપણ પ્રવચન સારોદ્ધારમા 'સઘ' શબ્દનો અર્થ 'બાર અગવાળુ શ્રુતજ્ઞાન' એવોજ કરેલો છે કેમકે 'तीर्यते ससार अनेन इति तीर्थम्'–જેના સાધનથી સસાર તરી શકાય એજ તીર્થ કહવાય અને તે તીર્થ એજ છે કે, જીવ–અજીવ આદિ પદાર્થોને યથાસ્થિત સ્વરૂપે તેઓના વિશેષ અર્થની સાથે જણાવનાર

પ્રવચન, જેને મહાન્ પુરૂષોએ રચેલુ છે અને જેના અગ બાર છે આના સબધમા પૂજ્યપાદ શ્રીભદ્રબાહુ સ્વામી કહે છે.—

"तप्पुव्विया अरहया पूइयपूआ य विणयकम्म च ॥
कयकिच्चो विजहकह कहएण मए तथा तित्थं" ॥१॥

અર્થાત — તીર્થ શબ્દનો અર્થ શ્રુતજ્ઞાન એવો થાય છે કેમકે અર્હત્પદ પણ શ્રુતજ્ઞાનપૂર્વક અને શ્રુતજ્ઞાનના અભ્યાસથીજ પ્રાપ્ત થાય છે, એમ આ ગાથાની વૃત્તિમા સ્પષ્ટ કહ્યુ છે વળી લોકપ્રકાશમા પણ આ વાત કહી છે —

पादपीठन्यस्तपाद कृततीर्थनमस्कृति ॥
तीर्थं नाम श्रुतज्ञान यद्वा सघश्चतुर्विध ॥१॥
आद्यो वा गणभृत्तेन तीर्यते यद्भवांबुधि ॥
अर्हत्तत्पूर्विका यत्तया पूजितपूजक ॥२॥
लोकोऽप्यर्हत्पूजितत्वात् पूजयेत्तीर्थमादरात् ॥
ततस्तीर्थं नमस्यर्हन् कृतकृत्योऽपि ना यथा ॥३॥
धर्मं कथयति स्वामी तथा तीर्थं नमस्यति ॥

આનો ભાવાર્થ એ છે કે —ભગવાન અરિહત પણ તીર્થને પ્રથમ નમસ્કાર કરીને બાજઠપર પગ મૂકી

દેશના આપે છે તીર્થ એટલે શ્રુતજ્ઞાન અથવા ચાર પ્રકારનો સંઘ અથવા પ્રથમ ગણધર કહેવાય છે કેમકે, આ તીર્થ દ્વારા સંસાર સમુદ્ર તરી શકાય છે, એટલુંજ નહિ પણ આ તીર્થ શબ્દથી ઓળખાતું શ્રુતજ્ઞાન સંપાદન કરીનેજ અર્હત્પદ પ્રાપ્ત કરી શકાય છે, તેમજ *પૂજિતપૂજક એવા લોકો પણ અરિહંતે પૂજેલા તીર્થ–શ્રુતજ્ઞાનનું આદરપૂર્વક પૂજન કરે–શ્રુતજ્ઞાનનો અતિશય સ્વીકાર કરે, આવા અભિપ્રાયથીજ તીર્થંકરો, પોતે કૃતકૃત્ય હોવા છતાં તીર્થને [ શ્રુતજ્ઞાનને ] નમસ્કાર કરે છે અને તે પછીજ ધર્મનો ઉપદેશ આપે છે, એ પ્રમાણે લોક પ્રકાશમાં કહ્યું છે, અને પ્રજ્ઞાપનાવૃત્તિમાં પણ તીર્થ શબ્દના અર્થ તરીકે શ્રુતજ્ઞાનને, ચતુર્વિધ સંઘને તથા પ્રથમ ગણધરને સ્વીકારવામાં આવ્યા છે, ભગવતી સૂત્રમાં પણ—

" तित्थं भंते तित्थं तित्थयरे तित्थं गो अरहा ताव नियमा तित्थयरे, तित्थं पुण चाउव्वण्णो संघो वि पढमगणहरो वा "

એમ કહીને બાર અંગવાળા શ્રુતજ્ઞાનને, પ્રથમ ગણધરને તથા સંઘ વગેરેને તીર્થશબ્દના અર્થ તરીકે કહ્યા છે જેમ વૃક્ષના મૂળને જળસિંચન કરવાથી તેનું થડ તથા તેની શાખાઓ વગેરે સર્વ અવયવો તૃપ્ત થાય છે, તેમ કેવળ એક પ્રવચનને નમસ્કાર કરવાથી તેના અંગરૂપ સર્વ કોઇને નમસ્કાર થઇ જાય છે,

* સામાન્ય રીતે મનુષ્યોનો એવો સ્વભાવજ હોય છે કે તેઓ અમુક માનપૂર્વક પૂજ્ય ગણે તેને પૂજે છે અને તેથીજ તેઓ 'પૂજિતપૂજક' કહેવાય છે

વળી—" अर्हद्वक्त्रप्रसूत गणधररचित द्वादशाग विशालम्" ઇત્યાદિ સર્વ વાકયો તરફ દ્રષ્ટિ કરતા અમને જણાય છે કે ચતુર્વિધ સઘ, પ્રથમ ગણધર અને બાર અગ-વાળુ શ્રુતજ્ઞાન – આ સર્વ અર્થો એક તીર્થ શબ્દના થાય છે. આમા સત્ય વાત શી છે, તે તો સીમધર ભગવાન જાણે

प्रश्न ४ थो – શાસ્ત્ર કહે છે કે, જ્યા અરિહત ભગવાનો વિહાર કરે છે ત્યા સાત પ્રકારના ભય કદી હોઇ શકતાજ નથી આ વિષે પ્રશ્ન એ છે કે, સાત પ્રકારનાં ભય કયા કયા છે?

उत्तर –"अतिवृष्टिरनावृष्टिर्मूषका शलभा शुका ॥
स्वचक्र परचक्र च सप्तैता ईतय स्मृता ॥१॥

અતિશય વૃષ્ટિ, વૃષ્ટિ બિલકુલ ન થાય તે, ઉદરોની વૃદ્ધિ, ટીડોનુ ફાટી નીકળવુ, પોપટની વૃદ્ધિ, પોતાનાજ રાજમડળમા બળવો અને શત્રુસૈન્યનુ ચઢી આવવુ, આ સાત પ્રકારની ઇતિઓ કહેવાય છે—દેશ ઉપરના આ સાત ભય વર્ણવેલાં છે, એમ ઉપદેશ ચિતામણિ તથા હેમપ્રભ મહારાજનુ વચન છે

प्रश्न ५ मो – કયા પુરૂષો *ઇગિતમરણને ( તે

* મર્યાદિત કરી વૈયાવચ્ચ કરાવ્યા વિના ઇગિત-નિયમિત પ્રદેશની હદમા રહી સમાધિમરણ કરવુ તેને ઇગિત મરણ કહે છે

નામના અનશનને) સ્વીકારી શકે છે? અથવા એવા મરણના સબધમા ત્રણ પ્રકારના તથા ચાર પ્રકારના આહાર વિષે શો નિયમ છે?

उत्तर – પ્રવચનસારોદ્ધાર નામના ગ્રંથમા કહ્યુ છે કે ઇંગિતમરણને સ્વીકારનારો મનુષ્ય, જીવન પર્યંત ત્રણ પ્રકારના તથા ચાર પ્રકારના આહારનો ત્યાગ કરે છે, વળી તે ઇંગિતમરણમા ચતુર્વિધ આહારનુ પ્રત્યાખ્યાન હોય છે, તેમજ છેવટમા છેનટ નવ પૂર્વમા કુશળ થયેલો પુરૂષજ એ ઇંગિતમરણનો અધિકારી હોઇ શકે છે, એમ આચારાગ સૂત્રના આઠમા અધ્યયનની વૃત્તિમા કહેવામા આવ્યુ છે.

प्रश्न ६ ट्टो – વાસુપૂજ્ય ચરિત્રમા કહ્યુ છે કે – મેરૂ પર્વત ઉપર બત્રીસ દેવેન્દ્રોએ પ્રભુને સ્નાન કરાવ્યુ, એમા શો તાત્પર્યાર્થ છે?

उत्तर – અહીં બત્રીસ ઇન્દ્રો, એમ કહી અલ્પ સમૃદ્ધિવાળા વ્યતર ઇન્દ્રોનો અસ્વીકાર કર્યો છે આ વાત સમવાયાગ સૂત્રમા છે વળી શાતિનાથ ચરિત્રમા પણ પ્રભુના નિર્વાણ સમયે બત્રીસ ઇન્દ્રોનુજ કથન કરવામા આવ્યુ છે, તેમકે – પ્રભુની ઉપલી જમણી દાઢને સૌધર્મેન્દ્રે ગ્રહણ કરી, નીચેની દાઢને ચમરેન્દ્રે ગ્રહણ કરી, ઉપર નીચેની ડાબી દાઢને ઇશાનેન્દ્રે તથા બલીન્દ્રે ગ્રહણ કરી અને બાકીના અઠ્ઠાવીસ

જેને, પોતાનુ આયુષ છ મહિનાથી વધારે હોય અને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે તે જિન ભગવાન ...દ્દઘાતને કરે છે, તે સિવાયના બીજાઓ કરે છે ...વા નથી પણ કરતા " આવોજ આશય 'ગુણસ્થાન ...હ'મા પણ જણાવવામા આવ્યો છે.–

...माउसेसे उप्पन्न जेसिं केवल नाण ॥
...ा समुग्घाया सेसासमुग्घाय भइयव्वा ॥१॥

उत्तर – કોઇ સ્ત્રી પણ પુરૂષ કેવલીની પેઠે કેવલી સમુદ્દઘાત કરે છે, એમ પ્રજ્ઞાપના સૂત્રના ત્રીજા પદમાં કહેવામાં આવ્યું છે વળી કહેવાય છે કે –

अकृत्वाऽपि समुद्‌घात–मनता निर्वृता जिना ॥
अवाप्याऽपि समुद्‌घात–मनता निर्वृता जिना ॥१॥

અનંત જિન ભગવાનો કેવલિસમુદ્ઘાત કર્યા વિના પણ નિર્વાણ પામ્યા છે, તેમજ અનંત જિન ભગવાનો કેવલિ સમુદ્ઘાત કરીને પણ નિર્વાણ પામ્યા છે વળી–

यस्यायुषोऽतिरिक्तानि कर्माणि सर्ववेदिन ॥
वेद्याख्यनामगोत्राणि समुद्‌घात करोति स ॥२॥

જે સર્વજ્ઞ કેવલિના વેદનીય, નામ, ગોત્રકર્મો પોતાના આયુષ કરતા અધિક હોય, તે સમુદ્ઘાતને કરે છે ” આમા વિશેષ એ છે કે –

य षण्मासाधिकायुष्को लभते केवलोद्‌गमम् ॥
करोत्यसौ समुद्‌घात–मन्ये कुर्वंति वा न वा ॥३॥

જેને, પોતાનુ આયુષ છ મહિનાથી વધારે હોય અને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે તે જિન ભગવાન સમુદ્ઘાતને કરે છે, તે સિવાયના બીજાઓ કરે છે અથવા નથી પણ કરતા " આવોજ આશય 'ગુણસ્થાન ક્રમારોહ'માં પણ જણાવવામા આવ્યો છે –

"छम्मासाउसेसे उप्पन्न जेसिं केवल नाण ॥
ते नियमा समुग्घाया सेसासमुग्घाय भइयव्वा ॥१॥

અર્થાત્ –જેમનુ આયુષ છ માસથી કઇક અધિક બાકી હોય અને તે સમયે જેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય તેઓ સમુદ્ઘાત કરે છે તે સિવાયના બીજાઓ સમુદ્ઘાત કરે છે અથવા નથી પણ કરતા. આ ગાથાની, વૃત્તિમા કહ્યુ છે કે, અહીં આયુષના અવશેષ સબધમા છ માસથી કઇક અધિકતા સમજવી 'ઉપપાતિકસૂત્ર'ની વૃત્તિમા – अतर्मुहूर्तशेषायु समुद्घात तत्तो व्रजेत्" –જેનુ આયુષ એક *અતમુહૂર્ત જેટલુ બાકી હોય (અને તે સમયે જેને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય) તે સમુદ્ઘાતને પામે છે, એમ પણ જણાવવામા આવ્યુ છે, વળી કેટલાએક આચાર્યો એમ પણ કહે છે કે,

* બે ઘડીથી અંદરના સમય 'અતર્મુહૂર્ત' કહેવાય છે

જેમનુ આયુષ છ માસ બાકી રહે તે જિન, સમુદ્ઘાતને કરે છે, આ વાત અસત્ય છે કારણ કે જો એમજ હોય તો –

प्रातिहारिकपीठादे—रादानमपि सभवेत् ॥
श्रुते तु केवल प्रोक्त तत्प्रत्यर्पणमेव हि ॥५॥

પ્રાતિહારિક તથા પીઠ વગેરેનુ ગ્રહણ પણ સભવે, છતા શાસ્ત્રમાતો માત્ર તેઓનુ પ્રત્યર્પણજ એટલે પાછા આપવાનુજ કહેવામા આવ્યુ છે, આમ લોકપ્રકાશ ગ્રથ કહે છે

**પ્રશ્ન ૯ મો** – લોકાતિક દેવો, તે પછીના ભવમાજ મોક્ષે જનારા હોય છે, એમ સ્થાનાગ સૂત્રની વૃત્તિમા કહેવામા આવ્યુ છે તેમજ –

'श्रीब्रह्मलोकेप्रत्तरे तृतीये लोकातिकास्तत्र वसति देवा ॥
एकावतारा परमायुरष्टौ भवति तेषामपि सागराणि॥१॥

શ્રી બ્રહ્મલોકમા આવેલા ત્રીજા ×પ્રતરમા લોકાતિક દેવો રહે છે તેઓ એકાવતારી છે (તે પછીના ભવમાજ

× પ્રતર – ગોળ કે ભાગીમા ગ્ના વિમાનોના સમ મહ ાો અન આંતર ઉપરાઉપરી થર

મોક્ષે જનાના છે) અને તેઓનુ આયુષ આઠ સાગરોપમ હોય છે ' એમ શ્રેણિક ચરિત્રમા કહ્યુ છે, વળી તત્વાર્થની ટીકામા તથા સુબોધિકામા પણ લોકાતિક દેવોને એકાવતારી કહ્યા છે, તો વચાતી માર્ગણાના ગતિદ્વારમા લોકાતિક દેવોના તિર્યચ ભવ કેમ વર્ણવ્યા છે ?

उत्तर –લોકાતિક દેવો એકાવતારીજ હોય છે, આવો કઇ નિયમ નથી કેમકે, બ્રહ્મલોકમા રહેનાર લોકાતિક દેવો અમુક ભવ કરે છે અને તે પછી સિદ્ધ થાય છે એમ "પ્રવચન સારોદ્ધાર'ની વૃત્તિમા કહ્યુ છે, તેમજ વન્હિસ્તોત્ર'મા પણ કહેવામા આવ્યુ છે કે.–

"सव्वट्ठचुआ चउकयआहारगुवसमजिणगणहराई ॥
नियमेण तब्भवमिवा सत्तट्ठभवेहिं लोगता" ॥१॥

સર્વાર્થવિમાનમાથી ચ્યવેલા, ચારવાર આહારકને કરનાર, ઉપશમ શ્રેણિએ પહોચેલા, જિનેશ્વરો, અને ગણધરો નિયમે કરી તેજ ભવમા મોક્ષે જાય છે, પણ લોકાતિક દેવોને તો સાત આઠ ભવ કરવા પડેછે" ઇત્યાદિ મતભેદ હોવાને લીધે આ વિષયમા કોઇ જાતનો વિરોધ ન ગણાય

प्रश्न १० मो – શાસ્ત્રમા ઘણે સ્થળે જૃભક દેવોનુ વર્ણન જોવામા આવે છે તો ત્યા જૃભક શબ્દનો શો અર્થ કરવો ?

उत्तर –जृभंते स्वच्छंदचारित्रया ये चेष्टते ते जृंभका - જેઓ પોતાની ઇચ્છાનુસાર યથેષ્ટ વર્તન કરે છે–તેઓ 'જૃભક' દેવ કહેવાય છે

प्रश्न ११ मो આપણે સાભળીએ છીએ કે, સાધુઓ

પોતાના પહેરવાના વસ્ત્રને 'ચોલપટ્ટો' એવા નામથી ઓળખે છે, તો આ 'ચોલપટ્ટ' શબ્દનો મૂળ અર્થ શો છે ?

उत्तर – 'चोल' એટલે પુરૂષનુ ચિન્હ, તેને ઢાકવા માટે જે 'पट्ट' એટલે વસ્ત્ર તે 'चोलपट्ट' કહેવાય છે

प्रश्न १२ मो —શાસ્ત્રમા પગલે પગલે જોવામા આવે છે કે, જિનેશ્વરો પદ્માસન ઉપર બેસીને દેશના આપે છે ત્યારે બીજા કેટલાએક આચાર્યો કહે છે કે, બાજઠ ઉપર પોતાના બન્ને પગ મુકીને તથા સિહાસન ઉપર બેસીને ભગવાન દેશના આપે છે, તો આ વિષયમા સત્ય શુ ?

उत्तर

'ज पुण भणति केइ पउमासण जिणस्स रूवमेय तु"।।
जणववहारो एसो परमत्थो एरिसो एत्थ ।।१।।
सिंहामणे निसण्णो पाए ठविऊण पायपीठमि ।।
करधरियजोगमुद्दो जिणणाहो देसण कुणई ।।२।।

જો કે કેટલાએક કહે છે –જિનેશ્વરનુ પદ્માસન હોય છે–જિન ભગવાન પદ્માસન (કમળરૂપ આસન) ઉપર બીરાજે છે, પણ આતો ભગવાનનુ સ્વરૂપ વર્ણન જ છે અને તેથીજ મનુષ્યોનો એમ કહેવાનો વ્યવહાર પડી ગયો છે આમા વસ્તુસ્થિતિ તો એવી છે કે ભગવાન જિનેશ્વર સિહાસન ઉપર બેસીને, બાજઠ ઉપર પગ મુકીને, હાથમા યોગ મુદ્રા ધારણ કરે છે અને પછી દેશના આપે છે," એમ સ ધાચાર ભાષ્યના વચન ઉપરથી સત્ય વસ્તુ સમજાય છે

प्रश्न १३ मो —એક ગ્રથનુ નામ 'દશવિધ ચક્રવાલ સમાચારી' એ પ્રમાણે છે, તો એમા 'ચક્રવાલ' શબ્દનો અર્થ શો કરવો ?

उत्तर –એ સ્થળે 'ચક્રવાલ' શબ્દનો અર્થ 'નિત્યકર્મ' એવો કરવો

प्रश्न १४ मो.–આધુનિક સમયમા *'ક્ષાયિક સમ્યકત્વ' પ્રાપ્ત થતુ નથી, એમ કેટલાએક માને છે, તો આ ઉપરથી એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, પાચમા આરામા 'ક્ષાયિક સમ્યકત્વ' પ્રાપ્ત થાય છે કે નહિ ?

उत्तर –પાચમા આરામા ક્ષાયિક સમ્યકત્વનો વિચ્છેદ થયો છે, આવા અક્ષરો કોઇપણ સ્થળે જોવામા આવતા નથી, માટે આ પાચમા આરામા પણ ક્ષાયિક સમ્યકત્વ હોવાનો સભવ છે

प्रश्न १५ मो -હમણા કોઇપણ ક્ષેત્રમા યુગપ્રધાનો છે કે નહિ?

उत्तर –હમણા કોઇપણ ક્ષેત્રમા યુગપ્રધાનો નથી

प्रश्न १६ मो –પાચમા આરામા અવધિજ્ઞાન પ્રાપ્ત થાય છે કે નહિ ?

उत्तर –કોઇપણ ગ્રથમા એમ કહ્યુ નથી કે, અવધિજ્ઞાનનો વિચ્છેદ થયો છે માટે પાચમા આરામા પણ અવધિજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે

प्रश्न १७ मो -આજ કાલના કેટલાએક સાધુઓ, જેઓ પોતાને ગીતાર્થ માને છે, તેઓ ભોળા માણસો આગળ કહે છે કે, જેઓ મલિન વસ્ત્રો ધારણ કરે છે તેઓનેજ

* ક્ષાયિક સમ્યક્ત્વ એટલે સાત પ્રકૃતિનો ક્ષય થયા પછી પ્રાપ્ત થનાર

પોતાના પહેરવાના વસ્ત્રને 'ચોલપટ્ટો' એવા નામથી ઓળખે છે, તો આ 'ચોલપટ્ટ' શબ્દનો મૂળ અર્થ શો છે ?

उत्तर– 'चोल' એટલે પુરૂષનુ ચિન્હ, તેને ઢાંકવા માટે જે 'पट्ट' એટલે વસ્ત્ર તે 'चोलपट्ट' કહેવાય છે

प्रश्न १२ मो –શાસ્ત્રમા પગલે પગલે જોવામા આવે છે કે, જિનેશ્વરો પદ્માસન ઉપર બેસીને દેશના આપે છે ત્યારે બીજા કેટલાએક આચાર્યો કહે છે કે, બાજઠ ઉપર પોતાના બન્ને પગ મુકીને તથા સિંહાસન ઉપર બેસીને ભગવાન દેશના આપે છે, તો આ વિષયમા સત્ય શુ ?

उत्तर

'ज पुण भणति केइ पउमासण जिणस्स स्वमेय तु''॥
जणववहारो एसो परमत्थो एरिसो एत्थ ॥१॥
सिंहासणे निसण्णो पाए ठविऊण पायपीठमि ॥
क्रयरियजोगमुद्दो जिणणाहो देसण कुणई ॥२॥

જે કે કેટલાએક કહે છે–જિનેશ્વરનુ પદ્માસન હોય છે–જિન ભગવાન પદ્માસન (કમળરૂપ આસન) ઉપર બીરાજે છે, પણ આતો ભગવાનનુ સ્વરૂપ વર્ણનજ છે અને તેથીજ મનુષ્યોનો એમ કહેવાનો વ્યવહાર પડી ગયો છે આમા વસ્તુસ્થિતિ તો એવી છે કે ભગવાન જિનેશ્વર સિંહાસન ઉપર બેસીને, બાજઠ ઉપર પગ મુકીને, હાથમા યોગ મુદ્રા વાગરણ કરે છે અને પછી દેશના આપે છે," એમ સમાચાર ભાષ્યના વચન ઉપરથી સત્ય વસ્તુ સમજાય છે

प्रश्न १३ मो –એક ગ્રંથનુ નામ 'દશવિધ ચક્રવાલ સમાચારી' એ પ્રમાણે છે, તો એમા 'ચક્રવાલ' શબ્દનો અર્થ શો કરવો ?

उत्तर –એ સ્થળે 'ચક્રવાલ' શબ્દનો અર્થ 'નિત્યકર્મ' એવો કરવો

प्रश्न १४ मो –આધુનિક સમયમા *'ક્ષાયિક સમ્યક્ત્વ' પ્રાપ્ત થતુ નથી, એમ કેટલાએક માને છે; તો આ ઉપરથી એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, પાચમા આરામા 'ક્ષાયિક સમ્યક્ત્વ' પ્રાપ્ત થાય છે કે નહિ ?

उत्तर –પાચમા આરામા ક્ષાયિક સમ્યક્ત્વનો વિચ્છેદ થયો છે, આવા અક્ષરો કોઇપણ સ્થળે જોવામા આવતા નથી, માટે આ પાચમા આરામા પણ ક્ષાયિક સમ્યક્ત્વ હોવાનો સભવ છે

प्रश्न १५ मो –હમણા કોઇપણ ક્ષેત્રમા યુગપ્રધાનો છે કે નહિ?

उत्तर –હમણા કોઇપણ ક્ષેત્રમાં યુગપ્રધાનો નથી

प्रश्न १६ मो –પાચમા આરામા અવધિજ્ઞાન પ્રાપ્ત થાય છે કે નહિ ?

उत्तर –કોઇપણ ગ્રથમા એમ કહ્યુ નથી કે, અવધિજ્ઞાનનો વિચ્છેદ થયો છે. માટે પાચમા આરામા પણ અવધિજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે

प्रश्न १७ मो - આજ કાલના કેટલાએક સાધુઓ, જેઓ પોતાને ગીતાર્થ માને છે, તેઓ ભોળા માણસો આગળ કહે છે કે, જેઓ મલિન વસ્ત્રો ધારણ કરે છે તેઓનેજ

* ક્ષાયિક સમ્યક્ત્વ એટલે સાત પ્રકૃતિનો ક્ષય થયા પછી પ્રાપ્ત થતા

સાધુઓ કહેવામા આવે છે, બીજાઓને નહિ. આમ કહીને પોતે પણ મલિન વસ્ત્રો ધારણ કરે છે, તો સ્વચ્છ વસ્ત્રો ધારણ કરવા તે મુનિઓ માટે શુ અયોગ્ય છે ?

उत्तर —આચાર્યો તથા ગીતાર્થોએ મલિન વસ્ત્રો ધારણ કરવા તે યોગ્ય નથી, તેમ કોઇ રોગી સાધુએ પણ મલિન વસ્ત્રો પહેરવા નહિ, કેમકે, તેથી અજીર્ણ વગેરે દોષોનો સભવ છે અને ગીતાર્થે તો લોકનિંદા વગેરેના કારણથી પણ મલિન વસ્ત્રો ધારણ કરવા તે યોગ્યજ નથી એમ પ્રવચનસારોદ્ધારમા કહેવામા આવ્યુ છે

प्रश्न १८ मो —વાસુદેવ, પ્રતિવાસુદેવ, તથા બળદેવનો શુ એકજ વર્ણ હોય છે અથવા ભિન્ન ભિન્ન વર્ણ હોય છે ?

उत्तर – વાસુદેવ તથા પ્રતિવાસુદેવનો વર્ણ શ્યામ હોય છે અને બળદેવનો વર્ણ ગૌર (ધોળો) હોય છે. એમ હેમચદ્રાચાર્યના ત્રિષષ્ટિશલાકા ચરિત્રમા કહ્યુ છે

प्रश्न १९ मो – એક યોજન સુધીની ભગવાનના સમવસરણની ભૂમિ ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવામા આવે છે તેના સબધમા કેટલાએક દયાળુ મનવાળા મનુષ્યો આવો પ્રશ્ન કરે છે કે. સમવસરણની ભૂમિ કે જે ખીલેલા સુદર પુષ્પોના ઢગથી ચોતરફ છવાયલી હોય છે તેના ઉપર જીવદયામા રસિક અત કરણવાળા સાધુઓ કેમ ઉભા રહી શકે ? અથવા તે ઉપર તેઓ કેવી રીતે જઇ-આવી શકે ? કેમકે તે ઉપર જવા આવવાથી જીવહિસાનો અવશ્ય સભવ છે

આના ઉત્તરમા કેટલાએક કહે છે કે, 'ત્યા પહેલા

પુંપો અચિત્તજ હોતા નથી કેમકે દેવોએ તે પુષ્પો વિકુર્વેલાજ હોય છે' આ ઉત્તર બરાબર નથી કેમકે, સમવસરણની ભૂમિ ઉપર કેવળ વિકુર્વેલાજ પુંપો હોય છે, એમ હોતુ નથી. પણ જળમા ઉત્પન્ન થનાર તથા સ્થળમા ઉત્પન્ન થનાર અચિત્ત પુંપો પણ ત્યા હોય છે સિદ્ધાતનુ વચન છે કે –

"विंटट्ठाइ सुरभिजलथलय दिव्वकुसुमनिहारिं ॥
पयरंति सम तेण दसद्धवन्नकुसुमवासंति" ॥

(સમવસરણમા દેવો) નીચા દીંટાવાળા અને જળમા તથા સ્થળમા ઉત્પન્ન થયેલા સુગધી, પચરગી દિવ્ય પુંપોની વૃષ્ટિ ચોતરફ કરે છે"

આ વચનનુ પ્રમાણ સાભળીને કેટલા એક પોતાને પડિત માનનારાઓ આવો ઉત્તર આપે છે કે –જ્યા સાધુઓ બેઠેલા હોય છે તે પ્રદેશ ઉપર દેવતાઓ પુંપ વૃષ્ટિ કરતાજ નથી' આ ઉત્તર પણ નહિ જેવોજ છે કેમકે, સાધુઓએ અત્યત કષ્ટ વેઠીને પણ એકજ સ્થળે અવશ્ય બેસી રહેવુ, એવો કઈ નિયમ નથી તેઓને કઈક પ્રયોજન પડે તો આખા સમવસરણમા જવુ–આવવુ થાય એ સભવિતજ છે, માટે સમગ્ર ગીતાર્થ પુરૂષોને માન્ય એવો આ ઉત્તર અમે આપીએ છીએ –જેમ એક યોજન જેટલી સમવસરણની ભૂમિ ઉપર દેવો તથા મનુષ્ય વગેરે અનેક લોકોની પુષ્કળ ગીરદી થઈ હોય છે છતા તે વાળા કોઈને લેશમાત્ર હરકત થતી નથી, તેમજ લગભગ ઢીંચણ સુધી વર્ષાવવામા આવેલા પુંપો, જેઓ પુંકળ

મકરંદથી લોકોને આનંદ ઉપજાવનારા હોય છે અને જેમાં કલ્પવૃક્ષ, મુચકુંદ, કુમુદ, કમળ, કોમળ માલતી, વિકચ, વિકચિત્ર વગેરે અનેક જાતો હોય છે, તેના ઉપર સાધુઓ વિચરે છે તથા ઉભા રહે છે તેમજ અનેક જન સમુદાય તેનાપર ફરે છે, છતાં તે પુષ્પજીવોને કોઇ પ્રકારની હરકત પહોંચતી નથી, પણ ઉલટું અમૃતરસનું જાણે સિંચન થતું હોય તેમ તેઓને અત્યંત ઉલ્લાસ થાય છે, કેમકે તે સ્થળે અચિંત્ય અને અનુપમ એવો તીર્થંકરનો પ્રભાવજ પ્રસરી રહ્યો હોય છે અને તેથી સર્વ દોષોની ત્યાં નિવૃત્તિ થઇ જાય છે, એમ પ્રવચનસારોદ્ધારના ૩૯ મા દ્વારની વૃત્તિમાં કહ્યું છે

**પ્રશ્ન ૨૦ મો** –જિનેંદ્ર ભગવાનો જ્યારે ગૃહવાસમાં હોય છે ત્યારે તેઓ પુષ્પ, ધૂપ, તથા દીપક વિગેરેથી જૈનપ્રતિમાનું પૂજન કરે છે કે નહિ ?

**ઉત્તર** –ત્રણ જ્ઞાનને ધારણ કરનારા જિનેશ્વરો, જ્યારે ગૃહવાસમાં હોય છે ત્યારે પુષ્પ, ધૂપ, દીપ, વગેરેથી જિનબિંબની પૂજા કરે છે કેમકે તે સમયે તેઓ એટલે જિનબિંબો સિદ્ધ સ્વરૂપમાં હોય છે, આવાજ આશયથી શત્રુંજયમાહાત્મ્યના આઠમા સર્ગમાં અજિતનાથના અધિકારમાં કહ્યું છે કે-

'स्वामी ततश्च सुस्नातो दिव्याभरणवस्त्रभृत ॥
मपूज्य गृहचैत्यार्तार्विंबानि श्रीमदर्हताम् ॥१॥

ભગવાને ત્યાર પછી સ્નાન કરી, દિવ્ય અલંકાર

તથા વસ્ત્રો ધારણ કરી પોતાના વર દેરાસરની જૈન-પ્રતિમાઓનુ પૂજન કર્યું '

**प्रश्न २१ मो** –તિર્યગ્જૃંભક નામના દેવો કઇ જાતના ગણાય છે ? અને તેઓની કેટલા કાળ સુધીની સ્થિતિ કહેવામા આવી છે ?

**उत्तर** –તિર્યગ્જૃંભક દેવો વ્યંતર જાતિના ગણાય છે અને તેઓ કુબેરના અનુચર છે ભગવતી સૂત્રના ચૌદમા અંગશતકમા કહ્યુ છે કે, 'एग पलिओवम ठिइत्ति पन्नत्ता" તે દેવોની સ્થિતિ એક પલ્યોપમ સુધીની હોય છે

**प्रश्न २२ मो** –જિનકલ્પિક સાધુ, દુષ્ટ એવા આઠ કર્મોનો ક્ષય કરીને મોક્ષે જઇ શકે છે કે નહિ ? તેમજ કોઇ જાતની શ્રેણિને પામે છે કે નહિ ?

**उत्तर** –જિનકલ્પિક સાધુ, તે ભવમા મોક્ષે જતો નથી એવો કલ્પ છે તેમજ એમાનો કોઇ સાધુ ઉપશમ શ્રેણિને પામે છે, પણ ક્ષપક શ્રેણિને પામતો નથી, એમ 'પંચવસ્તુક' પ્રકરણમા કહેલુ છે

**प्रश्न २३ मो** –જિનકલ્પિક સાધુઓ, જો એજ ભવમા મોક્ષે જતા નથી, તો પછી મોક્ષના કારણરૂપ એવા સ્થવિર-કલ્પનો ત્યાગ કરી તેઓ, જિનકલ્પનો શામાટે સ્વીકાર કરે છે ?

**उत्तर** –જો કે જિનકલ્પિક સાધુઓ, તેજ ભવમા મોક્ષે જતા નથી, તોપણ તીવ્ર તપશ્ચર્યા કરીને પોતાનુ એકાન્તાગીપણુ અવશ્ય સંપાદન કરી શકે છે અને તથીજ

તેઓ જિનકલ્પનો સ્વીકાર કરે છે, આવોજ ભાવ ભગવતી-ના પાંચમા અગતકના ચોથા ઉદ્દેશમા જોવામા આવે છે -

'पभूण भंते ! अणुत्तरोववाइया देवा तत्थ गया चेव समाणा इह गयाण केवलीण सद्धिं आलावं संलावं वा करेइ? करेति एहता गोयमा! पभू से केणट्टेण-मित्यादि"–ગૌતમસ્વામી ભગવાન મહાવીરને પૂછે છે - હે ભગવન્! *અનુત્તરોપપાતિક દેવો જેઓ (અનુત્તર વિમાનમા) રહીને પણ સમાન હોય છે, તેઓ અહીં રહેલા કેવલીઓ સાથે વાતચીત કરે છે કે નહિ" ભગવાન આનો ઉત્તર કહે છે કે, તેઓ તે દેવલોકના અનુભવ કરતા કરતા પણ અહીં રહેલા કેવલીઓ સાથે વાર્તાલાપ કરે છે, ઇત્યાદિ

प्रश्न २४ मो – નંદિષેણ, અજિત શાંતિસ્તવના કર્તા કહેવાય છે, પણ તે ક્યા નંદિષેણ ?

उत्तर –અજિત શાંતિસ્તવના કર્તા શ્રેણિકરાજાના પુત્ર નંદિષેણ છે કે બીજાકોઈ મહર્ષિ છે, એ જાણવામા આવતુ નથી કેટલાક કહે છે કે, શ્રી શત્રુંજયની ગુફામા અજિતનાથ તથા શાંતિનાથ ચોમાસુ રહ્યા હતા તે પછી તેઓ બન્નેનુ એક એક સમવસરણ પૂર્વ સન્મુખ થયુ અનુપમ સરોવરની પાસે અજિતનાથનુ દેરાસર થયુ અને મારુદેવી-ની પાસે શાંતિનાથનુ દેરાસર થયુ શ્રી નેમિનાથના ગણધર નંદિષેણ, તીર્થયાત્રા માટે જ્યારે ત્યા આવ્યા હતા,

* - અનુત્ત વિમાનમા [illegible] મના દેવો જેઓ [illegible] કરેલો [illegible] [illegible] [illegible] ભગવતી [illegible]

ત્યારે તેમણે 'અજિત શાતિસ્તવની' રચના કરી, એમ જિન-પ્રભસૂરિએ કરેલી અજિત શાતિસ્તવની વૃત્તિમા કહ્યુ છે.

**प्रश्न २५ मो** — છઠ્ઠા આરામા મિલવામી મનુષ્યોમા ધર્મવામના રહે છે કે નહિ ?

**उत्तर** — છઠ્ઠાઆરાના મનુષ્યોમા કદાચ સમ્યક્ત્વ સભવે છે પણ તેઓના મન, રાગ-દ્વેષયુક્ત હોવાને લીધે તેઓમા વિરતિ સભવતિ નથી, એમ ભગવતી, જબૂદ્વીપ પન્નત્તિ વગેરે ગ્રથોના પ્રમાણથી જણાય છે, વળી તે સમયે ક્ષુદ્ર ધાન્યની ઉત્પત્તિ પણ થશે અને તે તુચ્છ ધાન્યનુ ભોજન કરનારા મનુષ્યો સ્વર્ગમા પણ જશે, પરતુ જેઓ મત્સ્યાહારી થશે તેઓ સ્વર્ગમા જશે નહિ, તેઓ તો દુર્ગતિમાજ જશે, એમ અમે માનીએ છીએ, વળી 'પાચમા આરાની અને ધર્મનો વિચ્છેદ થાય છે' એમ જે કહેવામા આવ્યુ છે તે દેશવિરતિ અને સર્વવિરતિની અપેક્ષાએ કહેવામા આવ્યુ છે, એમ સમજવુ

**प्रश्न २६ मो** — કેટલાક કહે છે કે, અનુત્તર વૈમાનિક દેવો ભગવાનને પોતાના સશયો પૂછતા નથી અને ભગવાન તેઓને પ્રત્યુત્તર આપતા નથી, પણ ભગવાનની *મનોવર્ગણાના પુદ્ગલોની યોજનાથી ત્યા અક્ષરો પડે છે અને તે વાચીને તેઓ સશય રહિત થાય છે, આ વાત સત્ય છે કે નહિ ?

**उत्तर** — ત્યા અક્ષરો પડતા નથી, પણ અનુત્તર દેવો

* મનોવર્ગણાના ... [illegible]

વગેરે પોતાના મનથીજ ભગવાનને પ્રશ્ન પૂછે છે, ભગવાન પણ પોતાના મન વડે મનદ્રવ્યને યોજે કે એટલે તે મનદ્રવ્યનેજ મન.પર્યવજ્ઞાનથી તથા અવધિજ્ઞાનથી ઉત્તરરૂપે તેઓ જુવે છે, જેથી તેઓ મનાય રહિત થાય છે, બીજી રીતે નહિ એમ પ્રવચનસારોદ્ધારમા કહ્યુ છે

प्रश्न १७ मो — ભગવાનના આ શાસનના જઘન્યમા જઘન્ય બે હાથની કાયાવાળા અને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ પાચસો ધનુષની કાયાવાળા મનુષ્યો સિદ્ધિપદને પામે છે, તો પછી ઋષભ ભગવાનની માતા શ્રી મરુદેવી, પાચસોને પચીસ ધનુષની કાયાવાળા હતા છતા તે કેમ સિદ્ધ થયા ?

उत्तर — ભગવાનના આ શાસનમા પાચસો ધનુષનુ જે ઉત્કૃષ્ટ માપ કહેવામા આવ્યુ છે તે એથી કાઇક વધારે હોય એવી અપેક્ષાએ કહેવામા આવ્યુ છે સિદ્ધપાહુડ નામના ગ્રથમા કહ્યુ છે કે —

"ओगाहणा जहन्ना रयणिदुग अह पुणो रि उक्कोसा ॥
पचेव धणुहसया पुहत्तेण अहियाइ" ॥१॥

શરીરની ઉંચાઇનુ પ્રમાણ જઘન્યમા જઘન્ય બે હાથનુ હોય છે અને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ પચીસ અધિક એવા પાચસો ધનુષનુ હોય છે અર્થાત વધારેમા વધારે પાચસો પચીસ ધનુષનુ દેહપ્રમાણ હોય છે તેથી પાચસો પચીસ ધનુષની કાયાવાળા મરુદેવી સિદ્ધ થયા, એમા કઇ દોષ નથી

प्रश्न २८ मो — એ પ્રમાણે પાચસો પચીસ ધનુષની [illegible] મરુદેવી જો સિદ્ધ થયા તોપછી ઉત્કૃષ્ટ પ્રમા-

ણની *અવગાહના સાથે તે કેમ મળશે? અર્થાત્ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પાંચસો ધનુષની કાયાવાળો મનુષ્ય સિદ્ધ થાય છે, એ ઉત્કૃષ્ટ માનની અવગાહના સાથે વિરોધ જ આવશે.

**ઉત્તર**—પ્રવચન સારોદ્ધારના પચાસમા દ્વારમાં નાભિરાજાનું શરીર પાંચસો પચીસ ધનુષ હતું અને મરુદેવીનું શરીર પાંચસો ધનુષ હતું, એમ કહેવામાં આવ્યું છે તેથી દોષ નથી અથવા ઉપપાતિકસૂત્રની વૃત્તિમાં શરીરના ઉત્કૃષ્ટ માનની સ્થિતિ પાંચસો ને તેત્રીસ ધનુષ કરતાં પણ અધિક કહેલી છે અને જઘન્યમાનની સ્થિતિ છેવટમાં છેવટ બત્રીસ આગળની કહેલી છે જેથી આ ઉત્કૃષ્ટમાન પ્રમાણે પણ મરુદેવાની સિદ્ધાવસ્થા નિર્દોષ છે જો એમ ન હોય તો સાત સાત હાથના શરીરવાળા અને બેઠા બેઠા સિદ્ધિ પામેલા સિદ્ધોના સબંધમાં પણ વિરોધ આવે મરુદેવા વગેરેની તો કુલકરોની સાથે સમાનતા કહેલી છે, તોપણ આવું ભાગ્યેજ બને છે, વળી સ્ત્રીઓ, પુરૂષ કરતા લગભગ નીચી હોય છે અને તેજ પ્રમાણે નાભિરાજાનું શરીર પાંચસો પચીસ ધનુષ હતું અને મરુદેવાનું શરીર પાંચસો ધનુષ હતું અથવા મરુદેવા બેઠા બેઠા સિદ્ધ થયા હતા, અથવા વૃદ્ધાવસ્થામાં શરીર સકોચાતું હોવાને લીધે તેમની સિદ્ધાવસ્થાના સમયે તેમનું શરીર પૂરા પાંચસો ધનુષ હતું, માટે એમાં કંઇ વિરોધ નથી

**પ્રશ્ન ૨૯ મો**— એક જીવ, એક ભવમાં કેટલીવાર ઉપસમશ્રેણિને પામે છે?

---

*અવગાહના એટલે શરીરની ઉંચાઇ

**उत्तर** —આ મનુષ્ય લોકમા કોઇએક જીવ, એકભવમા બેવાર ઉપશમ શ્રેણિને પામે છે, પણ તે ભવમા એ ક્ષપક-શ્રેણિને પામતો નથી, એમ કર્મગ્રંથને અનુસરનાર કહે છે, પણ સિદ્ધાંતવેત્તાઓ તો એમજ કહે છે કે હરકોઇ જીવ એક ભવમા એકજ શ્રેણિને પામે છે

**प्रश्न ३० मो** — શ્રુતસામાયિક, દર્શન સામાયિક, દેશ-વિરતિ સામાયિક, અને સર્વવિરતિ સામાયિક—આ સામા-યિકોના જે *આકર્ષક કહેવામા આવ્યા છે, તે સર્વના સરખા છે કે કોઇના ઓછા વધતા છે ? એક ભવમા અને જૂદા જૂદા ભવમા તે કેટલા થાય છે ? આકર્ષ શબ્દ નો શો અર્થ છે ?

**उत्तर**.— ચાર પ્રકારના આ સામાયિકોના આકર્ષો સમાન નથી કેમકે શ્રુતસામાયિક, દેશવિરતિસામાયિક, અને દર્શન સામાયિક—આ ત્રણ સામાયિકોના આકર્ષો, એક ભવમા ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ હજાર ×પૃથકત્વ થાય છે અને સર્વ-વિરતિ સામાયિકના તો એક ભવમા, ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સો પૃથકત્વ આકર્ષો થાય છે ત્યારપછી પ્રતિપાત અથવા લાભ થાય છે શ્રુતસામાયિક, દર્શન સામાયિક તથા દેશ-વિરતિ સામાયિક—આ ત્રણેના જુદા જુદા ભવમા ઉત્કૃષ્ટા અસખ્ય હજાર આકર્ષો થાય છે કેમકે, ક્ષેત્રપલ્યોપમના અસખ્ય ભાગોની અંદર આવેલા આકાશપ્રદેશોની સમાન ભવ હોય છે તેથીજ કહ્યુ છે કે, એક ભવમા હજાર પૃથકત્વ

* આ શબ્દનો અર્થ આ પ્રશ્નની આમ મા છે

× સામાન્ય રીતે એકથી નવ સુધીની સખ્યાનો [illegible]

* [illegible] સામાયિકોના આ[illegible] એની [illegible]

આકર્ષો હોય છે અને તેને એ આકાશ પ્રદેશોની સાથે ગુણતા અસખ્ય હજાર આકર્ષો થાય છે હવે સર્વ વિરતિના જુદા જુદા ભવમા ઉત્કૃષ્ટા હજાર પૃથકત્વ આકર્ષો થાય છે કેમકે સર્વ વિરતિના આઠ ભવની અપેક્ષાએ તેઓમાના એક ભવમા આવેલા આકર્ષોને આઠની સાથે ગુણતા હજાર પૃથકત્વ આકર્ષો થાય છે એ પ્રમાણે સામાન્ય શ્રુત, જે અક્ષરસ્વરૂપ છે તેના અનેક ભવોમા અનત ગણા આકર્ષો થાય છે આકર્ષ શબ્દનો મૂળ અર્થ એ છે કે, આકર્ષણ તેજ આકર્ષ, અથવા પ્રથમ મુકેલાનુ જે ગ્રહણ અથવા ફરીથી ગ્રહણ કરવુ તે આકર્ષ કહેવાય છે

प्रश्न ३१ मो – ચરણ અને કરણમા શો ભેદ છે ?

उत्तर – નિત્યાનુષ્ઠાન એટલે નિત્યનુ કર્તવ્ય તે ચરણ કહેવાય છે અને જે પ્રયોજન આવતા કરવામા આવે તે કરણ કહેવાય છે

प्रश्न ३२ मो – ભારડ પક્ષીઓમા દરેક પ્રત્યે કેટલા પ્રાણ હોય છે ?

उत्तर – ભારડ પક્ષીઓમા એક એક પ્રત્યે શરીર એક હોય છે, ડોક બે હોય છે, ત્રણ પગ અને એક ઉદર (પેટ) હોય છે, એમ પ્રશ્નવ્યાકરણમા કહ્યુ છે તેમજ પચોધિકામા પણ –

एकोदरा पृथग्ग्रीवास्त्रिपदा मर्त्यभाषिण ॥
भारडपक्षिणस्तेषा मृत्युर्भिन्नफलेच्छया ॥१॥

ભારડપક્ષીઓને એક ઉદર હોય છે, બે ડોક હોય છે,

પમ ત્રણ હોય છે તેઓ મનુષ્યભાષામા બોલે છે અને તેઓનુ મૃત્યુ જુદા ફળની ઇચ્છાથી થાય છે" આવા વચન ઉપરથી પણ તેઓના પ્રાણનો કઇ નિયમ કરવામા આવ્યો નથી, તો પણ પડિત શ્રી ખતિવિજય ગણિના વચનથી, ભટ્ટારક શ્રી લક્ષ્મીવિજયસૂરીના વચનથી તથા અમારા ગુરુ પડિત શ્રી શુભવિજયગણિ જેઓ પડિતોના મુકુટમણિ હતા તથા મહા વિદ્વાન હતા, તેમના વચનથી જણાય છે કે ઉત્પત્તિ સમયે બન્ને જીવો અતર્મુહૂર્તમા એકીસાથે *મન પર્યાપ્તિ પૂર્ણ કરે છે તેથી જ્યા સુધી જીવે છે ત્યા સુધી તેઓને મન એકજ હોય છે અને તેજ કારણથી તેઓના ૧૯ ઓગણીસ પ્રાણો કહેવાય છે આ રીતે –

वृध्धव्याख्याप्रमाणेन तथैकमनसा मदा ॥
एकोनविंशतिप्राणा भारडाना तु नान्यथा ॥१॥

વૃદ્ધપુરૂષોના વચનના પ્રમાણથી તથા નિત્ય એકજ મન હોવાને લીધે ભારડ પક્ષીઓને ૧૯ પ્રાણ હોય છે એમા કઇ વિરૂધ્ધ જણાતુ નથી સત્ય વાત તો સીમધર ભગવાન જાણે

**प्रश्न ३३ मो** – શરીરના સર્વ અગોમા ધ્યાન કરવાના સ્થાનો કયાં છે ?

**उत्तर** – બે નેત્ર, બે કાન, મુખ, નાક, લલાટ, તાલુ, મસ્તક, નાભિ, હૃદય અને ભ્રકુટી–આટલા ધ્યાન કરવાના સ્થાનો છે

---

* મન પર્યાપ્તિ–એટલે મનની [illegible] યોગ્ય પુદ્‌ગલો ગ્રહણ કરી તેઓને રૂપે કરવાની [illegible] મની [illegible]

**प्रश्न ३४ मो** – સંગ્રહણીસૂત્રમાં કહ્યુ છે કે'–

किन्ह राहुविमाण निच्च चदेण होइ अविरहिअ ॥
चउरंगुलमप्पत्त हिठ्ठा चंदस्स त चरइ ॥१॥

રાહુનુ વિમાન કાળુ છે અને તે ચંદ્રની સાથેજ તેના નીચેના ભાગમાં ચાર આગળને અંતરે ફરે છે" આ ગાથામાં 'ચાર આગળને અંતરે' એમ કહેવામાં આવ્યુ છે તે શુ ? રાહુ ચંદ્રની નીચે છે અને તેના ઉપર ચંદ્રનુ વિમાન છે રાહુને તથા ચંદ્રને ચાર આગળનુજ અંતર છે, એમ કહ્યુ તેથી આ પ્રશ્ન થાય છે કે, હાથીનુ સ્વરૂપ ધારણ કરી ચંદ્રના વિમાનને ખેંચનારા દેવો, જેઓના શરીરનુ માપ મનુષ્યના શરીર કરતા બેગણુ મોટુ હોય છે તેઓ ચાર આગળના ક્ષેત્રમા કેમ રહી શકે છે ?

**उत्तर** – અહીં ચાર આગળનુ જે માપ કહ્યુ છે તે પ્રમાણાંગુલના માપથી કહેવામાં આવ્યુ છે અર્થાત્ ચારસો આગળનો એક આગળ અને તેવા ચાર આગળનુ અંતર ચંદ્ર-રાહુ વચ્ચે છે, એમ સમજવુ ચંદ્રના વિમાનને ખેંચનાર હાથીના રૂપવાળા દેવો, ઉંચાઇમા ઉત્સેધાંગુલેજ છે જેથી કંઇ વિરોધ નથી

**प्रश्न ३५ मो** – સ્થવિરકલ્પી મુનિઓની મંડળીમા રાત્રિના પ્રથમ પહોરે સર્વ મુનિઓ જાગે છે, બીજે પહોરે સૂત્રધારીઓ સુઇ જાય છે, ગુરૂઓ પણ સુઈ જાય છે અને વૃષભ (ગીતાર્થ) સાધુઓ જાગે છે, ત્રીજે પહોરે વૃષભ (ગીતાર્થો) સુઇ જાય છે અને ગુરૂમહારાજ જાગ્રત થઇ વૃષભ-

ની પેઠે પ્રજ્ઞાપના વગેરે ગણે છે, અને ચોથે પ્રહરે સર્વ સાધુઓ જાગે છે પણ ગુરૂ મહારાજ પાછા સુઇ જાય છે, એમ આચારગ્રંથ વગેરેમાં કહ્યું છે અને તે સત્ય છે, પરંતુ ચોથે પ્રહરે ગુરૂને સુઇ જવાનું કારણ શું અને વૃષભ સાધુઓ કયા ?

उत्तर– ચોથે પ્રહરે સર્વ મુનિઓ જાગ્રત થાય છે પણ ગુરૂ મહારાજ પાછા સુઇ જાય છે, એમ કહેવાનું કારણ એ છે કે ગુરૂ મહારાજ પાછા જો સુઇ ન જાય તો પ્રાત:કાળે તેમના નેત્રો નિદ્રાથી ઘેરાયા કરે અને તેથી પ્રશ્ન કરનારા ભવ્ય જીવો આગળ તેઓ વ્યાખ્યાન કરી શકે નહિ, આ કારણથી તેમના પાછા સુવામાં કંઇ દોષ નથી. બીજું જેઓ ગીતાર્થ હોય તેઓને વૃષભ સાધુ જાણવા, એમ પ્રવચન સારોદ્ધારમાં કહ્યું છે.

प्रश्न २६ मो – આ મનુષ્યલોકની બહાર શું શું હોતું નથી ?

उत्तर – મનુષ્યલોકની બહાર ચૌદસ્થાનકમાં ઉત્પન્ન થનારા સંમૂર્છિમ મનુષ્યો હોતા નથી તેમજ મેઘની ગર્જના, વિજળી, બાદર અગ્નિ, છ ઋતુઓ, મનુષ્ય જન્મ તથા મનુષ્ય મરણ—આટલા પણ હોતા નથી. એમ જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે. વીરજય ક્ષેત્રસમાસમાં પણ કહેવામાં આવ્યું છે કે નદીઓ, કુંડો તથા મેઘની ગર્જનાઓ વગેરે મનુષ્યક્ષેત્રની બહાર કોઇ સ્થળે નથી જેમકે —

'नइदहघणथणियागणिजिणा नरजम्ममरणकाला ॥
[illegible] । मुत्तु नो होइ" ॥१॥

નદી, દ્રહ, મેઘની ગર્જના, અગ્નિ, જિનેશ્વરો, મનુષ્ય-જન્મ, મનુષ્યમરણ અને કાળ એટલે છ ઋતુઓ—આટલા પદાર્થો પીસ્તાલીસ યોજનના વિસ્તારવાળા મનુષ્યક્ષેત્ર સિવાય બીજે સ્થળે નથી

**प्रश्न ३७ मो** — પાક્ષિક પ્રતિક્રમણમા જો છીંક થાય તો શુ કરવુ ?

**उत्तर** — પ્રતિક્રમણમા પાક્ષિક અતિચારોનુ આલોચન કર્યા પહેલા જો છીંક થાય અને અવસર હોય તો ફરી પ્રથમથી પ્રતિક્રમણ કરવુ, પણ ફરી પ્રતિક્રમણ કરવા જેટલો અવસર ન હોય અથવા અતિચારોનુ આલોચન કર્યા પછી છીંક થઇ હોય તો કયો વિધિ છે તે કહે છે, ષડાવશ્યક પછી સ્વાધ્યાય પર્યંત ક્ષમાશ્રમણ દઇ ઉઠીને આ પ્રમાણે કહે છે —

"इच्छाकारेण संदिसह भगवन् क्षुद्रोपद्रवोड्डावणत्थ काउस्सग्ग करू इच्छ ' આમ કહી क्षुद्रोपद्रवोड्डावणत्थ करेमि काउस्सग्ग अन्नत्थ उस કહી ૪ लोगस्स નો काउस्सग्ग सागरवरगंभीरा સુધી પારીને 'नमोऽर्हत्' કહીને આ પ્રમાણે સ્તુતિ કરવી, જેમકે —

'सर्वे यक्षाम्बिकाद्या ये वैयावृत्यकरा जिने ॥
क्षुद्रोपद्रवसघात ते द्रुत द्रावयतु न ॥१॥

એમ કહ્યા પછી 'दुक्खक्खओ क' થી આરભી મોટી શાતિ સુધી ભણી જવુ, આવો વૃદ્ધ પુરૂષોનો સપ્રદાય છે

**प्रश्न ३८ मो** – મોહરહિત થયેલા જિનેન્દ્રો, પર્ષદાઓમા દેશના આપીને પરિશ્રમ દૂર કરવા માટે *દેવચ્છદક (દેવાસન) ઉપર વિશ્રાંતિ લે છે, પણ એ દેવચ્છદક કયા હોય છે ?

**उत्तर** – જેના ઉપર ભગવાન વિશ્રાતિ લે છે તે દેવચ્છદક, સુવર્ણના બીજા પ્રાકારમા હોય છે, એમ અજિતપ્રભસૂરિએ કરેલા શાતિચરિત્રમા છે

**प्रश्न ३९ मो** – ઋષભ ભગવાનથી આરભી ચોવીસે તીર્થંકરોના સમયમા અશોકવૃક્ષની ઉંચાઈ સરખીજ હોય છે કે ઓછા વધતી હોય છે ?

**उत्तर** – છેલ્લા તીર્થંકર વીર ભગવાનનુ અશોક વૃક્ષ બત્રીસ +ધનુષ ઉચુ હોય છે અને બાકીના ત્રેવીસ તીર્થંકરોના અશોકવૃક્ષો, તેઓના શરીરથી બારગણા ઉંચા હોય છે, એમ પ્રવચનસારોદ્ધારમા કહ્યુ છે

**प्रश्न ४० मो** – અશોકવૃક્ષ વગેરે આઠ પ્રાતિહાર્યો, જિન ભગવાનને કોણે કર્યા હોય છે ?

**उत्तर** – ઇન્દ્રે પ્રેરણા કરેલા દેવો ભગવાનના પ્રતિહાર (છડીદાર) જેવા હોય છે, માટે તેઓને 'પ્રતિહાર' કહેવામા આવે છે અને તેઓએ કરેલી આઠ ક્રિયાઓ 'પ્રાતિહાર્ય" કહેવાય છે –અર્થાત્ અશોકવૃક્ષ વગેરે આઠ પ્રાતિહાર્ય ક્રિયાઓ ઇન્દ્રે પ્રેરણા કરેલા દેવોએજ કરેલી હોય છે

---

* [illegible] જમીનથી [illegible] હાથ ઉંચા આસના
+ ચાર હાથ જેના માપને ધનુ [illegible]

**प्रश्न ४१ मो** – જિન ભગવાનના આહાર–વિહાર શું સમગ્ર મુનિઓને અદૃશ્ય હોય છે ?

**उत्तर** – જિન ભગવાનના આહાર–વિહાર ચર્મચક્ષુવાળા (એટલે મતિ–શ્રુતજ્ઞાનવાળાને) અદૃશ્ય હોય છે પણ જેઓને અવધિજ્ઞાનાદિ જ્ઞાનો ઉત્પન્ન થયા હોય છે તેવા પુરૂષોને અદૃશ્ય નથી

**प्रश्न ४२ मो** – નવતત્વો જે કહેવામા આવ્યા છે, તેમાથી જીવમા કેટલા ઉતરે છે ?

**उत्तर** –*નવતત્વોની, જીવ તથા અજીવ–એમ બન્ને પદાર્થોમા વહેચણી થઇ જાય છે અને તે સમયે પુણ્ય, પાપ તથા બંધ–એ ત્રણ તત્વો અજીવ પદાર્થોમા ઉતરે છે અને સવર, આશ્રવ તથા મોક્ષ–એ ત્રણ તત્વો જીવમા ઉતરે છે નિર્જરા તત્વ તો જીવ તથા કર્મોની પરસ્પર ભિન્નતાજ પ્રાપ્ત કરી આપે છે, એમ પ્રવચનસારોદ્ધારમા કહ્યુ છે

**प्रश्न ४३ मो** – ભટ્ટારક શ્રી વિજયલક્ષ્મીસૂરિ જેઓ આણંદસૂર ગચ્છના નાયક હતા તેમણે રચેલા 'પંચમી દેવવંદન વિધિ' નામના ગ્રંથમા આવી એક ગાથા છે –

'एकप्रदेश अलोगनो जे देखे अवधिनाण ॥
अप्रतिपाती ते हुवे आपे केवलनाण' ॥१॥

---

* પુણ્ય–પાપનો બંધમા સમાવેશ અજીવમા આશ્રવનો અપેક્ષાએ જીવ તથા અજીવ બન્નેમા સવર નિર્જરા અને મોક્ષ એ ત્રણ તત્વો જીવમાજ સમાવેશ થાય છે એમ સમજવાનુ છે

આ ગાથામાં કહ્યું છે કે, ×અપ્રતિપાતી અવધિજ્ઞાન-વાળા પુરૂષો +અલોકના એક પ્રદેશને જુએ છે", આ ઉપરથી પ્રશ્ન થાય છે કે, અવધિજ્ઞાનિઓ શું અરૂપી પદાર્થને જુએ છે ? જો અરૂપી પદાર્થને જુએ તોપછી એક પ્રદેશનો નિયમ શો રહ્યો ?

उत्तर – અવધિજ્ઞાનિઓ અરૂપી (રૂપરહિત) પદાર્થોને જોઈ શકતા નથી, પણ સર્વથા રૂપી (રૂપવાળા) પદાર્થોનેજ જોઈ શકે છે તથા જાણી શકે છે, આ પ્રમાણે વિશેષા-વશ્યકમાં તથા બીજા સર્વ ગ્રંથોમાં પણ કહેવામાં આવ્યું છે, તેમજ આ ગાથામાં 'અલોકના એક આકાશ પ્રદેશને જુએ' એમ જે કહ્યું છે, તે પણ સત્ય છે કેમકે શ્રીનંદિ સૂત્રમાં 'अलोगस्स एगपएसस्स' એવો સૂત્રપાઠ મળી આવે છે આ પાઠની વ્યાખ્યા કરતા મલયગિરિસૂરિ કહે છે કે, જે અવધિજ્ઞાનથી અલોકના એક આકાશ પ્રદેશને જુએ તેજ અવધિજ્ઞાનથી અનેક આકાશપ્રદેશોને પણ જુએ, એવું એ જ્ઞાનનું સામર્થ્ય છે જો કે અલોકમાં અવધિજ્ઞાનને કંઇ પણ જોવાનું હોતું નથી, છતાં અહીં જે કહેવામાં આવ્યું છે તે માત્ર તેના સામર્થ્યનુંજ વર્ણન છે' આ ઉપરથી જણાય છે કે અવધિજ્ઞાની, અલોકના એક પ્રદેશ-નેજ જુએ એવો કંઇ નિયમ નથી આ ગાથામાં એક

× અપ્રતિપાતી અવધિજ્ઞાન—કેવલ જ્ઞાન અવધિજ્ઞાનના કેવલજ્ઞાનની પ્રાપ્તિ પર્યંત નાશ ન થાય તે

+ અનંતા [illegible] જે [illegible] શમાં [illegible] [illegible] ગગન [illegible] માત્રના [illegible] [illegible] હોતા નથી [illegible] [illegible] [illegible] અથવા [illegible] [illegible] નો પ્રદેશ

પ્રદેશ સબ ત્રે જે કહેવામા આવ્યુ છે, તેનુ રહસ્ય એ છે કે, અવધિજ્ઞાનનુ સામર્થ્ય અતિતીક્ષ્ણ હોય છે

**પ્રશ્ન ૪૪ મો** — ચઉમાસામા સમવસરણ હોય છે કે નહિ ?

**ઉત્તર** — ચઉમાસામા કોઇ સમયે સમવસરણ હાય છે અને કોઇ સમયે નથી હોતુ

**પ્રશ્ન ૪૫ મો** — ચાતુર્માસમા સમવસરણ જ્યારે હાતુ નથી ત્યારે સિંહાસન ઉપર બેઠેલા ભગવાન, જ્યારે દેશના આપે છે, ત્યારે તેમને ચાર મુખ હોય છે કે નહિ ?

**ઉત્તર** — શ્રીમાન ભટ્ટારક શ્રીવિજયસેનસૂરીશ્વરે રચેલા પ્રશ્નગ્રથના અનુમાને જણાય છે કે, સમવસરણ ન હોય તો પણ જિનેન્દ્રો ચાર મુખવાળા હોય છે અને તે સમયે બાર પર્ષદાઓની રચના પણ હોય છે

**પ્રશ્ન ૪૬ મો** — પ્રથમ પૂર્વનુ માપ એક હાથીનુ છે. બીજા પૂર્વનુ માપ બે હાથીનુ છે—એમ ચાૈદે પૂર્વોના માપ કહેવામા આવ્યા છે આ વિષે પ્રશ્ન છે કે, તે હાથી પહેલા આરામા ઉત્પન્ન થયેલો સમજવો કે બીજા, ત્રીજા, ચોથા અથવા પાચમા આરામા ઉત્પન્ન થયેલો સમજવો ?

**ઉત્તર** — એ હાથી, મહાવિદેહ ક્ષેત્રમા ઉત્પન્ન થયેલો સમજવો, તે સિવાય બીજો કોઇ નહિ કેમકે તેજ હાથીનુ ગ્રહણ કરવા માટે શાસ્ત્રમા કહેવામા આવ્યુ છે

**प्रश्न ४७ मो** – ધારો કે કોઇ મન:પર્યાય જ્ઞાનવાળો સાધુ કોઇએક જૂદા ક્ષેત્રમા રહેલો છે અને કેવલી ભગવાન બીજા કોઇ ક્ષેત્રમા રહેલા છે, એ અવસરે જો મન-પર્યાય જ્ઞાનવાળા સાધુના મનમા કઇ સંશય થાય તો તે શુ કરે ?

**उत्तर** -- આ પ્રશ્નનો ઉત્તર, અનુત્તર વૈમાનિક દેવોના સબધમા અમે પ્રથમ જે કહી ગયા છીએ તે પ્રમાણે સમજી લેવો

**प्रश्न ४८ मो** – સાધુને વીશ વસા જીવદયા પાળવાની કહી છે અને આણદ આદિ ઉત્તમ શ્રાવકોને માત્ર સવા વસોજ જીવદયા પાળવાની કહી છે, એ કઇ રીતે ?

**उत्तर** –

"थूला सुहुमा जीवा सकप्पारभओ अ ते दुविहा ॥
सावराहनिरवराहा साविक्खा चेव निरविक्खा ' ॥१॥

આ ગાથામા કહેવાનુ એ છે કે, પ્રાણીઓની હિસા બે પ્રકારે થાય છે એક તો સ્થૂલ હિસા અને બીજી સૂક્ષ્મ હિસા તેમા સ્થૂલ હિસા દ્વિઇન્દ્રિય વગેરેનો વધ કરવાથી થાયછે અને સૂક્ષ્મ હિસા એકેન્દ્રિયનો વધ કરવાથી થાય છે અહીં પાચે પ્રકારના પૃથ્વીકાયાદિ બાદર જીવો સમજવા, નહિ કે સૂક્ષ્મ નામકર્મોદયવાળા ! કેમકે, તેઓ સર્વ લોકમા વ્યાપ્ત રહેલા છે, તેઓનો કદી વધ થઇ શકે નહિ તેઓ તો પોતાની મેળેજ આયુષના ક્ષયે મરણ પામે છે આ રીતે સાધુઓને સ્થૂલ હિસા તથા સૂક્ષ્મ

હિંસા—એમ બન્ને પ્રકારની હિંસાથી દૂર રહેવાનુ છે અને તેથીજ તેઓને માટે વીસ વસા જીવદયા કહી છે ગૃહસ્થો તો સ્થૂલ હિંસાથીજ દૂર રહી શકે છે સૂક્ષ્મ હિંસાથી દૂર રહી શકતા નથી કેમકે તેઓ પૃથ્વી, જળ વગેરેમા નિત્ય આરંભપ્રવૃત્તિ કર્યા કરે છે આ રીતે તેઓને માટે દશ વસા જીવ દયા રહે છે, હવે તેમા પણ સ્થૂલ પ્રાણીનો વધ બે પ્રકારે થાય છે. એક તો સંકલ્પથી અને બીજો આરંભથી તેમા સંકલ્પથી એટલે હુ આને મારૂ, આવા મન સંકલ્પથી જે પ્રાણીવધ થાય છે તેથી ગૃહસ્થી દૂર રહી શકે છે. પણ આરંભથી થનાર પ્રાણીવધથી દૂર રહી શકતો નથી કેમકે ખેતીવાડી વગેરેના આરંભમા દ્વિઇન્દ્રિય વગેરેની હિંસા થવાનો સંભવ છે, અને તેવો આરંભ જો ન કરે તો શરીર તથા કુટુંબનો નિર્વાહજ ન થઇ શકે આ રીતે દશ વસામાથી પણ અર્ધો ભાગ જતા પાચ વસા બાકી રહે છે હવે સંકલ્પથી થનાર પ્રાણીવધના પણ બે પ્રકાર છે એક તો સાપરાધી અને બીજો નિરપરાધી તેમા નિરપરાધીના વધથી ગૃહસ્થી દૂર રહી શકે છે પણ સાપરાધીના સંબંધમા નાના મોટા અપરાધનો તેને વિચાર કરવો પડે છે આ રીતે પાચ વસામાથી પણ અર્ધ ભાગ ચાલ્યો જતા અઢી વસા રહે છે હવે નિરપરાધીનો વધ પણ બે પ્રકારે થાય છે એક તો સાપેક્ષ અને બીજો નિરપેક્ષ તેમા નિરપેક્ષ દૃષ્ટિએ નિરપરાધીના વધથી ગૃહસ્થ દૂર રહી શકે છે. પણ સાપેક્ષદૃષ્ટિએ નિરપરાધીના વધથી ગૃહસ્થ [illegible] શકતો નથી કેમકે ગાડા વગેરેમા જો [illegible] વગેરેને

ચલાવવા માટે સાધારણ રીતે પણ તેઓને મારવા પડે છે અને પાઠ વગેરેમા પ્રમાદ રાખનારા પોતાના પુત્ર વગેરેને પણ મારવા-બાંધવાનો પ્રસગ આવે છે આ રીતે અઢી વસાર્થીમા પણ સવા વસો બાદ કરતા માત્ર સવા વસોજ જીવદયા ગૃહસ્થ પાળી શકે છે, એમ શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રની વૃત્તિમા કહેવામા આવ્યુ છે

**प्रश्न ४९ मो** – ગ્રૈવેયક દેવો, જિનપ્રતિમાને કેમ પૂજતા નથી ? વળી તે દેવો વસ્ત્રાલકાર ધારણ કરે છે કે નહિ ?

**उत्तर** – નવ ગ્રૈવેયકમા વાવો હોતી નથી અને વાવો નહિ હોવાને લીધે જળ પણ હોતુ નથી, તો જળ વિના પૂજા કેમ થઇ શકે ? વળી ગ્રૈવેયક દેવો જેવા જન્મે છે તેવાજ શરીરવાળા હોય છે, વસ્ત્રાલકાર વગેરે ધારણ કરતા નથી, એમ જીવાભિગમ સૂત્રમા કહેવામા આવ્યુ છે

**प्रश्न ५० मो** – મહોપાધ્યાય શ્રી યશોવિજયગણિએ રચેલી આવી એક ગાથા છે –

'पूर्वप्रयोग ने गतिपरिणामे बधन छेद असग"

આ ગાથામા કહેલા 'પૂર્વપ્રયોગ' અને 'ગતિપરિણામ' આ બે પદ ઉપર કેટલાએક આવા દૃષ્ટાતો કહે છે કે, પૂર્વપ્રયોગ બાણની પેઠે સમજવો અને ગતિપરિણામ તુબડાની પેઠે સમજવુ વળી આ ગાથામા કહેલા 'અસગ' પદ ઉપર એરડાના કળનુ દૃષ્ટાત કહે છે અને 'બધન છેદ' ઉપર તુબડાનુ દૃષ્ટાત કહે છે, તો આ વિષે નિર્ણય શો છે ? આ દૃષ્ટાતો કયા કહેવામા આવ્યા છે?

**उत्तर** — તત્વાર્થ ભાષ્યના અનુસારે જણાય છે કે, બધન છેદના સબધમા એરડાના ફળનુ દૃષ્ટાત બધ બેસતુ છે, તુબડાનુ દૃષ્ટાત યોગ્ય નથી જે પ્રમાણે તત્વાર્થ ભાષ્યમા કહ્યુ છે તેજ પ્રમાણે ભગવતીના સાતમા શતકના પ્રથમ ઉદ્દેશકમા આવુ અકર્મસૂત્ર કહેવામા આવ્યુ છે —"गइ पन्नाय इति" અર્થાત ગતિપરિણામ 'निस्संगयाएत्ति' નિઃસગપણાથી થાય છે એટલે કર્મરૂપી મેલનો ત્યાગ કરવાથી થાય છે, તેમજ 'निरगणयाएत्ति' નીરાગીપણાથી એટલે મોહનો ત્યાગ કરવાથી થાય છે 'गइपरिणामेण त्ति' તુબડારૂપ દ્રવ્યની પેઠે ગતિસ્વભાવપણાથી થાય છે 'बधणछेयणाएत्ति' એરડાના ફળની પેઠે કર્મરૂપ બધનનુ છેદન કરવાથી થાય છે 'निरिधणयाएत्ति' પ્રમાદાની પેઠે કર્મરૂપ ઇધણાનો ત્યાગ કરવાથી થાય છે અને 'पूव्वपओगेण त्ति' બાણની પેઠે સકર્મતાયુકત ગતિપરિણામરૂપે મિશ્ર થવાથી થાય છે

**प्रश्न ૫૧ मो** — સ્કધકશિષ્યની પેઠે યત્રમા પીલાતો કોઇ સાધુ, ઘન ઘાતિકર્મનો નાશ કરી અતકૃત્કેવલીપણે સાત હાથના શરીરે મુક્તિ પામે, ત્યારે તે અવસ્થામા તેની કેટલા પ્રમાણની *અવગાહના થાય ?

**उत्तर** — પ્રવચન સારોદ્ધારના વચનથી તથા ઉપપાતિક સૂત્રની વૃત્તિથી જણાય છે કે, સાત હાથ શરીરના માપવાળો જે સાધુ યત્રપ્રયોગથી મુક્તિ પામે છે, તેની

* અવગાહના થાય—એટલે કેટલા પ્રમાણના ક્ષેત્રમા તે સાત હાથનુ શરીર સ્થિતિ કરી શકે—પ્રવેશ કરી શકે ?

એ અવસ્થામા બત્રીસ આગળની અવગાહના થાય છે, તેમા કંઇ ફેરફાર નથી.

प्रश्न ५२ मो – 'अवयरण चदसूराण' એ ગાથામા જણાવ્યુ છે કે, વીર ભગવાનને વાદવા માટે ચદ્ર તથા સૂર્ય મૂળવિમાનની સાથે અહીં આવ્યા હતા તેમા પ્રશ્ન એ છે કે, તારાઓના વિમાનોનો અવકાશ ઘણોજ અલ્પ હોવાથી ચદ્ર તથા સૂર્ય અહીં કેવી રીતે આવી શકયા ?

उत्तर – ચદ્ર તથા સૂર્ય, ભગવાનને વાદવા માટે મૂળ વિમાનની સાથે અહી આવ્યા હતા, એ તો એક આશ્ચર્ય (અચ્છેરૂ) જ ગણાય છે તેમજ તારાઓના વિમાનોનો અવકાશ અલ્પ હોવા છતા તેઓનુ (સૂર્ય-ચદ્રનુ) અહીં આવવુ, તેનો પણ આશ્ચર્યમાજ સમાવેશ થતો હોવાથી તે કંઇ અદ્ભુત નથી, આમ કેટલાક ઉત્તર આપે છે, પણ એ ઉત્તર બરાબર નથી તેનો નિર્ણય સ્થાનાગસૂત્રમા આ પ્રમાણે છે –

'तिहिं ठाणेहिं तारारूवे चलेज्जा, त जहा विकुव्वमाणे वा परियारेमाणे वा ठाणाओ वा ठाण सकम्ममाणे तारारूवे चलेज्जा" દરેક તારાઓ ત્રણ પ્રકારે પોતાના સ્થાનનો ત્યાગ કરે છે જેમકે વૈક્રિયશરીર કરીને, અન્ય દેવીઓ સાથે મૈથુન કરવાની ઇચ્છાથી અથવા એક સ્થાનથી બીજે સ્થાને જવાની ઇચ્છાથી અથવા ધાતકીખડ વગેરેના મેરૂસુધીના ભાગનો ત્યાગ કરે અથવા

તો ચમરેન્દ્રની પેઠે કોઇ મહર્દ્ધિક દેવ વૈક્રિય વગેરે કરે અને તેને માર્ગ આપવા માટે પોતાના સ્થાનનો ત્યાગ કરે છે" એમ સ્થાનાગસૂત્રની વૃત્તિના વચનથી આમા કોઇ પ્રકારનો વિરોધ જણાતો નથી

**પ્રશ્ન ૫૨ મો** – આ 'હુ ડા' અવસર્પિણીમા એકવીસ હજાર વર્ષના છઠ્ઠા આરામા લગભગ એક હાથના શરીર વાળા ઘણાં માણસો થશે તેઓ વૈતાઢય પર્વતની ગુફાઓમા રહેશે તે વખતે ગગા તથા સિધુ નદી રથના પૈડાની ઉપમાએ વહેશે તેઓના જળમા માછલા વગેરે પ્રાણીઓ ઘણા ઉત્પન્ન થશે વળી તે વખતે વૈતાઢય પર્વતની ગુફામા રહેનારા મનુષ્યો, માછલા ઉપર પોતાની આજીવિકા ચલાવશે અને ટાઢ તથા તાપના ભયથી સૂર્યના અસ્ત થયા પછી સધ્યાકાળે ગુફાઓમાથી બહાર નીકળીને જયા ગગાનુ જળ હશે ત્યા આવીને જાળવડે જળમાથી માછલા બહાર કાઢી રેતીમાં નાખીને પોતપોતાને સ્થાનકે ચાલ્યા જશે પછી બીજે દિવસે સધ્યાસમયે તે માછલાઓને લઇને તેઓ ઉતાવળા ગુફાઓમા પેસી જશે એ પ્રમાણે આજીવિકા ચલાવનારા તે મનુષ્યો, આવતા પહેલા આરામા પણ તેવાજ રહેશે, એમ દીપાલિકા કલ્પમા પણ કહ્યુ છે અને તે સત્ય છે, પણ પ્રશ્ન એ છે કે, ગગાનુ ક્ષેત્ર પ્રમાણાગુલરૂપ હોવાથી રથના પૈડાની ઉપમાવાળો તેના જળનો પ્રવાહ, વૈતાઢય પર્વતની ગુફાઓથી અત્યત દૂર હશે, જેથી એ ગુફાઓમા રહેનારા મનુષ્યો, માછલા લેવા માટે એ પ્રવાહ સુધી કેમ પહોચી શકશે ?

**उत्तर** – ગગાનો પ્રવાહ તે સમયે *ગોમૂત્રક આકારનો હશે, તેથી તેનુ જળ ગુફાની સમીપમા પણ હશે અને તેનેજ લીધે બિલવાસી મનુષ્યોને, ત્યા જવા–આવવામા કોઇ પ્રકારનો શ્રમ નહિ રહે

**प्रश्न ५४ मो** – ધારો કે કોઇ શ્રાવક સામાયિક લઇને બેઠો હોય અથવા પ્રતિક્રમણની અદર કાયોત્સર્ગમા બેઠો હોય, ત્યારે ઉદર વગેરે ઉપર દોડી જતો બિલાડો તેના જોવામા આવે તો તેણે શુ કરવુ ?

**उत्तर** – સામાયિકમા બેઠેલો અથવા પ્રતિક્રમણમા આવતા કાયોત્સર્ગમા બેઠેલો કોઈ શ્રાવક, ઉંદર વગેરે ઉપર દોડી જતા બિલાડાને જો જુવે તો તેણે એક ક્ષણનો પણ વિલબ કર્યા વિના સત્વર ઉઠીને હરકોઇ પ્રકારે જીવની રક્ષા કરવી જોઇએ કેમકે શ્રી પાર્શ્વનાથ પ્રભુએ કહ્યુ છે –

"कृपानदीमहातीरे सर्वे धर्मास्तृणांकुरा' –

અર્થાત દયારૂપી નદીના મહાન કાઠા ઉપર સર્વ ધર્મોરૂપી ઘાસના અકુરો સ્થિતિ કરી રહ્યા છે–એટલે સર્વધર્મો દયાના આધારેજ ટકી રહ્યા છે

**प्रश्न ५५ मो** – સૂક્ષ્મ નિગોદજીવોનુ આયુષ સામાન્ય રીતે બસો છપ્પન ×આવલિકા કહેવામા આવ્યુ છે,

* ગોમૂત્રક આકાર–એટલે જેવી રીતે ગાય મૂત્ર કરતી ચાલી જતી હોય ત્યારે તેના મૂત્રનો પ્રવાહ આડો–અવળો થાય છે તેમ તે સમયે ગગાનો પ્રવાહ આડો–અવળો થાયશે

× આવલિ એટલે અસખ્યાતા સમય પ્રમાણનો એક કાળવિભાગ

તે શુ +પર્યાપ્ત નિગોદ જીવનુ કે અપર્યાપ્ત નિગોદ જીવનુ ? જો પર્યાપ્ત જીવનુ કહ્યુ હોય તો અપર્યાપ્તનુ તેના કરતા શુ ઓછુ સભવે છે ? પણ તે તો અયોગ્યજ ગણાય. કેમકે, શાસ્ત્રમા એ પ્રમાણે કહેવામા આવ્યુ નથી ત્યારે પર્યાપ્ત જીવનુ આયુપ અપર્યાપ્ત કરતા શુ અધિક સભવે છે?

**ઉત્તર** — સૂક્ષ્મ નિગોદમા પડેલા જીવોની તથા પર્યાપ્ત જીવોની સ્થિતિ જઘન્યમા જઘન્ય અને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ક્ષુલ્લક ભવના નામ વિના સામાન્ય રીતે અતર્મુહૂર્ત સમયની કહેલી છે આ વાત જીવાભિગમસૂત્રમા તથા પ્રજ્ઞાપના સૂત્રમા જોવામા આવે છે વળી એ સૂત્રની વૃત્તિમા પર્યાપ્તના અતર્મુહૂર્તની અપેક્ષાએ અપર્યાપ્તના અતર્મુહૂર્તને (પ્રમાણમા) અલ્પ કહેવામા આવ્યો છે, અને કર્મવિપાકની બૃહદ્દવૃત્તિ વગેરેમા ક્ષુલ્લક ભવગ્રહણને સર્વ જીવો કરતા અલ્પ જીવવારૂપે વર્ણવેલ છે, તે ઉપરથી નિશ્ચય થાય છે કે, અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ જીવોનુ આયુપ બસો છપ્પન આવલિ બરોબર ક્ષુલ્લક ભવગ્રહણરૂપ હોઇને સર્વ જઘન્ય, તથા ઉત્કૃષ્ટની દૃષ્ટિએ કઇક અધિક પણ હોય છે અને પર્યાપ્ત નિગોદ જીવોનુ આયુષ તો જઘન્ય અને ઉત્કૃષ્ટની દૃષ્ટિએ પણ અધિક હોય છે, એમ સારીરીતે જાણી શકાય છે

**પ્રશ્ન ૫૬ મો** — અનત જીવોનુ એક શરીર એવો

---

+ જેઓએ આહાર વગેરે પર્યાપ્તિઓ બાંધીને સમાપ્ત કરી હોય તેવા નિગો૦ જીવોને 'પર્યાપ્ત નિગો૦ જીવ' કહેવામા આવે છે તેમજ જેઓએ એ પર્યાપ્તિઓ પૂર્ણ કરી ન હોય તેવા જીવોને અપર્યાપ્ત નિગો૦ જીવ કહેવામા આવે છે

'નિગોદ' શબ્દનો અર્થ થાય છે, ત્યારે 'સાધારણ' શબ્દનો શો અર્થ થાય છે ?

उत्तर—જેમના શરીર, આહાર વગેરે સમાન હોય છે—એક હોય છે તે જીવો 'સાધારણ' કહેવાય છે અર્થાત એક જીવે આહાર કર્યો તો સર્વ જીવો આહાર કરનારા થઈ રહે છે અને એક જીવ સ્વાસોશ્વાસ લેતો હોય તો સર્વ જીવો શ્વાસોશ્વાસ લેનારા હોય છે, માટે તેઓ 'સાધારણ' કહેવાય છે, એમ આચારાગના પ્રથમ શ્રુતસ્કધ અધ્યયનના પાચમા ઉદ્દેશકમા છે

प्रश्न ૫૭ मो — આનતકલ્પાદિ દેવલોકમા રહેલા 'મનપ્રતિચારક' (મનમા ઉપસ્થિત થયેલી સ્ત્રીઓને ભોગવનાર) દેવો, પોતાના મનમા કોઈ પ્રકારનુ પરિણામ જયારે કરે છે, ત્યારે સૌધર્મ તથા ઇશાન દેવલોકની દેવીઓ, તેઓને માટે નાના મોટા માનસિક સકલ્પો કરે છે, પરતુ તે દેવીઓ પેલા દેવોના મનપરિણામને કેવીરીતે જાણે છે ? કેમકે અવધિજ્ઞાનનો વિષય, ઉપર ઉપરના લોકમા અતિ અલ્પ કહેવામા આવ્યો છે

उत्तर — જેમ દિવ્ય અનુભાવ (શક્તિ) થી સુપર્વશુક્રના (દેવોના વીર્યના) પુદ્ગલો, તે દેવીઓના અગમા રૂપાદિરૂપે પરિણામ પામે છે તેમજ એ દેવીઓના અગના ફરકવા વગેરેથી તુરતજ તેઓને ઇચ્છિત જ્ઞાન પણ થાય છે, એમ જણાય છે આ વિષયના યથાર્થ સ્વરૂપને તો સર્વજ્ઞ ભગવાન જાણે, પરતુ આજ આશયને ભગવાન આર્યશ્યામ પણ પ્રજ્ઞાપના સૂત્રમા કહે છે —

तत्थ णं जे ते मणपरगा देवा ते वा तेसिं इच्छा मणे समुपज्जइ, इच्छामो ण अच्छराहिं सद्धिं मणपरियाण करेत्तए, तओ णं तेहिं देवेहिं एव मणसिकए समाणे खिप्पमेव ताओ अच्छराओ तत्थ गयाओ चेव समाणीओ अणुत्तराइं उच्चाव-याइ पहारेमाणीओ चिट्ठति, तत्थ ण ते देवा ताहि अच्छराहिं सद्धि मणपरियारण करेति इत्यादि"

આન તકલ્પ વગેરે દેવલોકમા 'મનપ્રતિચારક' દેવોના મનમા આવી ઇચ્છા ઉત્પન્ન થાય છે કે, અમારી ઇચ્છા છે કે તે અપ્સરાએ સાથે અમે મનપ્રતિચારક (માનસિક ભોગ) કરીએ એ રીતે તે દેવો પોતાના મનમા ભોગેચ્છા કરે છે કે તુરતજ તે અપ્સરાઓ પણ ત્યા (પોતાના સ્થાનમા) રહીનેજ (તે દેવોથી) ભોગવેલી થાય છે, અને નાના મોટા સર્વોત્તમ (ભોગસાધનોનો મનમા) નિશ્ચય કરે છે આ પ્રમાણે તે દેવો અપ્સરાઓ સાથે મનપ્રતિચારક કરે છે"

प्रश्न ૫૮ मो — અઢાર નાત્રક (નાતરાના) સબધી કર્ણિકા વગેરે ગ્રથોમા કહ્યા છે, પરતુ તે ઉપરાત બોંહતેર નાત્રકો પણ થાય છે, તેઓનો વિચાર પોતાની બુદ્ધિથી કરી લેવો, એમ ચરિત્રામા જેવામા આવે છે આ બહોંતેર નાત્રકો કેવી રીતે સમજવાં, તેની કથા દર્શાવીને સમજાવો

उत्तर — મથુરા નગરીમા કુબેરસેના નામની એક વેશ્યા હતી, તેને એક જોડલુ જન્મ્યુ. તેમા પુત્રનુ નામ કુબેરદત્ત

પાડયુ અને પુત્રીનુ નામ કુબેરદત્તા એવુ રાખ્યુ. એ જોડલાને એક એક વીંટી પહેરાવી વસ્ત્રથી વીંટીને તથા પેટીમા નાખીને યમુના નદીના પ્રવાહમા વહેવડાવી મૂકયુ તે પેટી સૂર્યોદય સમયે સૌરીપુર નગર પાસે જઇ પહોચી, ત્યારે એ સ્થળે થલ્લા માટે આવેલા બે શેઠીઆએ તે પેટીને બહાર કાઢી અને તેમાથી જે નીકળે તેને વહેચી લેવાનો ઠરાવ કરી તેમાના એકે પુત્રને લીધો અને બીજાએ પુત્રી લીધી અનુક્રમે તે બન્ને બાળકો તરૂણ થયા એટલે કર્મયોગે તેઓ બન્નેનોજ પેલા શેઠીઆઓએ પરસ્પર વિવાહ કરી આપ્યો શાસ્ત્રકારો ઠીક કહે છે કે,

आरोहतु गिरिशिखर जलधिमुल्ल्घ यातु पातालम् ॥
विधिलिखिताक्षरमाल फलति कपाल न भूपाल ॥

મનુષ્ય, કદાચ પર્વતના શિખર ઉપર ચઢી જાય અથવા સમુદ્ર ઓળગીને ભલે પાતાલમા પેસી જાય તો પણ તેના લલાટમા લખેલા વિધાતાના અક્ષરો હરકોઈ સ્થળે ફળ આપેજ છે, રાજા વગેરે કઈ પણ કરી શકતા નથી

હવે એક દિવસે, કુબેરદત્તા પોતાના પતિ સાથે સોગઠાબાજી રમતી હતી તેવામાં પતિના હાથમા રહેલી વીંટી તેના જોવામા આવી અને તુરતજ તેને પોતાના ભાઇ તરીકે ઓળખી લઈ તે વૈરાગ્ય પામી પછી દીક્ષાનો સ્વીકાર કરી અનુક્રમે શુદ્ધ બુદ્ધિના પ્રભાવથી અવધિજ્ઞાન પામી બીજીતરફ એજ અવસરે કુબેરદત્ત કોઇ કામ પ્રસગે મથુરામા ગયો અને ત્યા કર્મને વશ થઇ પોતાની

માતા કુબેરસેના સાથે વ્યભિચારમા પડયો અનુક્રમે કુબેર-સેનાને તે કુબેરદત્તથીજ એક પુત્ર પણ થયો આ વાત કુબેરદત્તાએ અવધિજ્ઞાનથી જાણી એટલે તેના મનમા વિચાર થયો કે, 'અહો ! આતો ઘણુજ અયોગ્ય બન્યુ ' આવો વિચાર કરી કુબેરદત્તા તે બન્નેને બોધ આપવા માટે મથુરામા ગઇ અને ત્યા વેશ્યાના ઘરમા (કુબેરસેનાના ઘરમા) પોતાને માટે નિવાસસ્થાન માગીને ત્યા રહી એક વખતે કુબેરદત્તથી ઉત્પન્ન થયેલો કુબેરસેનાનો પુત્ર રડતો હતો, ત્યારે કુબેરદત્તા સાધ્વી તેને કહેવા લાગી — "હે બાળક ! તુ રડે છે કેમ ? છાનો રહે તુ મને અત્યત પ્રિય છે કેમકે તારી સાથે મારા છ સબધો છે, સાભળ, ૧ તુ મારા પતિનો પુત્ર છે માટે મારા પણ પુત્ર છે ૨ મારા ભાઇનો પુત્ર છે ૩ મારી માતાના ઉદરમા ઉત્પન્ન થયો છે માટે તુ મારો ભાઇ છે ૪ મારા પતિનો નાનો ભાઈ છે તેથી તુ મારો દિયર છે ૫ મારી માતાના પતિનો ભાઈ હોવાને લીધે તુ મારા પિતાનો ભાઇ છે ૬ તમજ મારી શોકયનો પુત્ર કુબેરદત્ત છે અને તુ કુબેરદત્તનો પુત્ર છે, માટે મારો પણ પૌત્ર છે એ રીતે હે વત્સ ! મારી સાથે તારા છ સબધો છે હવે તારા પિતાની સાથે પણ મારા છ સબધો છે, સાભળ, ૧ તે મારો પતિ છે ૨ મારા પિતા છે ૩ મારો ભાઇ છે ૪ મારી માતા કુબેરસેના વેશ્યાનો પતિ હોવાને લીધે મારો દાદો છે ૫ મારા પતિની માતા જે વેશ્યા તેનો એ પતિ હોવાને લીધે મારો સસરો છે અને ૬ મારી શોકય (વેશ્યા) નો પુત્ર હોવાને લીધે

મારો પણ પુત્ર છે. આ રીતે તારા પિતાની સાથે પણ મારા છ સબધો છે વળી હે બાળક ! તારી માતા સાથે પણ મારા છ સબધો છે, સાભળ, ૧ તે મારી માતા છે, ૨ મારા ભાઇની સ્ત્રી છે. ૩ મારી શોકય છે, ૪ પતિની માતા હોવાને લીધે મારી સાસુ છે, ૫ મારી શોકયના પુત્રની વહુ હોવાને લીધે મારી પણ વહુ છે ૬ અને મારા પિતા કુબેરદત્તની માતા હોવાને લીધે તે મારી દાદી છે વળી હે પુત્ર ! કુબેરદત્તની સાથે તારાપણ છ સબધો છે સાભળ, ૧ તે તારો પિતા છે, ૨ તારો ભાઇ છે, કેમકે તમારી બન્નેની માતા એકછે, ૩ આપણી બન્નેની માતા પણ એક હોવાને લીધે હુ તારી બ્હેન થાઉં જેથી મારો પતિ કુબેરદત્ત તારો બનેવી થાય, ૪ મારો ભાઇ હોવાથી એ કુબેરદત્ત તારો મામો થાય, ૫ તુ મારી શોકયનો પુત્ર છે તેથી હુ તારી માતા થાઉ અને મારી માતા કુબેરસેનાનો પતિ હોવાથી કુબેરદત્ત તારી માતાનો પિતા થાય, ૬ તેમજ તારા પિતાની હુ બહેન છુ અને તારો પિતા મારો પતિ છે માટે તે તારો ફુઓ થાય વળી હે બાળક ! વેશ્યાની સાથે પણ તારા છ સબધો છે, સાભળ ૧ તે તારી માતા છે, ૨ તારા પિતાની માતા છે, ૩ તારા ભાઇ કુબેરદત્તની સ્ત્રી હોવાથી તે તારા ભાઇની સ્ત્રી છે, ૪ હુ તારી બીજી માતા છુ અને આ વેશ્યા મારી માતા છે તેથી તારી દાદી છે, ૫ તુ મારો ભાઇ છે અને આ વેશ્યા મારી શોકય હોવાથી તારી બ્હેન થાય છે, ૬ તેમજ તુ મારી શોકયનો પુત્ર હોવાથી બધુ

છે અને આ વેશ્યા કુબેરદત્તની વહુ હોવાથી તારા ભાણેજની વહુ છે વળી હે બાળક ! મારી સાથે પણ તારા છ સબધો છે, સાભળ – ૧ હુ તારી બહેન છુ, ૨ તુ મારી શોકયનો પુત્ર છે માટે હુ તારી માતા છુ, ૩ તારા પિતાની હુ બહેન છુ તેથી તારી ફોઇ છુ, ૪ તારા ભાઇની હુ પત્ની છુ તેથી તારા ભાઇની સ્ત્રી છુ, ૫ તુ મારી શોકયના પુત્રનો પુત્ર છે તેથી હુ તારા પિતાની માતા છુ ૬ અને મારી માતાના પતિનો તુ નાનો ભાઇ છે તેથી હુ તારા ભાઇની પુત્રી છુ વળી હે પુત્ર ! તારા પિતા કુબેરદત્તને તારી સાથે છ સબધો છે, જેમકે.- ૧ તારી માતા અને કુબેરદત્તની માતા એક હોવાથી કુબેરદત્ત તારો ભાઇ છે, ૨ તુ એનો પુત્ર છે, ૩ મારા ભાઇ કુબેરદત્તનો તુ પુત્ર છે, તેમજ મારી શોકયનો પુત્ર હોવાથી તુ મારો પણ પુત્ર છે અને એ રીતે કુબેરદત્તનો તુ ભાણેજ છે, ૪ મારા પતિ કુબેરદત્તની તથા મારી બન્નેની માતા એક છે અને તેથી કુબેરદત્તનો તુ સાળો છે, ૫ કુબેરદત્તની સ્ત્રી વેશ્યા અને તેના પુત્ર કુબેરદત્તનો તુ પુત્ર છે, તેથી એનો પૌત્ર થયો ૬ અને કુબેરદત્તની માતા વેશ્યા, તેના પતિ કુબેરદત્તનો તુ પુત્ર હોવાથી એનો કાકો પણ થયો તેમજ હે વત્સ ! કુબેરદત્તને પણ વેશ્યાની સાથે છ સબધો છે, સાભળ, ૧ આ વેશ્યા કુબેરદત્તની માતા છે, ૨ એના પત્નીભાવને પામી માટે તેની સ્ત્રી છે, ૩ હુ એની સ્ત્રી છુ અને વેશ્યા મારી માતા તેથી એ તેની સાસુ પણ છે, ૪ કુબેરદત્તની માતાની

હુ શોકય થઇ તેથી અને તેની માતા મારી માતા હોવાને લીધે આ વેશ્યા એની માતાની માતા થઇ, ૫ મારી શોકય હોવાથી મારા બધુ કુબેરદત્તની આ બહેન થઇ, ૬ અને માતાના પતિ કુબેરદત્તની માતા હોવાથી એ કુબેરદત્તને આ પિતાની માતા થઇ વળી હે વત્સ ! મારી સાથે પણ આ કુબેરદત્તના છ સબધો છે જેમકે – મે એની સાથે ૧ પતીભાવ અનુભવ્યો છે તેથી હુ તેની સ્ત્રી થાઉં, ૨ કુબેરદત્ત મારી માતાનો પતિ થયો તેથી હુ તેની પુત્રી થાઉં, ૩ અમારી બન્નેની માતા એક છે તેથી હુ તેની બહેન થાઉં, ૪ હુ એની માતાની શોકય થઇ તેથી તેની માતા પણ થાઉં, ૫ કુબેરદત્તની પત્નીના પુત્રની પત્ની હોવાથી હુ એને પુત્રવધૂ થાઉં. ૬ અને કુબેરદત્ત મારી ભોજાઇનો પુત્ર હોવાથી હુ તેને પિતાની બહેન થાઉં વળી હે બાળક ! તારી સાથે વેશ્યાના પણ છ સબધોછે, જેમકે– ૧ તુ એનાથી ઉત્પન્ન થયો માટે પુત્ર છે, ૨ આ વેશ્યાના પતિ કુબેરદત્તનો તુ નાનો ભાઇ છે તેથી વેશ્યાનો તુ દિયર થયો, ૩ વેશ્યાનો પુત્ર કુબેરદત્ત અને કુબેરદત્તનો પુત્ર તુ તેથી વેશ્યાનો તુ પૌત્ર થયો ૪ હુ વેશ્યાની શોકય અને એ રીતે હુ કુબેરદત્તની સાસુ થઇ, કુબેરદત્ત મારો સ્વામી તેથી વેશ્યાનો સસરો થયો અને તુ કુબેરદત્તનો નાનો ભાઇ હોવાથી વેશ્યાનો કાકોજી થયો, ૫ વેશ્યાની શોકય હુ અને તુ મારો ભાઇ હોવાથી વેશ્યાનો પણ ભાઈ થયો, ૬ તેમજ મારા ભાઇનો પુત્ર તુ અમે બન્ને શોકય હોવાને લીધે વેશ્યાને પણ તે પ્રમાણેજ થયો અને તેથી વશ્યાને ભાઈ

નો પણ પુત્ર થયો હવે હે વત્સ ! કુબેરદત્તની સાથે પણ વેશ્યાને છ સબધો છે, જેમકેઃ- ૧ અત્યારે વેશ્યાનો એ પતિ છે, ૨ પ્રથમ તેનાથી એ ઉત્પન્ન થયેલો હોવાથી વેશ્યાનો એ પુત્ર છે, ૩ હુ વેશ્યાની પુત્રી છુ અને કુબેરદત્ત મારો પતિ છે તેથી વેશ્યાને જમાઇ થયો, ૪ વેશ્યાના પતિ કુબેરદત્તની હુ બહેન છુ તેથી વેશ્યાની હુ નણદ થઇ અને કુબેરદત્ત મારો પતિ હોવાને લીધે વેશ્યાનો નણદોઇ થયો, ૫ વેશ્યાના પતિ કુબેરદત્તની હુ માવડી માતા થાઉ તેમજ એ કુબેરદત્ત મારો પતિ થાય તેથી વેશ્યાનો સસરો થયો ૬ અને શોકયના સબધે પણ કુબેરદત્ત મારો ભાઇ હોવાને લીધે વેશ્યાનો પણ ભાઈ થયો હવે વેશ્યાને મારી સાથે પણ છ સબધો છે જેમકે - ૧ વેશ્યાના પતિ કુબેરદત્તની હુ બહેન હોવાથી વેશ્યાની નણદ થઈ, ૨ અમારા બન્નેનો પતિ એક હોવાથી વેશ્યાની હુ શોકય થઇ, ૩ હુ એની પુત્રી પ્રસિદ્ધજ છુ, ૪ વેશ્યાના પતિની હુ માવડી માતા થાઉ તેથી વેશ્યાની સાસુ થઇ, ૫ વેશ્યાના પુત્ર કુબેરદત્તની હુ પત્ની થાઉ તેથી વેશ્યાને પુત્રવધૂ થાઉ ૬ તેમજ વેશ્યાના પુત્રની હુ પુત્રી થાઉ તેથી વેશ્યાને પૌત્રી થાઉ '

એ રીતે અઢાર ચોક બહોતેર નાત્રક સબધો થાય છે. માટે હે વત્સ ! તુ છાનો રહે " આવા સાધ્વીના વચન સાંભળી પોતાના પૂર્વના સબધને જાણી વેશ્યા બોધ પામી તેણે ચારિત્ર ગ્રહણ કર્યું અને તેથી તે ભવપાર પામી કુબેરદત્તે પણ ચારિત્ર લીધુ છે, એ વાત કોઈ કોઈ ગ્રથોમા છે

प्रश्न ५९ — રાવણ અને લક્ષ્મણ કેટલા ભવ પછી સિધ્ધિને પામશે ?

उत्तर — રાવણ ચાદમા ભવમા તીર્થંકર પદ પામીને સિદ્ધિએ જશે અને લક્ષ્મણ પણ એજ પ્રમાણે તીર્થંકર પદ પામીને સિદ્ધિએ જશે, એમ હેમાચાર્યના ત્રિષષ્ટિ-શલાકા ચરિત્રમા છે

प्रश्न ૬૦ मो —

अतमुहुत्त निरये मुहुत्तचत्तारि तिरियमणुएसु ॥
देवेसु अद्धमासो उक्कोसविउव्वणाकालो" ॥१॥

નારકીમા ઉત્કૃષ્ટ વિકુર્વણાનો કાળ અતર્મુહૂર્તનો છે, તિર્યચમા તથા મનુષ્યમા ચાર મુહૂર્તનો છે અને દેવોમા એક પખવાડીઆ સુધીનો છે' ઇત્યાદિ આગમવચનથી જણાય છે કે, દેવોએ નવી વિકુર્વેલી વસ્તુ વધારેમા એ છે કે, આ લોકમા દેવો પોતાના શરીરને નાનુ મોટુ એક પખવાડીઆ સુધી રહી શકે છે કહેવાનો ભાવ કરે છે અથવા નવા વૃક્ષ, તળાવ, ગામ, ચૈત્ય, મદિર તથા અલકારો વગેરે જે કઇ વસ્તુ વિકુર્વે છે તે પદર દિવસ સુધીજ રહી શકે છે અને પછી પોતાની મેળેજ તે વસ્તુ નાશ પામે છે, એમ જીવાભિગમ સૂત્રમા કહ્યુ છે, તો શુકરાજના ચરિત્રમા, જિતારિ રાજાનો અભિગ્રહ પૂર્ણ કરવા માટે વિમલાચળના અધિષ્ઠાયક ગોમુખ નામના યક્ષે વિમલાચળ વિકુર્વ્યો હતો, એવી વાત છે આના સબધમા કેટલાએક કહે છે કે, એ વિકુર્વેલો વિમલાચલ

પર્વત હજી પણ કાશ્મીર દેશમા છે આ ઉપરથી શ્રાંતિ થાય છે કે, દેવોએ વિકુર્વેલી વસ્તુ પખવાડીઆ ઉપર પણ રહી શકે છે ખરી ?

ઉત્તર—દેવો જ્યારે કંઇ વિકુર્વે છે ત્યારે વૈક્રિય સમુદ્ઘાત કરે છે અને મસારગલ્ર (તે નામનુ રત્ન), હંસગર્ભ (એક જાતનુ રત્ન), હીરા, વૈડૂર્યમણિ, લોહિતાક્ષ (એક જાતનો મણિ), અંજનપુલક (તે નામનો મણિ) અને સ્ફટિક વગેરેના ઔદારિક પુદ્ગલો ગ્રહણ કરી વૈક્રિયરૂપે પરિણામે છે ત્યારે એ વસ્તુ વૈક્રિય કહેવાય છે અને તે એક પખવાડીઆ ઉપર રહેતી નથી, પરંતુ વૈક્રિય કરીને તેને ઔદારિકરૂપે પરિણામે છે ત્યારે એ વસ્તુ લાંબા કાળ સુધી પણ રહી શકે છે, દાખલા તરીકે દ્વારકા તથા અયોધ્યાપુરી હજી સુધી પણ સ્થિતિ કરી રહી છે કાશ્મીરદેશમા જે સિદ્ધાચલ પર્વત કરવામા આવ્યો છે, તેના સબંધમા શ્રાદ્ધ વિધિસૂત્રની વૃત્તિ આ પ્રમાણે કહે છે—

"तस्यामटव्यां तत्तीर्थं तद्रूप स सुरोत्तम ॥
गिरेरुपरि चक्रे च किंवा देवैर्न सिद्धयति ॥१॥
देवैर्विकुर्वित पक्षमेवोत्कर्षेण तिष्ठति ॥
कृत तु चिरमप्यर्हन्मूर्तिवद् रैवतोपरि" ॥२॥

તે અરણ્યમા તે તીર્થને તેના મૂળસ્વરૂપમા તે ઉત્તમ દેવે પર્વત ઉપર કર્યું, અથવા દેવો શું કરી શકતા નથી ?
જો કે દેવોએ વિકુર્વેલી વસ્તુ વધારેમા વધારે એક પખ-

વાડીઆ સુધી રહી શકે છે પણ તેઓએ જે વસ્તુ કરેલી હોય છે-નિર્માણ કરેલી હોય છે તે વસ્તુ લાબા કાળ સુધી પણ રહી શકે છે, જેમ રૈવતાચળ પર્વત ઉપર અમ્બિકાની પ્રતિમા દેવોએ ખાસ કરેલી છે-સ્થાપેલી છે તે હજી સુધી પણ સ્થિતિ કરી રહી છે" આ રીતે કાશ્મીર દેશના સિદ્ધાચળના સબધમા પણ સમજી લેવુ વળી આ વિષે શ્રીમુનિસુદરસૂરિના શિષ્યે રચેલા વિક્રમચરિત્રમા આવુ લખાણ પણ મળી આવે છે-

सस्थाप्य नगरी नानाजिनेन्द्रालयमालिताम् ॥
श्रीविमलाभिधा तत्र तस्थौ धर्मपरो नृप ॥१॥
इतो गोमुखयक्षेणागत्योक्त नृपते पुर ॥
विकुर्व्य रचित शैल पुंडरीकाऽभिधो मया ॥२॥
भवतोऽभिग्रह पूर्ण मघस्य वाऽखिलोऽधुना ॥
तेनाऽमु पर्वत महरिष्यामि साप्रत द्रुतम् ॥३॥
त्वया भूपाल सिध्याद्रौ सुराष्ट्रादेशभूषणे ॥
गत्वा श्रीऋषभो देवो वदितव्य सुभावत ॥४॥
निकुर्वित मम वस्तु गेहादि चित्तहर्षदम् ॥
पक्षाद्युपरि कुत्राऽपि स्याब्नेत्युक्त जिनाऽऽगमे ॥५॥

અનેક જિનમદિરાની માળાવાળી શ્રીવિમલા નામની નગરી સ્થાપીને તેમા રાજા જિતારિ ધર્મપરાયણ થઇને રહેલો હતો, એવામા ગોમુખ નામના યક્ષે ત્યા આવીને રાજાને કહ્યુ કે મે શ્રી સિધ્ધાચળ પર્વતને અહીં વિકુર્વ્યો

છે જેથી હે રાજા ! તારો તથા મમગ્ર સંઘનો અભિગ્રહ હવે પૂર્ણ થયો છે, માટે તે (વિકુર્વેલા) પર્વતને હવે સત્વર હું પાછો અદૃશ્ય કરી દઉંછું હે રાજા ! સૌરાષ્ટ્ર દેશમા અલંકાર રૂપ (એટલે તે દેશમા રહેલા) સિદ્ધાચળ પર્વત ઉપર જઇને તારે અત્યંત ભાવપૂર્વક શ્રીઋષભ ભગવાનને વંદન કરવુ (અર્થાત તે મૂળ પર્વત ઉપર જઇનેજ તારે ભગવાનને વંદન કરવુ, અહીં મે વિકુર્વેલો પર્વત હવે રહી શકશે નહિ) કેમકે મનને આનંદ ઉપજાવે તેવી હરકોઇ ધન વગેરે વસ્તુ દેવોએ વિકુર્વેલી હોય, તે એક પખવાડીઆ ઉપર કદી રહી શકતી નથી. એમ જિન ભગવાનના આગમમા કહેવામા આવ્યુ છે ' ઇત્યાદિ વચનથી જણાય છે કે, તે પર્વત આજકાલ કાશ્મીર દેશમા છેજ નહી ખરી વાત તો જ્ઞાની જાણે

**प्रश्न ६१ मो** — શ્રીપાલે કરેલી મુનિસ્તવનામા આવી એક ગાથા છે –

"नईधारण तरता पार उतरतां नवि मारगलेखा
विगत विशेषा जाणीए' –

આમા "नइधारण" એ શબ્દ ઉપર વ્યાખ્યા કરતા કેટલાએક સામાન્ય દૃષ્ટિએ કહે છે કે, એ શબ્દના અર્થ તરીકે ધારણારૂપ નદી સમજાય છે–અર્થાત્ એ શબ્દનો અર્થજ ધારણારૂપ નદી એવો થાય છે, તો એ નદી કઇ ? અહીંઆ નદીનુ શુ પ્રયોજન છે ?

**उत्तर** — 'नईधारण' એ શબ્દનો અર્થ "ધારણારૂપ નદી" એ પ્રમાણે જેઓ કહે છે તેઓને શુ વિચારજ નથી

થતો કે, સસારરૂપ સમુદ્રને ઉતરવામા નદીનુ શુ કામ છે ? 'નઈધારણ' શબ્દ ખુલ્લી રીતે નરજાતિનો છે, છતા તેને નારીજાતિમા લઇ જવો એ વિરૂધ્ધજ છે, માટે જણાય છે કે, તેઓનો અર્થ બ ધબેસતો નથી. અહીં યુક્તિથી વિચાર કરતા, એ શબ્દનો અર્થ આવોજ હોય, એમ સભવે છે –

'नदीधारकत्वमस्यास्तीति नदीधारक समुद्र'
प्राकृतत्वात् 'नईधारणो'ऽपि समुद्र' ॥

નદીઓને જે ધારણ કરી રાખે તે 'નદીધારક' કહેવાય આ શબ્દ સસ્કૃત છે તેનો અર્થ સમુદ્ર થાય છે તેને જ્યારે પ્રાકૃતમા લઇ જઇએ ત્યારે તેનો પર્યાય 'नईधारण' એવોજ થાય અને તેનો અર્થ પણ 'સમુદ્ર'જ થાય અર્થાત્ સમુદ્રને તરવામા જેમ અનેક માર્ગો છે તેમ આ સસાર સમુદ્રને તરવામા પણ અનેક માર્ગ છે આવા પ્રકારનુ એ ગાથાનુ રહસ્ય છે

प्रश्न ૬૨મા.— પૂર્વકાળના મુનિઓ તે સમયે પોતાના વસ્ત્રો વગેરે ધોતા હતા કે નહિ ?

उत्तर — પૂર્વકાળના મુનિઓ પણ વર્ષાકાળ (ચોમાસુ)-થી થોડા સમય પહેલા જળ વગેરેની સામગ્રી થઇ જાય છે ત્યારે છેવટે પોતાની સર્વ ઉપધિ ધોઇ નાખે છે કદાચ જળ વગેરે સામગ્રી ન હોય તો ઓછામા ઓછો પોતાનો પાત્રનિયોગ તો અવશ્ય ધોવોજ જોઇએ, એમ પ્રવચન-સારોધ્ધાર ગ્રથમા કહ્યુ છે

**પ્રશ્ન ૬૩ મો**—ઋજુમતિ અને વિપુલમતિ એ બે જ્ઞાનમા કોનો વિષય ઓછા વધતો હોય છે ?

**ઉત્તર**— મનપર્યવજ્ઞાન બે પ્રકારનુ હોય છે એક તો ઋજુમતિ અને બીજુ વિપુલમતિ, તેમા અઢી દ્વીપ સમુદ્રોમા અઢી આગળ ઓછા પ્રદેશોને જે જાણે તે ઋજુમતિ જ્ઞાનવાળો કહેવાય અને અઢી આગળ અધિક પ્રદેશને જે જાણે તે વિપુલમતિ જ્ઞાનવાળો કહેવાય, એમ જ્ઞાનસાગરસૂરિએ કરેલી આવશ્યક ચૂર્ણિમા છે પ્રવચનસારોદ્ધાર વગેરે ગ્રથોમા વળી એમ પણ કહ્યુ છે કે, સામાન્યરીતે ઘટ વગેરે સર્વવસ્તુઓના ચિતનપરિણામને ગ્રહણ કરાવનારુ, કઇક અત્યત અશુદ્ધ અને અઢી આગળ ઓછા મનુષ્યક્ષેત્રને જાણનારૂ જે જ્ઞાન તે ઋજુમતિલબ્ધિ કહેવાય છે અને સેકડો *પર્યાયોથી યુકત એવા ઘટ વગેરે સર્વ પદાર્થોના વિશેષ ચિતનમા પ્રવૃત્તિ કરનાર મનોદ્રવ્યને ગ્રહણ કરનારૂ, અતિશય શુદ્ધ અને સપૂર્ણ મનુષ્યક્ષેત્રને જાણનારૂ જે જ્ઞાન તે વિપુલમતિલબ્ધિ કહેવાય છે આ વાત ભગવતીસૂત્ર તથા નદીસૂત્રની વૃત્તિમા પણ છે; પણ કર્મગ્રથને જાણનારાઓના અભિપ્રાયે તો બે સમુદ્રો તથા અઢી દ્વીપને જે જાણે તે ઋજુમતિ કહેવાય, અને તેમા અઢી આગળ અધિક જાણે તે વિપુલમતિ કહેવાય આના સબધમા વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ વિશેષાવશ્યક વગેરે ગ્રથોમા જોઈ લેવુ

**પ્રશ્ન ૬૪મો**— ઋજુમતિ અને વિપુલમતિ જ્ઞાનવડે

* પર્યાયોથી એટલે ક્રમભાવી (એકેક) અવસ્થાઓથી અથવા ધર્માતરોથી

દ્રવ્ય, ક્ષેત્ર, કાલ તથા ભાવ—આ ચારમાં કેટલો-કેટલો ભાગ જાણે ?

उत्तर.— ઋજુમતિજ્ઞાની દ્રવ્યદૃષ્ટિએ અનંતાનંત પ્રદેશોવાળા મનોવર્ગણાના પુદ્‌ગલદ્રવ્યોને જાણે અને તેજ દૃષ્ટિએ વિપુલમતિજ્ઞાની તેના કરતા અધિક પ્રદેશવાળા સૂક્ષ્મમનોદ્રવ્યને જાણે. ક્ષેત્રદૃષ્ટિએ ઋજુમતિજ્ઞાની, મનુષ્યક્ષેત્રમા અઢી આગળ ઓછા ક્ષેત્રવિષયને જાણે તેમજ ઉંચે, નીચે તથા આડા અવળા ક્ષેત્રવિષયને પણ જાણે; અને વિપુલમતિજ્ઞાની સંપૂર્ણ મનુષ્યક્ષેત્રના વિષયને જાણે કાલદૃષ્ટિએ પલ્યોપમના અસંખ્યાતા ભાગસબંધી ભૂતકાળમા ચિંતવેલા મનોદ્રવ્યવિષયને તથા ભવિષ્યકાળના મનોદ્રવ્યવિષયને ઋજુમતિ જાણે અને વિપુલમતિ તે કરતા કંઇક અધિક વિષયને જાણે ભાવદૃષ્ટિએ સર્વ ભાવોના અનંત ભાગોમા રહેલા અનંત પર્યાયનુ જ્ઞાન ઋજુમતિને હોય અને વિપુલમતિને તે કરતા કંઇક અધિક વિષયનુ હોય

प्रश्न ६५ मो — અઢી દ્વીપ સુધીના મનુષ્યક્ષેત્રમા અઢી આગળ ઓછા વધતા વિષયવાળું ઋજુમતિજ્ઞાન તથા વિપુલમતિજ્ઞાન હોયછે, એતો ખરૂ પણ ઉંચે નીચે તથા આડા અવળા ક્ષેત્રમા પણ તે જ્ઞાનના વિષયની તેટલીજ ન્યૂનાધિકતા છે કે સમાનતા છે ?

* उत्तर — જેમ ઋજુમતિ તથા વિપુલમતિજ્ઞાનનો વિષય અવિશુદ્ધ તથા અતિશુદ્ધ હોઇને અઢી આગળ ઓછો અને અઢી આગળ અધિક મનુષ્યક્ષેત્રમા છે તેમજ ઉંચા નીચા ક્ષેત્રમા પણ સમજી લેવો, અથવા ભગવતી તથા

તથા રાજપ્રશ્નની વૃત્તિના અભિપ્રાયે નીચેના તથા તિરછા લોકના મધ્યમાથી રત્નપ્રભા ભૂમિવિષે ઋજુમતિજ્ઞાનવાળો એક હજાર યોજન સુધી મઝી જીવોના મનને તેમજ ઉપરના ભાગમા જ્યોતિશ્ચકની ઉપરના તળીયાસુધી વિસ્તારમા જાણી શકે છે, પરંતુ વિપુલમતિ જ્ઞાનવાળો તેથી અઢી આગળ અધિક પ્રદેશને જાણી શકે

प्रश्न ६६ मो— પૂર્વના પ્રશ્નોત્તરમા અઢી આગળનુ જે માપ કહેવામા આવ્યુ, તે ઉત્સેધાગુલથી કે પ્રમાણાગુલથી ?

उत्तर — એ આગળનું માપ પ્રમાણાગુલથી સમજવુ, કારણ કે.—

आयगुलेण वत्थु--शरीरमुस्सेह अगुलेण तहा ॥
नगपुढवीविमाणाइ मिणसुपमाणगुलेण च ॥१॥

કોઇપણ વસ્તુનુ માપ જયા દર્શાવ્યુ હોય ત્યા ઉત્સેધાગુલથી તે સમજવુ અને પર્વતો તથા પૃથ્વીના માપ પ્રમાણાગુલથી સમજવા " ઇત્યાદિ શાસ્ત્રવચન આમા પ્રમાણ છે નંદિસૂત્રમા (આજ વિષય સબધે) ઉત્સેધાગુલથી પ્રમાણ કહેવામા આવ્યુ છે, તેનુ કારણ તો જ્ઞાની જાણે

प्रश्न ६७ मो — જે ક્ષેત્રમા દુષ્ટ મિથ્યાત્વની વાસનાવાળો કોઈ વ્યતર વગેરે દેવ રહેતો હોય તે ક્ષેત્રમા કોઇ સાધુઓ *'પરિહાર વિશુદ્ધિક' નામનુ તપ કરે ત્યારે

* આ તપને નવ સાધુઓ અઢાર મહિનામા વારા ફરતી કરી શકે છે અમુ મ ૨યણવાળાજ મુધ મો તીર્થ ર આદિ મહાન પુરુષો પાસેજ ત ધ થઈ શકે છે

તેઓને જોઇને કોપાયમાન થયેલો તે વ્યંતરાદિ દેવ, તે સાધુઓને ત્યાંથી ઉપાડીને બીજા કોઇ ક્ષેત્રમા મૂકે છે કે નહિ?

**उत्तर** – 'પરિહાર વિશુધ્ધિક' તપના પ્રભાવથી તે દુષ્ટ વ્યંતર પણ શાંત થઇ જાય છે. વારૂ કે કદાચ મિથ્યાત્વના ઉદયથી તે દેવ શાંત ન થાય તો પણ તે દેવ પરિહાર વિશુધ્ધિક સાધુને ત્યાંથી લઈ જઈ શકતો નથી આ વાત ભગવતીસૂત્રના ત્રીસમા શતકના પચીસમા ઉદ્દેશકમા કહેવામા આવી છે જેમકે –

'समणीमवगयवेय परिहारपुग्गलायमप्पमत्त च ॥
चउद्दसपुव्वि आहारगं च न य कोइ संहरइ' ॥१॥

સાધ્વીને, જેણે વેદનીય કર્મો ખપાવી દીધા હોય તેને, પરિહારવિશુદ્ધિક તપ કરનારને અપ્રમાદીને, ચૌદપૂર્વધરને તથા +આહારક શરીર ધારણ કરનારને કોઈ હરી શકતુ નથી

**प्रश्न ६८ मो** – ઉપાશ્રયમા રહેનારો સાધુ, પોતાના માત્રૂ કરવા વગેરેનાં પાત્રોને કઈ દિશામા મૂકે છે? તેમજ પોતાની આવશ્યક ક્રિયા કઈ દિશામા કરે છે?

**उतर** – પોતાના માત્ર કરવાવગેરેના પાત્રોને દિવસે ઉત્તર દિશામા તથા રાત્રે દક્ષિણ દિશામા મુકે છે, તેમજ મુનિઓ પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ રાખીને પોતાનુ આવશ્યક કર્મ કરે છે, આ વાત સાધુદિનકૃત્યમા કહી છે –

---

+ પાંચ શરીરમા । આ શરીર ૧૪ પૂર્વધારી-લબ્ધિવાળા સાધુઓજ બનાવી શકે છે તેને આહારક શરીર કહે છે

पडिलेहिय सडासे भूमी पेहित्तु उत्तराभिमुहे ॥
मुंचइ उच्चाराइ 'दिवा निसा दक्खिणामुहे ॥१॥
पुव्वाभिमुहा आवस्सयं पकुव्वंति' ॥

સડાસમાં પડિલેહીને પૃથ્વી બરાબર તપાસીને પોતાના ઉચ્ચારપાત્રોને (માત્ર વગેરેના પાત્રો) દિવસે ઉત્તર દિશામા મુકવા અને રાત્રે દક્ષિણ દિશામાં મુકવા. વળી પૂર્વ તરફ મુખ નાખીને આવશ્યક કર્મ કરવુ

प्रश्न ६९ मो — સાધુએ પોતાની આગળ અથવા ઓશીકે રજોહરણ મુકવુ કે નહિ ?

उत्तर — મુનિએ રજોહરણને આગળ, ઓશીકે અથવા ડાબી બાજુ મુકવુ ન જોઇએ; પરતુ જમણી બાજુએજ મુકવુ જોઇએ. એમ નિશીથ સૂત્રમા છે

प्रश्न ७० मो — સગ્રહણી સૂત્રમા "रयणाए ओहि" ઇત્યાદિ ગાથાઓમા નારકી જીવોને માટે અવધિજ્ઞાનનો અલ્પ વિષય કહ્યો છે,' તેમજ "रयणादिए तिसु परमाहम्माय" ઇત્યાદિ વચનથી આગળ પરમાધાર્મિક દેવો પણ નથી કે જેઓ નારકિઓને તેઓના પૂર્વભવ કહે ! તો પછી નારકિ જીવ પોતાના પૂર્વભવને જોઇ શકે નહિ જો જોઇ 'શકે નહિ તો' આચારાગસૂત્રની" બૃહદ્વૃત્તિના અનુસારે જણાય છે કે, ચક્રવર્તી બ્રહ્મદત્ત, પોતાની ઉત્તમ સ્ત્રીનુ સ્મરણ કરતો નરકની સાતમી ભૂમિમાં ગયો અને ત્યાપણ ક્ષેત્રમા ઉત્પન્ન થનારી વેદનાને નહિ સહન કરીને 'હા ! કુરુમતિ" એ પ્રમાણે વિલાપ કરતો હતો; તેમજ

મતિ પણ તેનુંજ સ્મરણ કરતી હતી, પરંતુ બ્રહ્મદત્તના અવધિજ્ઞાનનો વિષય તો તે વખતે માત્ર એકજ કોશનો (યોજનનો) હતો, છતા તેણે આ લોકમા ન્હેલુ કુમતિનુ નામ કેવી રીતે જાણ્યુ ? તે સાતમી નરકભૂમિના જીવો, પોતાના પૂર્વભવના પાપોને શુ જાતિસ્મરણથી જાણે છે કે અવધિજ્ઞાનથી જાણે છે ?

ઉત્તર – લોકમા, પ્રાણીઓ અનેક પ્રકારના પાપકર્મો કરી નરકનુ આયુષ બાધે છે અને નરકમા જાય છે, પરતુ ત્યા કોઈપણ ઉપાયે તેઓ પૂર્વ ભવને જાણી શકતા નથી માત્ર સ્મરણમા આવેલા પોતાના પૂર્વજન્મના પાપોને તેઓ જાતિસ્મરણથી પોતાની મેળે જાણી શકે છે અવધિજ્ઞાનથી તો તેઓ કઈપણ જાણી શકતા નથી, કેમકે તેઓનુ અવધિજ્ઞાન માત્ર એકજ યોજન સુધી પહોંચી શકે છે, એમ ભગવતીસૂત્રની વૃત્તિમા છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, નારકી જીવો પોતાના પૂર્વ જન્મના પાપોને જાતિસ્મરણથી જાણે છે, નહિ કે પરમાધાર્મિક દેવોના ઉપદેશથી ! આવાજ આશયથી ઉપદેશ રત્નાકરમા પણ કહ્યુ છે કે, 'લક્ષ્મણ તથા રાવણ વગેરેની પેઠે નારકી જીવો જાતિસ્મરણથી પોતાના પૂર્વભવને જાણે છે' વળી પ્રવચનસારોદ્ધારમા કહ્યુ છે કે, 'જેમ નારકી જીવોને જાતિસ્મરણથી પોતાનો પૂર્વભવ જાણવામા આવે છે તેમ *નિસર્ગસમ્યકત્વ' પણ જાતિસ્મરણથી પ્રાપ્ત

* નિસર્ગસમ્યક્ત્વ-એ તે સ્વભાવસિદ્ધ સમ્યક્ત્વ અથવા કોઈના ઉપદેશા વિના ઉદ્ભવતી યથાર્થિત તત્ત્વ ... ની અભિરુચિ–ત ... ના સમ્યગ જ્ઞાનમા

થાય છે આ વિષયનો હવે વિસ્તાર કરવાથી શુ ? સેન-પ્રશ્ન વગેરે ગ્રથોમા પણ એ પ્રમાણેજ છે

प्रश्न ७१ मो — અજિતશાતિસ્તવમા આજ કાલ ચાળીન ગાથાઓ જોવામા આવે છે, પણ તેની મૂળવૃત્તિમા માડત્રીસ ગાથાઓનુ જ વ્યાખ્યાન કરી તેને તેટલી ગાથાઓવાળુ જ સૂચવ્યુ છે, તો પછી 'वम्किय' ઇત્યાદિ ગાથાઓ કોણે કરી ?

उत्तर — 'वम्किय' ઇત્યાદિ ત્રણ ગાથાઓ અજિતશાતિસ્તવના કર્તાએ નથી કરી પણ કોઇ બીજાએ કરી છે અને તેથીજ તેની મૂળવૃત્તિમા એ ગાથાઓ જોવામા આવતી નથી આજ કાલ વળી તેઓનુ પણ માહાત્મ્ય પ્રસિધ્ધ થયેલુ હોવાથી અથવા તે ગાથાઓ અત્યત પ્રસિધ્ધિમાં આવેલી હોવાથી તેઓનુ પણ પઠનપાઠન જોવામા આવે છે અને એવો સપ્રદાય છે

प्रश्न ७२ मो — અજિતશાતિસ્તવ તથા શાતિ (સ્નાત) આજકાલ એકજ માણસ ભણે છે અને બીજા બધા મૌન ધારણ કરી સાભળે છે, તો આ વિષે પ્રશ્ન થાય છે કે, ઉપસર્ગોને દૂર કરવાનો તેમા જે પ્રભાવ છે તો સર્વ મનુષ્યો તેને કેમ ભણતા નથી ? એકજ માણસ ભણે એવો નિયમ શા માટે ?

उत्तर — 'सोयव्वो सव्वेहिं'—એકજ માણસ ભણે અને બીજા બધાઓએ સાભળવુ, એવુ વચન હોવાથી એક માણસ [illegible] અને સાધુ, સાધ્વી શ્રાવક,

વગેરે સમસ્ત મનુષ્યો સાવધાન થઇને તેને સાભળે. જો એકીસાથે સર્વ મનુષ્યો તેને ભણે તો "ક્ષપકવદનામા" કોલાહલ થવાનો સભવ છે, માટે એકજ માણસ તેને ભણે બધા નહિ ?

**प्रश्न ७३ मो** – પાક્ષિક વગેરે ત્રણ પ્રતિક્રમણોમા આજ કાલ અજિતશાતિ સ્તવ ભણાય છે, તે પ્રમાણે દૈવસિક પ્રતિક્રમણમા તથા રાત્રિપ્રતિક્રમણમા ભણવાની જરૂર ખરી કે નહિ ?

**उत्तर** – પાક્ષિક વગેરે ત્રણ પ્રતિક્રમણોમા તો 'अवस्सत्ति' અવશ્ય-નિયમે કરીને તેને ભણવાની જરૂર છેજ, દૈવસિકમા તો કઈ ખાસ જરૂર હોતી નથી રાત્રિપ્રતિક્રમણમા તેને ભણવાનો અવસરજ હોતો નથી, માટે રાત્રે પણ તે ભણવુ યોગ્ય નથી આ વાત 'પ્રભાતના પ્રતિક્રમણમા સ્તવપાઠ ભણાતો નથી,' એમ કહી અજિતશાતિસ્તવની બૃહદ્વૃત્તિમા સૂચવી છે

**प्रश्न ७४ मो** – 'जो पढइ जो अ निसुणइ उभओ काल पि' જે મનુષ્ય બન્ને કાળ અજિતશાતિ ભણે છે તથા સાભળે છે,' એમ કહી તેને ભણવામા બે કાળનો નિયમ દર્શાવ્યો છે, તે શુ ?

**उत्तर** – 'उभओ काल पि' એ વાક્યમા 'अपि' શબ્દનો પ્રયોગ કરી પ્રાત કાળ, મધ્યાન્હકાળ તથા સ ધ્યાકાળ–એ ત્રણે કાળો દર્શાવ્યા છે, નહિ કે માત્ર બેજ કાળ ! અર્થાત ત્રણે કાળે તેનુ શ્રવણ–પઠન કરવા જણાવ્યુ છે

प्रश्न ७५ मो – વળી 'न हु हुति तस्स रोगा' અજિતશાતિનુ શ્રવણ–પાઠન કરનારને ઉધરસ, શ્વાસ, તાવ, ભગદર અને કોઢ–વગેરે રોગ કદાપિ થતાજ નથી અથવા બીજી કાઇ પીડાઓ થતીજ નથી, એમ જે કહ્યુ છે તે તો સત્ય છે, પણ 'पुव्वुप्पन्ना विनासं ति' પૂર્વકાળમા ઉત્પન્ન થયેલા રોગોનો પણ વિનાશ થાય છે, એ કેમ સભવે ? માત્ર આ એક સ્તોત્રનુ શ્રવણ પઠન કરવાથીજ નિકાચિત કર્મોથી ઉત્પન્ન થયેલા તે પૂર્વકાલીન રોગો કેમ નાશ પામે ?

उत्तर – જો કે સર્વ પ્રકારના રોગો પૂર્વકાળના કર્મોથીજ ઉત્પન્ન થાય છે તો પણ 'अचिंत्यो मणिम त्रौषधीनां प्रभाव'.–મણિઓ, મત્રો તથા ઔષધિઓનો પ્રભાવ અચિત્ય હોય છે,' એ વચન ઉપરથી જણાય છે કે, પૂર્વકાલીન કર્મોથી ઉત્પન્ન થનાર રોગો પણ આવા મત્રરૂપ સ્તોત્રોનો પાઠ કરવાથી ઉપક્રમસાધ્ય થાય છે આગમમા આ વાત પ્રસિદ્ધ છે –

उदयक्खओवसमा अ उवसमा ज च कम्मुणो भणिया ॥
दव्व खित्तं काल भव च भाव च सपप्प ॥१॥

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, તથા ભાવને પ્રાપ્ત કરી કર્મોનો ઉદય, ક્ષય, ક્ષયોપશમ તથા ઉપશમ થઇ શકે છે " આ અજિતશાતિ સ્તવ શ્રુતજ્ઞાનરૂપ હોવાથી ભાવરૂપ-ક્ષાયોપશમિક ભાવરૂપ છે, તેથી તેના પ્રભાવવડે કર્મ-

જન્ય રોગ વગેરે પણ ઉપક્રમસાધ્ય થઇ શકે છે. વળી કહ્યુ છે કે–

'भावे खओवसमिए दुवालसग पि होइ सुअनाण'

બારે અંગવાળુ શ્રુતજ્ઞાન ક્ષાયોપશમિક ભાવે છે" વળી અજિતશાંતિ સ્તવના પાઠનુ શ્રવણ, ભગવાનના વાસ્તવિક ગુણસમુદાયના કીર્તનરૂપ હોઇને સ્વાધ્યાયરૂપ છે, સ્વાધ્યાય એ આભ્યંતર તપ છે અને તપદ્વારા નિકાચિત કર્મો પણ ઉપક્રમસાધ્ય થઇ શકે છે ભગવાન ક્ષમાશ્રમણ, ભાષ્યમહોદધિમા કહે છે –

मव्वपगईणमेव परिणामवसा उवक्कमो होज्जा ॥
पायमणिकाईआण तवसाओ निंकाइयाण पि ॥१॥

આ પ્રમાણે પ્રાય અનિકાચિત સઘળા કર્મોનો ઉપક્રમ થઇ શકે છે અને તપવડે નિકાચિત કર્મોનો પણ ઉપક્રમ થાય છે," કદાચ કોઇ કહે કે, મણિ, મંત્ર, તથા ઔષધિનો પ્રભાવ અચિંત્ય છે, પણ આ સ્તોત્રનો એ ત્રણ વસ્તુમાથી કોની અંદર સમાવેશ થાય છે ? આના ઉત્તરમા અમે કહીએ છીએ કે, આ સ્તોત્રનો મંત્રમા સમાવેશ થાય છે, કેમકે મનન કરનારાઓનુ તે રક્ષણ કરે છે, આપ્ત પુરૂષના વચનરૂપ છે, દેવતાથી અધિષ્ઠિત છે અને અમુક અમુક બીજો પણ તેની અંદર રહેલા છે, માટેજ આ સ્તોત્ર મંત્રરૂપ છે. વળી તેમા અમુક અમુક બીજોનો સમાવેશ કર્યો છે, એ વિષે પણ તેના પ્રભાવ તથા વૈભવના અનુભવથી નિશ્ચય

થઇ શકે છે, ઉપરાંત ભગવાન અજિતનાથ તથા શાંતિનાથનું એકી સાથે નમોચ્ચારણ તેજ મંત્રરૂપ હોઇને વાસનાવાસિત મનુષ્યોના સર્વ અનર્થોનો નાશ કરવારૂપ ફળને અર્પણ કરી શકે છે, તો પછી તે ભગવાનના વાસ્તવિક ગુણોનું કીર્તન કરવાથી કયું ફળ પ્રાપ્ત ન થાય ? આ આશયને આ બન્ને ભગવાનનાજ સ્તોત્રમાં અમે કહી ગયા છીએ, જેમકે.–

उपचितमपि वीर्यं मन्त्रमण्यौषधीनाम् ॥
दिशति फलविशेषं प्राप्य संयोगयुक्तिम् ॥
अभिमतमनयोर्यन्नाम मन्त्राक्षराणाम् ॥
वितरति सहपाठः सैष दूरांतरेऽपि ॥१॥

મંત્રો. મણિઓ તથા ઔષધોની શક્તિ ઘણી સમૃદ્ધિમાન હોયજ છે, તોપણ અમુક વસ્તુના સંયોગમાં આવીને ધાર્યા કરતાં પણ વિશેષ ફળને અર્પણ કરે છે, એજ પ્રમાણે અજિતનાથ તથા શાંતિનાથ ભગવાનના મંત્રાક્ષરોનું માત્ર નામસ્મરણ પણ ઇષ્ટ વસ્તુને આપે છે, તો પછી તેઓના સ્તોત્રનો આ સહપાઠ, અભીષ્ટ વસ્તુ અર્પણ કરે એમાં કંઇ આશ્ચર્ય નથી" આજ કારણથી અજિત–શાંતિ સ્તવનું શ્રવણ–પઠન પણ પૂર્વકાલના રોગાદિનો નાશ કરે, તેમાં કંઇ નવાઇ નથી, માટે 'पुव्वुप्पन्ना विनासंति" એમ જે કહ્યું છે તે યોગ્યજ છે આપણે સાંભળીએ છીએ કે પૂર્વે કોઇએક સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય આખે શરીરે કોઢના મ્હાન વ્યાધિથી કલેશ પામતો હતો તેના હૃદયમાં એ વ્યાધિને દૂર કરવા માટે અતિમબળ નામના દૂતી,

જેથી તેણે છ માસપર્યંત ત્રણે કાળ આ મહાન સ્તવનો અસ્ખલિતરીતે પાઠ કરવો શરૂ કર્યો અને તેના ફળમાં તેનું શરીર કોઢના વ્યાધિથી તદ્દન મુક્ત થઇ શુદ્ધ સુવર્ણના જેવું ઉજ્જવળ અને તેજસ્વી બની ગયું

प्रश्न ७६ मो – આ લોકમાં બે પ્રકારના જીવો કહેવામા આવ્યા છે; શુકલપાક્ષિક અને કૃષ્ણપાક્ષિક. તેઓ કયા? તેઓના લક્ષણ શા ?

उत्तर – જેઓનો સંસાર *અપાર્ધ પુદ્‌ગલપરાવર્ત જેટલો હોય તેઓને શુકલપાક્ષિક કહેવામા આવે છે અને બાકીનાઓને કૃષ્ણપાક્ષિક કહે છે ભગવતીસૂત્રના તેરમા શતકના પ્રથમ ઉદ્દેશમા કહ્યુ છે કે –

जेसिमवड्ढ पुग्गलपरियट्टो सेसओ ससारो ॥
ते सुक्कपक्खिया खलु सेसा पुण कण्हपक्खिया ॥१॥

જેઓનો સંસાર માત્ર અપાર્ધ પુદ્‌ગલ પરાવર્ત જેટલો બાકી હોય તેઓ શુકલપાક્ષિક કહેવાય છે અને બાકીના કૃષ્ણપાક્ષિક કહેવાય છે બીજા વળી એમ પણ કહે છે કે જેઓનો સંસાર અર્ધ પુદ્‌ગલ પરાવર્ત બાકી હોય છે તેઓ શુકલપાક્ષિક કહેવાય છે અને તે કરતા જેનો અધિક સંસાર હોય છે તે કૃષ્ણપાક્ષિક કહેવાય છે વળી દશાશ્રુત સ્કંધની ચૂર્ણિને અક્ષરના અનુસારીએ છીએ ત્યારે એમ જણાય છે કે –

---

* અર્ધપુદ્‌ગલપરાવર્ત એટલે અર્ધમાં કાંઈ ઓછા એવા પુદ્‌ગલ પરાવર્ત આ એક જાતના કાળવિભાગનું નામ છે તેનો [illegible] અર્થ [illegible]

'जो अ किरियावाई सो भविओ वा' જે મનુષ્ય ક્રિયાવાદી હોય છે તે ભવ્ય છે અને તે સમ્યગ્દૃષ્ટિ જીવનો સસાર છેવટમા છેવટ એક પુદ્ગલપરાવર્ત જેટલો હોય છે, અર્થાત્ ક્રિયાવાદી સમ્યગ્દૃષ્ટિ જીવ ભવ્ય છે અને તેનેજ શુકલપાક્ષિક સમજવો આ જીવનો સસાર નિયમે કરી એક પુદ્ગલપરાવર્ત જેટલો સમજવો, પરન્તુ બીજા આગમોના અનુસારે કઇક ઓછો એવો અર્ધપુદ્ગલ પરાવર્ત પણ જણાય છે કેમકે શ્રીહેમસૂરિએ કરેલી પુષ્પમાલાની વૃત્તિમા કહ્યુ છે –

अतोमुहुत्तमित्तपि फासिअ हुज्ज जेहिं सम्मत्त ॥
तेसिं अवड्ढपुग्गलपरिअट्टो चेव ससारो' ॥

માત્ર *અતર્મુહૂર્ત જેટલો સમય જેઓએ સમ્યકત્વ ફરસ્યુ હોય છે, તેઓનો સસાર અપાર્ધપુદ્ગલ પરાવર્ત જાણવો" આ ગાથાની વ્યાખ્યા અનુસારે અર્ધપુદ્ગલ પરાવર્ત સસાર પણ જણાય છે આના સબધમા કઇ વિશેષ જાણવુ હોય, તેઓએ તે તે ગ્રથોમા જાણી લેવુ તેમજ શ્રાવક પ્રજ્ઞપ્તિસૂત્રની વૃત્તિમા સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ–એ બન્ને જીવમા જેનો સસાર કઇક ઓછો અર્ધ પુદ્ગલપરાવર્ત હોય છે તેને શુકલપાક્ષિક કહેવામા આવ્યો છે અને જેનો સસાર તે કરતા અધિક હોય તેને કૃષ્ણપાક્ષિક કહેવામા આવ્યો છે તે પણ જુદોજ એક પાઠ છે એમ સભવે છે વળી સમ્યકત્વ પચ્ચીસીમા

* અતર્મુહૂર્ત [illegible] ની સ [illegible] સમય

અપાર્ધપુદ્ગલ પરાવર્ત કહ્યો છે અને હરિભદ્રસૂરિએ કરેલા ષોડકમા તો-

आद्य भावारोग्य वीज चैवाऽपरस्य तस्यैव ॥
अधिकारिणो नियोगाच्चरमोऽयं पुद्लाऽऽवर्त ॥१॥
म भवति कालादेव प्राधान्येन सुकृतादिमावेऽपि ॥
ज्वरशमनौपधसमयवदिति समयविदो विदुर्निपुणम् ॥२॥

આ ગાથાઓની તેમણે પોતેજ કરેલી વૃત્તિમા કાલની દૃષ્ટિએ છેલ્લો પુદ્ગલ પરાવર્ત કહ્યો છે, તો હવે વધારે વિસ્તાર કરવાની કઈ જરૂર નથી ખરૂ તો ભીમ'ર ભગવાન જાણે

प्रश्न ७७ मो — જે મનુષ્ય આંધળો હોય કાણો હોય, ગુમડા વગેરેથી પીડાતો હોય વેચાતો લીધો હોય અથવા કૃત્રિમ નપુંસક હોય તેને દીક્ષા આપવી કે નહિ ? અથવા કેવા સ્ત્રીપુરૂષોને દીક્ષા આપવી અને કેવાને નહિ આપવી ?

उत्तर — બાળક, વૃદ્ધ-વગેરે દીક્ષા આપવામા અયોગ્ય ગણાય છે કહ્યુ છે કે, 'बाले वुड्ढे नपुंसे' આ ગાથાનો વિસ્તારથી અર્થ આ પ્રમાણે છે -

સાત કે આઠ વર્ષનો મનુષ્ય બાળક કહેવાય છે અને આઠ અથવા સિત્તેર વર્ષ પછી વૃદ્ધ કહેવાય છે, આ બન્ને-બાળક તથા વૃદ્ધ દીક્ષા માટે યોગ્ય નથી નપુંસક એટલે જાતિ-નપુંસક, જે ત્રીજા નપુંસકવેદ મોહનીય કર્મના ઉદયવાળો હોય છે, તેને સ્ત્રીસબંધી ભોગનુ જ્યારે નિમંત્રણ થાય છે અથવા નગ્નસ્ત્રીના અંગ તેને જોવામા આવે છે

અથવા સ્ત્રીઓના કામવાસનાયુકત વચનો તેના સાભળવામા આવે છે, ત્યારે તેને કામાભિલાષ ઉત્પન્ન થાય છે અને તે વખતે કામના વેગને તે સહન કરી શકતો નથી, આવો નપુસક દીક્ષા માટે અયોગ્ય છે વળી જડ પુરુષ પણ દીક્ષાપાત્ર નથી, આ જડ પુરુષના ત્રણ ભેદ છે. ભાષાજડ, શરીરજડ અને કરણજડ, તેમા ભાષાજડ પણ ત્રણ પ્રકારનો છે જલમૂક, મન્મનમૂક અને એલમૂક, તેમા જલમૂકનુ લક્ષણ એ છે કે, જળમા ડૂબેલાની પેઠે જે બુડબુડ શબ્દ કરે છે—સ્પષ્ટ બોલી શકતો નથી તે જલમૂક કહેવાય છે, જે મનુષ્ય જયારે બોલે ત્યારે સ્ખલિત વચને બોલે છે એટલે બોલતા બોલતા વચ્ચે અચકાય છે, તે મન્મનમૂક કહેવાય છે અને જે ઘેટાની પેઠે અસ્પષ્ટ મુગો હોઇને માત્ર શબ્દજ કરે છે, તે એલમૂક કહેવાય છે આ ત્રણ પ્રકારના ભાષાજડમા મન્મનમૂક જો બુદ્ધિમાન હોય તો તેને દીક્ષા આપવી પણ બીજા બેને દીક્ષા આપવી નહિ

હવે જે માર્ગે ચાલવામા, ભિક્ષાટનમા તથા વદના વગેરેમા શરીરની અત્યતસ્થૂલતાને લીધે અશક્ત હોય, તે શરીરજડ કહેવાય છે, અને જે સમિતિગુપ્તિ, પ્રત્યુપેક્ષણા તથા સયમપાલન વગેરે કરણ—ક્રિયામા જડ હોય એટલે વારવાર ક્રિયાશિક્ષણ આપ્યા છતા પણ તેને ગ્રહણ કરવાને અસમર્થ હોય, તે કરણજડ કહેવાય છે આ ત્રણે પ્રકારના જડપુરુષો દીક્ષાને પાત્ર ગણાતા નથી તેમજ સગ્રહણી, ભગદર વગેરે રોગોથી જે ઘેરાયલો હોય, ચોર હોય અને શ્રીમત વર્ગનો, રાજાના શરીરનો તથા રાજપુત્રનો દ્વેષી હોય, રાજાનો અપકાર કરનાર હોય

ને આધળો, કાણો તથા સ્ત્યાનર્દ્ધિ નિદ્રાવાળો હોય તેને પણ દીક્ષા આપવી નહિ કદાચ કોઈ કહે કે, કાણા મનુષ્યને દીક્ષા આપવામા કેમ અયોગ્ય ગણ્યો છે ? તેનો ઉત્તર એ છે કે,

"क्वचित् काणो भवेत् साधु क्वचित् खल्वाटनिर्धन ॥
दीर्घदत क्वचिन्मूर्ख क्वचिद् गानवती सती' ॥१॥

કાણો મનુષ્ય ભાગ્યેજ સારો હોય, માથા ઉપર ટાલવાળો ભાગ્યેજ નિર્ધન હોય, મોટા દાતવાળો ભાગ્યેજ મૂર્ખ હોય અને ગાવા-બજાવવામા શોખીન એવી કોઇ સ્ત્રી ભાગ્યેજ સતી હોય " તેમજ વિવેકવિલાસમા પણ કહ્યુ છે -

षष्टिर्वामनके दोषा अशीतिर्मधुपिंगले ॥
शत च टुटमुटेषु काणे सख्या न विद्यते ॥२॥

વામન (ઠીંગણા) મનુષ્યમા સાઠ દોષો હોય છે, ભૂરા તથા પિંગળા મનુષ્યમા એશી દોષો હોય છે, ઠુઠા-લગડા મનુષ્યમા સો દોષો હોય છે અને કાણા મનુષ્યમા તો દોષોની સખ્યાજ નથી " આ રીતે કાણો મનુષ્ય દોષનો ભડાર છે તેથી દીક્ષાને માટે અયોગ્ય છે, તેમજ ઉન્મત ગાંડો માણસ-અથવા ભૂત વગેરેના સપાટામા સપડાયેલો માણસ, દાસીસ્ત્રીથી ઉત્પન્ન થયેલો મનુષ્ય, વેચાતો લીધેલો મનુષ્ય અને દુષ્ટ મનુષ્ય પણ દીક્ષાપાત્ર નથી દુષ્ટ મનુષ્યના બે ભેદ છે એક કષાયદુષ્ટ અને બીજો વિષયદુષ્ટ કહ્યુ છે કે,

दुविहोय होइ दुट्ठो कसायदुट्ठो विसयदुट्ठो य ॥
सोमयपुत्तोउलगच्छि सिहरणी पदम आहरणा ॥३॥

દુષ્ટ બે પ્રકારનો છે એક કષાયદુષ્ટ અને બીજો વિષયદુષ્ટ તેમા સરસવની ભાજી, મુહપત્તિ, ઉલૂકાક્ષ (એટલે ઘુવડના જેવી આંખોવાળો, એમ કહેતાજ પોતાની આંખો કાઢી નાખનાર એક સાધુ) અને શિખરિણી–તે નામના સ્વાદિષ્ટ ભોજનમા અત્યત આસકત એવા સાધુની પેઠે અતિ ઉત્કટ કષાયવાળો મનુષ્ય, કષાયદુષ્ટ કહેવાય છે, તેમજ પારકી સ્ત્રી વગેરેમા અત્યત આસકત હોય તે વિષયદુષ્ટ કહેવાય છે તે પણ બે પ્રકારનો છે, એક તો સ્વપક્ષદુષ્ટ અને બીજો પરપક્ષદુષ્ટ આ બે ભેદમા ચાર ભાગા થાય છે, વળી આ વિષયદુષ્ટ ત્રણ પ્રકારનો છે —સ્વલિગ, ગૃહલિગ, તથા અન્યલિગ કહ્યુ છે કે,

सजति कप्पट्ठिए वा सिज्जायरि अण्ण उत्थिणीएय ॥
एमोय विसयदुट्ठो दुविहो वि न अरिहए दिक्खं ॥१॥

કલ્પસ્થ–સાધ્વીમા આસકત થનારો વિષયદુષ્ટ અને શય્યાતરી (સાધુઓને નિવાસસ્થાન આપનારી સ્ત્રી) મા અથવા અન્યધર્મની કોઇ સ્ત્રીમા આસકત થનારો વિષયદુષ્ટ–એ બન્ને પ્રકારના વિષયદુષ્ટ પુરુષો દીક્ષા આપવાને યોગ્ય નથી આરીતે દુષ્ટ પુરુષોને દીક્ષાને માટે યોગ્ય ગણ્યા નથી, તેમજ મૂર્ખ પુરુષ એટલે મૂઢ અથવા વ્યામૂઢ પુરુષને દીક્ષા આપવી નહિ, શરીરે ઘાયલ થઇને જે પીડાતો હોય અને દેવાદાર હોય તેને તથા જાતિ, કર્મ અને શરીર વગેરેથી જે દૂષિત હોય તેને પણ દીક્ષા આપવી નહિ તેમા ચાડાલ, કોળી, ચરડ અને શિકારી વગેરે અસ્પૃશ્ય મનુષ્યો જાતિદૂષિત કહેવાય છે, જેઓ સ્પર્શ કરવાને

યોગ્ય હોય પણ સ્ત્રી, મોર, તથા કુકડા વગેરેને પોષનાર હોઇને વાસ-દોરડા વગેરેપર ચઢવાનુ કામ કરનાર, નખ ધોવાનુ કામ કરનારા અને શિકાર વગેરે નીચ કર્મ કરી જીવનાર મનુષ્યો કર્મદૂષિત કહેવાય છે, અને જેઓ હાથ, પગ, કાન, વગેરે શરીરના અવયવોથી રહિત હોય તેઓ શરીરદૂષિત કહેવાય છે, આવા મનુષ્યો દીક્ષાને યોગ્ય નથી વળી જે ભોગની લાલસાવાળો હોય, પગાર લઇને કામ કરનારો હોય તથા સબધીઓની સમતિ વિનાજ દીક્ષા લેવા તૈયાર થયો હોય-દીક્ષા આપનારે જેને હરણ કરીને વશ કર્યો હોય તે પણ દીક્ષાપાત્ર નથી કેમકે તેવાને દીક્ષા આપવાથી ત્રીજા વ્રતનો ભગ થવા સભવ હોય છે આ અઢાર પ્રકારના પુરુષો દીક્ષા આપવામા અયોગ્ય છે, તેમજ એ અઢાર દોષવાળી સ્ત્રીઓ પણ દીક્ષાને યોગ્ય ગણાતી નથી વળી જે સ્ત્રી, ગર્ભિણી હોય તથા નાના છોકરાવાળી હોય તે પણ દીક્ષાને યોગ્ય ગણાતી નથી એ રીતે સ્ત્રીઓના વીસ પ્રકારે દીક્ષા માટે અયોગ્ય છે

તેમજ સોળ પ્રકારના નપુસકો છે, જેઓ દીક્ષાને માટે અયોગ્ય ગણાય છે પડક, વાતિક, કલીબ, કુભી, ઇર્ષાલુ, શકુની, તત્કર્મસેવી, પાક્ષિકાપાક્ષિક, સૌગધિક, આસક્ત, વર્ધિતક, ચિપ્પિતક, મત્રહતવ્રહ, તપોહતવેદ, ઋષિહતવેદ, અને દેવહતવેદ—આવા સોળ નપુસકો છે, તેમા પડકનુ લક્ષણ આ પ્રમાણે છે —

"महिलासहावो सखन्न भेओ मीढ महत मउआ य वाणी।।
समज्जय मुत्तमफेणय च एयाणि उ प्पडगलस्कणानि।।

જેનો સ્વભાવ સ્ત્રી જેવો હોય, જેમા સાક્ષાત્ ભેદ જણાતો નથી, જેનુ લિગ મોટુ હોય છે, જેની વાણી હીનહોય છે, જેને ક્ષણે ક્ષણે મૂત્ર આવ્યા કરે છે અને જેનુ મૂત્ર ફીણ વિનાનુ હોય–તે આ છ લક્ષણો પડક નપુસકના છે, તેમજ વાયુના કોપને લીધે જેનૂ લિગ સદા કાળ જાગ્રત રહે છે અને સ્ત્રીસેવન વિના વેગને જે સહન કરી શકતો નથી તેને વાતિક નપુસક જાણવો જે સ્ત્રીઓનો શબ્દ, દષ્ટિ, સ્પર્શ અથવા નિમત્રણ પામીને કામાતુર થાય છે તેને કલીબ જાતિનો નપુસક જાણવો, જેના સ્તન કળશના જેવા લાબા હોય તેને કુભી જાતિનો નપુસક સમજવો, જે બીજા કોઇને મૈથુન વગેરે કરતો જોઇને ઇર્ષ્યા કરે છે તેને ઇર્ષ્યાલુ નપુસક જાણવો જે કબૂતર વગેરે પક્ષીની પેઠે કામભોગથી તૃપ્ત થતો નથી તેને શકુની નપુસક જાણવો, મૈથુન વગેરે ક્રીડા કરીને જીભથી જે લિગ ચાટે છે તેને તત્કર્મસેવી નપુસક જાણવો, જે શુકલપક્ષમા કામના વિકારવાળો થાય પણ કૃષ્ણપક્ષમા બિલકુલ ન થાય તેને પાક્ષિકાપાક્ષીક નપુસક જાણવો, જે પોતાના લિગને સુગધવાળુ જાણીને તેને સુઘે છે તેને સૌગધિક નપુસક જાણવો, જે મૈથુન વગેરે ક્રીડા કરીને તેજ સમયે કરી તે સ્ત્રીને આલિગન કરે છે તથા ચુબન કરે છે તેને આસકત નપુસક જાણવો, આ દશ પ્રકારના નપુસકો દીક્ષા માટે યોગ્ય નથી એરીતે કુલ અડતાલીસ પ્રકારના મનુષ્યો દીક્ષામા અયોગ્ય છે, તેમજ બાલ્યાવસ્થામા જેનુ લિગ કપાયલુ હોય તે વર્ધિતક નપુસક કહેવાય છે, જેણે પોતાના હાથની આગળીઓવડે મર્દન કરી વઢ કરી નાખ્યુ

ચિપ્પિત નપુંસક કહેવાય છે, જેનું સામર્થ્ય મંત્ર-ઔષધિ વગેરેના પ્રયોગથી નાશ પામ્યું હોય તે મંત્રહતવેદ નપુંસક કહેવાય છે, જેના સામર્થ્યને કોઇ તપસ્વીએ શાપ આપી નષ્ટ કરી નાખ્યું હોય, તે તપોહતવેદ નપુંસક કહેવાય છે, જેના સામર્થ્યને કોઇ ઋષિએ શાપ આપીને નષ્ટ કરી નાખ્યું હોય તે ઋષિહતવેદ નપુંસક કહેવાય છે અને દેવતાના વાકયથી જેનું સામર્થ્ય નાશ પામ્યું હોય તે દેવહતવેદ નપુંસક કહેવાય છે આ નપુંસકો દીક્ષાનેમાટે યોગ્ય નથી આ વાત પ્રવચન સારોધ્ધારની વૃત્તિના અનુસારે અહીં જણાવી છે તેમજ ગુરુગુણપટ્ત્રિંશિકાની બૃહદ્વૃત્તિમાંથી પણ અહીં ઉતાર્યું છે હવે પ્રસંગવશાત્ પુરુષ, સ્ત્રી તથા નપુંસકના લક્ષણો સ્થાનાંગવૃત્તિને અનુસારે અહીં કહેવાય છે –

" योनिर्मृदुत्वमस्थैर्य मुग्धता क्लीवता स्तनौ ॥
पुस्कामितेति लिंगानि सप्त स्त्रीत्वे प्रचक्षते " ॥१॥

યોનિ, કોમળતા, અસ્થિરતા, મુગ્ધતા, કાયરતા, સ્તન અને પુરુષસંયોગની ઇચ્છા– આ સાત ચિન્હો સ્ત્રીમાં હોય છે– આ સાત ચિન્હો સ્ત્રીના લક્ષણરૂપ છે ૧

"मेहनं खरता दार्ढ्यं शौडीर्यं श्मश्रु धृष्टता ॥
स्त्रीकामितेति लिंगानि सप्त पुंस्त्वे प्रचक्षते " ॥२॥

લિંગ, તીક્ષ્ણતા, દૃઢતા, પરાક્રમ, મૂછ, નીડરતા અને સ્ત્રીસંયોગની ઇચ્છા–આ સાત ચિન્હો પુરુષમાં હોય છે–આ સાત ચિન્હો પુરુષના લક્ષણરૂપ છે ૨

"स्तनादिश्मश्रुकेशादिषु स्त्रीभावसमन्वितम् ॥
नपुंसकं बुधा प्राहुर्मोहानलसुदीपितम्" ॥३॥

સ્તન વગેરે સ્ત્રીના ચિન્હ તથા દાઢી-મૂછ વગેરે પુરૂષના ચિન્હ-મિશ્રભાવે જેમા દેખાય તેને વિદ્વાનો નપુસક કહે છે, આ નપુસક મોહાનળથી અત્યંત પ્રદીપ્ત હોય છે તેમજ બીજા ગ્રંથમા પણ કહ્યુ છે —

स्तनकेशवती स्त्री स्याद् रोमश पुरुष स्मृत ॥
उभयोरंतर यच्च तदभावे नपुंसक" ॥४॥

સ્તન-કેશ વગેરે લક્ષણો સ્ત્રીમા હોય છે, પુષ્કળ રૂંવાટા એ પુરૂષનુ લક્ષણ છે અને સ્ત્રી તથા પુરૂષ એ બન્નેના લક્ષણ જેમા ન હોય તે નપુંસક છે ઇત્યાદિ

**प्रश्न ७८ मो** — જ્યા જઇને ચક્રવર્તી પોતાનુ નામ લખે છે તે ઋષભકૂટ પર્વત ક્યા છે ? તેની લબાઈ-પહોળાઇ કેટલી છે ?

**उत्तर** — ભરતક્ષેત્રના ઉત્તરાર્ધમાં ઋષભકૂટ પર્વત આવેલો છે, આના સબધમા જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ કહે છે —

"उत्तरड्ढे भरहे उसभकूडे नाम पव्वए पन्नत्ते, अट्ठ जोअणाइ उड्ढं उच्चत्तेण दो जोअणाइ उव्वेहेण मूले अट्ठ जोअणाइ विक्खंभेण मज्झे छ जोअणाइ विक्खंभेण उवरिं चत्तारि जोअणाइं विक्खंभेणमित्यादि"—ભરતક્ષેત્રના ઉત્તરાર્ધમા ઋષભકૂટ નામનો પર્વત આવેલો છે તેની ઉંચાઇ આઠ યોજનની છે, મૂળભાગમા-પૃથ્વીની અંદર બે યોજનની તેની લંબાઇ છે, મૂળમા આઠ યોજનનો તેનો વિસ્તાર છે, તેનો

મધ્યપ્રદેશ છ યોજનના વિસ્તારવાળો છે અને છેક ઉપરના ભાગમા ચાર યોજનની તેની મપાટી છે

**प्रश्न ७९ मो** – નવ વાસુદેવો, સમાન બળવાળા હોય છે કે ઓછા-વધતા બળવાળા હોય છે?

**उत्तर** – તેઓ સર્વે સમાન બળવાળા હોતા નથી, પરંતુ પ્રદ્યુમ્નચરિત્રના વચનથી તથા ત્રિષષ્ટિશલાકાચરિત્રમા શ્રી નેમચરિત્રના કથનથી જણાય છે કે, તેઓ ઓછા-વધતા બળવાળા હોય છે કહ્યુ છે કે:–

"अथ भूपै खेचरैश्च स सर्वं भरतार्द्धकम् ॥
साधयामासिवॉश्चागान् मगधेषु चमूवृत ॥१॥
शिला कोटिशिला नाम्ना योजनोत्सेधराजिताम् ॥
विस्तारेणापि तन्मोना देवताऽधिष्ठितां सदा ॥२॥
सव्येन बाहुनोद्दध्रे चतुरंगुलमुच्चकै ॥
पश्यत्सु तेषु भूपेषु निर्निमेष खगेषु च ॥३॥
तां भुजाग्रे दधावाद्यो मूर्ध्नि विष्णुर्द्वितीयक ॥
गले तृतीयस्तुर्यस्तु स्थले हृदि पचम ॥४॥
कटौ षष्ठ सप्तमस्तु ऊर्वोजानुकमष्टम ॥
चतुरंगुलमत्योऽत्रमर्पिण्या यत् पतद्बला ॥५॥

તે ચક્રવર્તીએ રાજાઓ તથા વિદ્યાધરોની સાથે ભરતક્ષેત્રના અર્ધ ભાગને વશ કર્યો પછી સેનાઓની સાથે તે મગધ દેશમા આવ્યો. કોટિશિલા નામની જે શિલા એક યોજન ઉંચી છે, એક યોજન પહોળી છે

અને દેવતાથી અધિષ્ઠિત છે તેને પણ તેણે પોતાના બાહુથી ચાર આગળ ઉંચી કરી દીધી, માટે પહેલા રાજાઓ તથા વિદ્યાધરો તો એકીટસે જોઈજ રહ્યા પહેલા વાસુદેવે તે શિલાને હાથમા ધારણ કરી છે, બીજાએ મસ્તકપર ધારણ કરી છે ત્રીજાએ ગળાપર ધારણ કરી છે, ચોથાએ છાતીપર ધારણ કરી છે, પાચમાએ હૃદયપર ધારણ કરી છે, છઠ્ઠાએ કેડ ઉપર ધારણ કરી છે, સાતમાએ સાથળ ઉપર ધારણ કરી છે, આઠમાએ ઢીંચણ ઉપર ધારણ કરી છે, અને છેલ્લા વાસુદેવે ચાર આગળ ઉંચી કરી છે; કારણકે, આ અવસર્પિણીમા તે વાસુદેવો ઉત્તરોત્તર ક્ષીણબળવાળા થાય છે" એમ સમજવુ

**પ્રશ્ન ८० मो** — દ્વારકાધીશ કૃષ્ણને પોતાના સતાનનો પણ વિવાહ કરવાનો નિયમ* હતો તેમજ ચેટક મહારાજાને પણ હતો એમ આપણે સાભળીએ છીએ; પણ શાસ્ત્રમાં કોઈ સ્થળે તેવા અક્ષરો છે?

**उत्तर** — કૃષ્ણ તથા ચેટક રાજાને પોતાના સતાનનો વિવાહ કરવાનો પણ નિયમ હતો, એમ શ્રાદ્ધવિધિમા જોવામા આવે છે

**प्रश्न ८१ मो** — સાતમા નરકમાથી નીકળીને પ્રાણી માછલામા જન્મે છે કે બીજી કોઈ તિર્યંચ જાતિમા ?

**उत्तर** — પાર્શ્વચરિત્ર તથા પ્રજ્ઞાપનોપાગસૂત્રના કથન પ્રમાણે એવો કઈ નિયમ નથી કે માછલાના જન્મનેજ પામે!

* વિવાહ કરવાનો નિયમ હતો-એટલે તેઓ પોતે પોતાના સતાનનો પણ વિવાહ ન કરતા એવા નિયમવાળા હતા

प्रश्न ૯૨ मो – જેની માતા ચૌદ સ્વપ્નો જુવે છે તેનો પુત્ર જિનેન્દ્ર થાય છે કે ચક્રવર્તી થાય છે? તેમજ જેની માતા ચૌદ સ્વપ્નને જોનારી હોય તે પુરુષ, જિનેન્દ્ર અથવા ચક્રવર્તી–એમાની એક પદવીને પામે છે, એમ કલ્પસૂત્રમા કહ્યુ છે, તો પછી શ્રી શાન્તિનાથ ભગવાને એકજ ભવમા બે પદવી કેમ પ્રાપ્ત કરી ? શુ તેમની માતાએ ચૌદસ્વપ્નથી અધિક સ્વપ્ન જોયા હતા ?

उत्तर – શ્રી શાન્તિનાથની માતાએ અધિક સ્વપ્ના જોયા ન હતા, પણ એ ચૌદ સ્વપ્નો પ્રથમ જોઈને પાછા બીજીવાર પણ તેજ સ્વપ્નો જોયા હતા તેમા ભેદ માત્ર એટલોજ હતો કે, ચક્રવર્તીપણાને સૂચવનારા સ્વપ્નો કરતા જિનેન્દ્રપદને સૂચવનારા સ્વપ્નો કંઈક વધારે સ્પષ્ટ હતા શ્રી શત્રુંજય માહાત્મ્યના આઠમા સર્ગમા કહ્યુ છે —

" द्विः स्वप्नदर्शनादर्हच्चक्रिजन्म सुनिश्चितम् ॥
रत्नगर्भेव सा गर्भं बभार शुभदोहदा " ॥१॥

બે વાર સ્વપ્નો જોવાથી જેનો જન્મ જિનેન્દ્ર તથા ચક્રિપદને માટે નિશ્ચિત હતો એવો ગર્ભ તેણીએ ધારણ કર્યો જેમ પૃથ્વી રત્નને ધારણ કરે છે તેમ, તેણીને દોહલા પણ શુભ થયા હતા

प्रश्न ૯૩ मो — સર્વ તીર્થંકરોની માતાઓ શ્રી કલ્પસૂત્રમા કહેલા ૧ હાથી, ૨ બળદ, ૩ સિંહ ૪ લક્ષ્મી, ૫ પુષ્પની માળા, ૬ ચન્દ્ર, ૭ સૂર્ય, ૮ ધ્વજા, ૯ ઘડો, ૧૦ કમળયુક્ત સરોવર, ૧૧ સમુદ્ર, ૧૨ સ્વર્ગનુ વિમાન

૧૩ રત્નનો ઢગ, તથા ૧૪ અગ્નિ—આ ચૌદ સ્વપ્નોને અનુક્રમે જુવે છે કે અનુક્રમ વિના—આડા અવળા જુવે છે ?

उत्तर —ઘણુ કરીને તીર્થંકરોની સર્વ માતાઓ શ્રી કલ્પસૂત્રમા કહેલા હાથી વગેરે ચૌદ સ્વપ્નોને અનુક્રમે જુવે છે અને કેટલીક માતાઓ એકાદ સ્વપ્નને આડુ—અવળુ પણ જુએ છે, નહિ કે બધાને ! આવો બહુશ્રુત-વિદ્વાનોનો એક મત છે જ્યારે ઋષભદેવની માતાએ પ્રથમ બળદ જોયો હતો ત્યારે વીર ભગવાનની માતાએ પ્રથમ સિંહ જોયો હતો

प्रश्न ૯૪ मो — જેમ સ્વપ્નપાઠકો અરિહંતોની માતાઓ પાસે સ્વપ્નના ફળ કહે છે, તેમ મનમા પ્રફુલ્લ થયેલા કોઇ દેવતાઓ સ્વપ્નના ફળ કહે છે કે નહિ ?

उत्तर — જેમ સ્વપ્નવેત્તાઓ સ્વપ્નના ફળ કહે છે, તેમ હર્ષથી પ્રફુલ્લ મનવાળા દેવેદ્રો પણ સાક્ષાત્ આવીને સ્વપ્નના ફળ કહે છે, તો પછી સામાન્ય દેવ આવીને કહે, એમા શુ આશ્ચર્ય છે ? શ્રી પાર્શ્વનાથચરિત્રમા પણ જોવામા આવે છે કે -

"वामादेव्या तदा दृष्टा प्रविशत इमे मुखे ॥
चतुर्दश महास्वप्नास्तीर्थकृज्जन्मसूचका ॥१॥
अपीन्द्रास्तुष्टुवुर्देव्या तत्रैत्य चलितासना ॥
हृष्टाश्च कथयामासुरित्थ स्वप्नविचारणाम्" ॥२॥

વામા દેવીએ પોતાના મુખમા પ્રવેશ કરતા અને તીર્થંકરના જન્મને સૂચવતા આ ચૌદ સ્વપ્નો જોયા, ત્યારે "[illegible] આસન ચળી [illegible] પાતા હર-

ખાતા ત્યા આવ્યા, વામાદેવીની પ્રશસા કરવા લાગ્યા અને સ્વપ્નના ફળ પણ કહેવા લાગ્યા ”

**प्रश्न ८५ मो** – કલ્પસૂત્રમા કહ્યુ છે —“तीसाए महासुमिणाए वायालीसाए पावसुमिणाए”–ત્રીસ મહાસ્વપ્નો છે અને બેતાલીસ પાપ સ્વપ્નો છે –દુષ્ટ સ્વપ્નો છે ” તે કયાં?

**उत्तर** — ત્રીસ શુભ સ્વપ્નો છે અને તેજ મહાસ્વપ્નો કહેવાય છે –જેમકે –૧ તીર્થંકર, ૨ બુદ્ધ, ૩ વિષ્ણુ, ૪ શકર, ૫ બ્રહ્મા, ૬ કાર્તિકસ્વામી, ૭ ગણપતિ, ૮ લક્ષ્મી, ૯ ગૌરી, ૧૦ રાજા, ૧૧ હાથી, ૧૨ ગાય, ૧૩ બળદ, ૧૪ ચદ્રમા, ૧૫ સૂર્ય, ૧૬ દેવવિમાન, ૧૭ અસુરભુવન, ૧૮ અગ્નિ, ૧૯ માળા, ૨૦ આમ્રો, ૨૧ કમળયુક્ત સરોવર, ૨૨ સિહ, ૨૩ રત્નનો ઢગ, ૨૪ પર્વત, ૨૫ ધ્વજ, ૨૬ પૂર્ણ કળશ, ૨૭ પુરૂષ, ૨૮ માસ, ૨૯ માછલાનુ જોડુ અને ૩૦ કલ્પવૃક્ષ,— આ ત્રીસ મહાસ્વપ્નો છે હવે દુષ્ટ સ્વપ્નો કહેવામા આવે છે— ૧ ભૂત, ૨ ચાડાળ, ૩ પાડો, ૪ સર્પ ૫ વાનર, ૬ કાટાવાળુ વૃક્ષ, ૭ નિર્ધન મનુષ્ય, ૮ સગીત, ૯ નીચ બ્રાહ્મણ, ૧૦ રાખ, ૧૧ કુવો, ૧૨ હાડકા, ૧૩ ઉલટી, ૧૪ અધકાર, ૧૫ નીચ સ્રી, ૧૬ ચામડુ, ૧૭ લાલ પથ્થર ( માણેક ), ૧૮ નીચો માણસ, ૧૯ નદી, ૨૦ ખજૂર, ૨૧ શ્મશાન, ૨૨ ઉંટ, ૨૩ ગધેડો, ૨૪ બિલાડો, ૨૫ કુતરો, ૨૬ ડુક્કર, ૨૭ વિકારવાળો વરસાદ, ૨૮ જળનુ સુકાવુ, ૨૯ પૃથ્વીકપ, ૩૦ ગ્રહયુદ્ધ ૩૧ પ્રચડ શબ્દ, ૩૨ કોઇનુ ભાગવુ–તૂટવુ, ૩૩ પૃથ્વીનુ ડુબવુ, ૩૪ તારાઓનુ ખરવુ, ૩૫ સૂર્યમડળ તથા ચદ્રમડ-

લનુ કાટવુ, ૩૬ ગધર્વ, ૩૭ રાક્ષસ, ૩૮ પિશાચ, ૩૯ વિસ્ફોટક (રોગ), ૪૦ તોફાની વાયુ, ૪૧ પ્રખર તાપ અને ૪૨ દુષ્ટ વાકયો—આ બેતાળીસ દુષ્ટ સ્વપ્ન છે, એમ સ્વપ્નપ્રદીપ નામના ગ્રથમા છે

प्रश्न ८६ मो — આજકાલ કેટલાક કહે છે કે, ઉપસર્ગહર સ્તોત્ર મહામત્ર રૂપ છે અને તેની પાચે ગાથાઓમા પચ પરમેષ્ઠિઓના નામનો સમાવેશ કર્યો છે, માટે જે મનુષ્ય તેનો એકસો ને આઠ વાર જાપ કરે છે, તેના સર્વ વિઘ્નો અવશ્ય નાશ પામે છે. આ વાત સચ છે, પણ પાચ ગાથાવાળા તે સ્તોત્રમા પાચ પરમેષ્ઠિઓના નામ કયા ઉતાર્યા છે ? અને જો ઉતાર્યા છે તો કઈ રીતે ઉતાર્યા છે ?

उत्तर — શ્રી જિનપ્રભસૂરિએ કરેલી ઉપસર્ગહર સ્તોત્રની બૃહદ્વૃત્તિના વચનથી જણાય છે કે, જેનુ પ્રમાણ પચાશી અક્ષરોથી કઇક અધિક છે, તે ઉપસર્ગહર સ્તોત્રનો પ્રભાવ અતુલ છે કેમકે, સર્વ વિદ્યાઓ તથા મત્રોનુ ઉપાદાન- કારણ તો પચપરમેષ્ઠિનો મહામત્ર—નમસ્કાર મત્રજ ગણાય, એ મત્રમા પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામા આવે છે આ પચ પરમેષ્ઠિના નામાક્ષરની પદ્ધતિ, ઉપસર્ગહર સ્તોત્રની પાચે ગાથાઓમા આરભમાજ સૂક્ષ્મરૂપે જોવામા આવે છે. જેમ પ્રથમ ગાથાના આરભમા ' उव ' એવા બે અક્ષર મૂકી પ્રાકૃત ભાષાદ્વારા ઉપાધ્યાયનુ ગ્રહણ કરેલુ છે ' उव ' એ ' उवज्झाय ' શબ્દનો એક ભાગ છે જ્યા એક ભાગનુ ગ્રહણ કર્યુ હોય ત્યા આખા સમુદાયનુ ગ્રહણ થઇ શકે

છે જેમ 'ભામા' એમ કહેવાથી 'સત્યભામા' સમજાય છે, 'સત્યા' એમ કહેવાથી પણ 'સત્યભામા' ઓળખાય છે, 'ओहि' એમ કહેવાથી 'અવધિજ્ઞાન' જણાય છે અને 'मण' એમ કહેવાથી 'મન પર્યવજ્ઞાન' સમજાય છે ઇત્યાદિ એજ સ્તોત્રની બીજી ગાથામા પણ 'विस' એવા બે અક્ષર પ્રથમ મૂકીને સાધુઓનુ ગ્રહણ કરેલુ છે 'विस' એ પ્રાકૃત શબ્દ છે તેનો સસ્કૃત પર્યાય 'विष' થાય છે 'विष' એટલે સર્વ રસરૂપ જળ સાધુઓ પણ સુપાત્રની અપેક્ષાએ સર્વરસાત્મક થઇ શકે છે, માટે સાધુઓને પણ 'विष' એવુ ઉપનામ આપી શકાય ઉપસર્ગહર સ્તોત્રના કર્તાએજ દશવૈકાલિકની નિર્યુક્તિમા સાધુઓને 'विष' સમાન કહ્યા છે ત્રીજી ગાથાના આરભમા પણ 'चिट्ठ' એવા બે અક્ષર મૂકીને આચાર્ય મહારાજોનુ ગ્રહણ કર્યું છે. 'चिट्ठ' એ પ્રાકૃત શબ્દ છે તેનુ મૂળ રૂપ 'तिष्ठ' છે 'तिष्ठ' નો અર્થ સ્થાનમા હોવુ, સ્થિતિમા હોવુ, એવો થાય છે ભગવાન તીર્થંકરો જ્યારે મોક્ષે જાય છે ત્યારે શાસનની સ્થિતિસુધી આચાર્ય મહારાજો સ્થિતિ કરે છે, માટે તેઓ 'चिट्ठ' કહેવાય છે કહ્યુ છે કે.—

" कइयावि जिणवरिंदा पत्ता अयरामरं पहदाउ ॥
आयरिएहिं पवयण धारिज्जइ मपय सयल ॥१॥

જિનેશ્વરો અજરામર પદને પ્રાપ્ત થાય છે ત્યારે આચાર્યો સમગ્ર પ્રવચનને ધારણ કરી રાખે છે " અથવા 'चिट्ठ' નુ મૂળ રૂપ 'चित्स्थ' લઇએ 'चित्' એટલે

સર્વ દ્રવ્યો, ગુણો તથા પર્યાયો વગેરેનુ અનુયોગ- ( વ્યાખ્યાન ) સ્વરૂપ તેમા જે સ્થિતિ કરે છે તે 'चित्तय' કહેવાય આ શબ્દથી પણ આચાર્યોનુજ ગ્રહણ થાય છે. ચોથી ગાથાના આરભમા 'तुह' એવા બે અક્ષર મૂકયા છે, તેથી અરિહતનુ ગ્રહેણ થાય છે. 'तुह' શબ્દનો અર્થ પીડા કરવી–દુઃખ દેવુ–ખપાવવુ એવો થાય છે જેઓ ચારે પ્રકારના કર્મોને દુ ખ દે–ખપાવે અને સમગ્ર પ્રાણીઓના સશયોને દૂર કરે તેઓ 'तुह' કહેવાય છે– અર્થાત્ જેઓને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ હોય અને જેઓ પૃથવીપર સર્વ ઠેકાણે વિચરતા હોય તેવા તીર્થંકર ભગવાનોને અહીં 'तुह' શબ્દથી ગ્રહણ કર્યા છે પાચમી ગાથામા 'ईय' એવા બે અક્ષર મૂકી સિદ્ધોનુ ગ્રહણ કર્યું છે 'ईय' એ પ્રાકૃત શબ્દ છે, તેનુ મૂળ રૂપ 'ईत' થાય છે 'ईत' એટલે જેઓ જન્મમરણના ફેરામાથી મુકત થઇ મોક્ષે ગયા હોય તે–અર્થાત્ સિદ્ધ.

કદાચ કોઇને શકા થાય કે, જૂદા જૂદા અર્થમા વપરાયલા એ શબ્દો પરમેષ્ઠિના અર્થને સૂચવે એ કઇ મભવિત નથી આનુ સમાધાન એ છે કે, "ऐंद्रस्येव शासनस्य दधत्ती' ઇત્યાદિ સ્થળે બીજવાચક શબ્દોનો ભિન્ન અર્થ થાય છે તો પણ તેઓનુ મત્રસ્વરૂપ દૂર થતુ નથી અને તેઓનો અમુક અમુક પ્રભાવ પણ મળી આવે છે તેજ પ્રમાણે અહીં સમજી લેવુ જો કે આ સ્તોત્રમા પ્રથમ અર્હતનુ નામ આવે તેજ યોગ્ય ગણાય પણ આ સ્તોત્ર શ્રુતકેવલિએ રચેલુ હોવાથી સૂત્રરૂપ છે સૂત્રનુ અધ્યયન ઉપાધ્યાય દ્વારાજ હોઈ શકે, એ ન્યા-

પદાર્થોને તો પ્રવચનકરોએ લોકો પાસે જણાવવા હવે જે પદાર્થો આગમથી જાણવા યોગ્ય હોય છે તેઓના સબધમા કારણોનો ઉપયોગ કરનાર અને જે પદાર્થો કારણથી જાણવા યોગ્ય હોય છે તેના સબધમા આગમનો ઉપયોગ કરનાર મનુષ્ય જિનાજ્ઞાનો વિરાધક થાય છે કાચા ગોરસ સાથે મિશ્ર કરેલા કઠોળ વગેરેમા જીવોની જે ઉત્પત્તિ થાય છે તે અમુક કોઈ કારણથી જાણી શકાતી નથી પણ આગમથીજ જાણી શકાય છે આગમ કહે છે કે, કાચા ગોરસ સાથે મિશ્ર થયેલા કઠોળમા, રાંધેલા ચોખામા, બે દિવસ ઉપરના દહીંમા તથા પકાવેલા અન્નમા જીવોની જે ઉત્પત્તિ થાય છે તેને કેવળજ્ઞાનીઓ જોઇ શકે છે, માટે કાચા ગોરસ સાથે મિશ્ર કરેલા કઠોળ વગેરેના ભોજનનો ત્યાગ કરવો " ઉપરના શ્લોકમા 'अहर्द्वितयातीतम' એમ કહેલુ છે તે ઉપરથી જણાય છે કે, બે દિવસ ઉપરનુ દહીં અભક્ષ્ય છે, આવા અક્ષરો શાસ્ત્રમા છે અર્થાત્ ગુરુપરપરાએ તથા શાસ્ત્રને અનુસરીને કહી શકાય છે કે, બે દિવસ ઉપરનુ દહીં અભક્ષ્ય છે અહીં દિવસનુ ગ્રહણ કરવાથી રાત્રિનુ ગ્રહણ પણ થઇજ જાય છે જેમ ત્રીસ દિવસનો એક મહિનો, પદર દિવસનુ એક પખવાડીયુ, એમ કહેવાથી તેમા રાત્રિઓના પણ સમાવેશ થાય છે, તેમ અહીં સમજવુ આ ઉપરથી બે રાત્રિ જતા બાર પ્રહર ઉપરનુ દહીં અભક્ષ્ય થાય જો પહેલે દિવસે સૂર્યોદય વખતે મેળવ્યુ (જમાવ્યુ) હોય તો સોળ પ્રહર પછીજ અભક્ષ્ય થાય, પરતુ આટલા પ્રમાણનો નિયમ કહી શકાય નહિ આ-

ગલે દિવસે સન્ધ્યાકાળે મેળવ્યુ હોય તો બાર પ્રહર પછી અભક્ષ્ય થાય છે કહેવાનો ભાવ એ છે કે, બે દિવસ ગયા પછી અથવા બે રાત્રિ ગયા પછી દહીં અભક્ષ્ય જાણવુ કાજી, વડા વગેરે શાક તો રાઇ વગેરે ઉત્કટ દ્રવ્યથી મિશ્ર હોય છે તેથી તેઓના સબધમા તો એટલોજ સમય વૃદ્ધપરપરાએ કહેવાય છે, એથી અધિક નહિ આના પ્રસગમા અમે બીજા અક્ષરો જોયા નથી. ખરી વાત તો જ્ઞાની જાણે

प्रश्न ९० मो.— બાર પ્રહર પછી દહીં અભક્ષ્ય થાય છે, એ વાત તો ખરી, પણ બાર પ્રહર વીત્યા પહેલાના દહીંમા અડદ-મગ વગેરેનો સયોગ થતા તે અભક્ષ્ય કેવી રીતે થાય છે ? શુ તેમા જીવની ઉત્પત્તિ થાય છે ? જો જીવની ઉત્પત્તિ થાય છે તો તે જીવો બે ઇન્દ્રિય હોય છે કે પચેન્દ્રિય હોય છે ?

उत्तर — કઠોળ ધાન્યના સયોગમા આવતા દહીં વગેરે અપક્વ ગોરસમા સૂક્ષ્મત્રસનામકર્મોદયવર્તિ દ્વિઇન્દ્રિય જીવની ઉત્પત્તિ જણાવામા આવી છે કેમકે, શ્રી દશવૈકાલિકની વૃત્તિમા કહ્યુ છે —

" जइ मासमुग्गमाइ विदलं कच्चमि गोरसे पडइ॥
ता तस्स जीवुप्पत्तिं भणंति दहिए विदिणुवरिं "॥१॥

અડદ, મગ વગેરે કઠોળ ધાન્ય, અપક્વ ગોરસમા જ્યારે પડે ત્યારે તેમા દ્વિઇન્દ્રિય જીવોની ઉત્પત્તિ કહેલી છે " આ ગાથા શ્રાદ્ધવિધિસૂત્રની વૃત્તિમા પણ જોવામા આવે છે, માત્ર ભેદ એટલોજ કર્યો છે કે, "विदिणुवरिं"

એ પાઠને બદલે " तिदिणुवरिं " એવો પાઠ રાખ્યો છે, પણ તે ઠીક નથી જણાતો કોઇ પણ પાત્રમા કઠોળ અને અપકવ ગોરસને એકત્ર કરી અવિવેકી ( અજ્ઞાની ) માણસો જ્યારે ખાય છે, ત્યારે તેઓને તાળવે જતાજ ત્રસ જીવોની ઉત્પત્તિનો વિનાશ થાય છે આ જીવોને માત્ર કેવળજ્ઞાનીઓજ જાણી શકે છે, માટે રોગશાસ્ત્રના કહેવા પ્રમાણે અપકવ ગોરસની સાથે કઠોળના ભોજનનો વિવેકી મનુષ્યોએ ત્યાગ કરવો કેમકે તેથી પ્રાણાતિપાત દોષ પ્રાપ્ત થાય છે લૌકિકો પણ કહે છે —

" गोरस मापमध्ये तु मुद्गादिपु तथैव च ॥
भुज्यमान मवेन्नून मामतुल्य युधिष्ठिर " ॥१॥

હે યુધિષ્ઠિર ! અડદ સાથે અથવા મગ વગેરે કઠોળ સાથે અપકવ ગોરસનુ જે ભોજન તે માસતુલ્ય થાય છે " આ વાત ઇતિહાસોમા તથા પુરાણોમા પણ છે કઠોળ તથા ગોરસ મિશ્ર થતા તેમા નિગોદ જીવો અને પચેન્દ્રિય જીવો ઉત્પન્ન થાય છે સમ્યકતનિર્યુકિતમા કહ્યુ છે કે—

" सव्वेसु वि देसेसु सव्वेसु चेव तह य कालेसु ॥
कुसिणेसु आमगोरसजुत्तेसु निगोअ पचिंदि " ॥१॥

હરકોઇ દેશમા તથા હરકોઇ કાળમા કઠોળ અને અપકવ ગોરસ મિશ્ર થાય છે ત્યારે તેમા નિગોદ જીવો અને પચેન્દ્રિય જીવો ઉત્પન્ન થાય છે

प्रश्न ૧૧ मो — ઉપરની ગાથામા કઠોળ તથા અ-

પચ્ચ ગોચ્ચ મિશ્ર થાય છે ત્યારે નિગોદ જીવો અને પચેન્દ્રિય જીવોની ઉત્પત્તિ થાય છે, એમ કહ્યુ, તે વિષે પ્રશ્ન છે કે, ' નિગોદ ' શબ્દનો અર્થ શો ? નિગોદ એટલે શરીર કહેવાય છે કે બીજુ ?

उत्तर – ઉપરની ગાથામા નિગોદ જીવોની ઉત્પત્તિ કહી છે, તેથી નિગોદ શબ્દનો અર્થ અહીં 'સૂક્ષ્મ જીવ' એવો કરવો તે સૂક્ષ્મ જીવ પણ ત્રસ જીવજ અહીં સમજવા આ અર્થ ગુરુપરપરાએ અહીં કહેવામા આવ્યો છે અને પ્રાચીન પડિતોએ રચેલા પ્રશ્નગ્રથોમા પણ એજ અર્થ કર્યો છે; પણ નિગોદ એટલે સાધારણ વનસ્પતિની પેરે અનત જીવોના આશ્રયરૂપ એક શરીરનિગોદ એવો અર્થ અહીં કરવો નહિ કેમકે એવો અર્થ કોઇ સ્થળે જોયો નથી કે જાણ્યો નથી.

प्रश्न ९२ मो – સાધુઓ વર્ષાકાળ સિવાય એક એક મહિનો જાદા જાદા ગામોમા રહે છે અને વર્ષાકાળના ચાર મહિના એક ગામમા રહે છે—એક સ્થળે રહે છે, એમ આગમમા કહ્યુ છે તો પછી " गामे एगराइय " વર્ષાકાળ સિવાયના બીજા કાળમા ગામમા માત્ર એકજ રાત્રિ ( અને નગરમા પચ રાત્રિ ) રહી શકાય, એ આગમવચન સાથે વિરોધ નહિ આવે ?

उत्तर – જેઓ શેષકાળમા એક એક મહિનો જાદા જાદા ગામમા રહે છે તેઓને સ્થવિરકલ્પી સાધુઓ કહેવામા આવે છે અને " गामे एगराइय नगरं पचराइय " ગામમા એક રાત્રિ રહે છે તથા નગરમા પાચ રાત્રિ રહે

છે, એ વચન તો પ્રતિમાનો આશ્રય કરનારા મુનિની અપેક્ષાએ અથવા જિનકલ્પિક મુનિની અપેક્ષાએ કહ્યુ છે, એમ સમજવુ, નહિ કે સ્થવિરકલ્પીની અપેક્ષાએ !

**प्रश्न ९३ मो** – " जयवीयराय " એમા છેવટે " इट्टफलसिध्धि " એમ કહ્યુ છે, અર્થાત્ " जयवीयराय " એના પઠન-પાઠનથી સર્વ ઇષ્ટ ફળની સિધ્ધિ થાય છે, પણ તે ઇષ્ટફળ કયુ ? મોક્ષફળ કે કાંઈ બીજુ ?

**उत्तर** – વૃદ્દારવૃત્તિ વગેરેના અનુસારે જણાય છે કે, કોઈ પ્રકારના વિઘ્ન વિના ધર્માનુષ્ઠાન કરવામા કારણભૂત અને આ લોકમા નિર્વાહ કરનાર દ્રવ્યવગેરેનુ સુખજ અહિ માગેલુ છે.

**प्रश्न ९४ मो** – નવ *અનતક છે તેમા પાચમા અનતકમા 'पडिवाइआ' એટલે પડેલા, ઇત્યાદિ વચનથી સિધ્ધ જીવો કહેવામા આવ્યા છે, પરતુ પાચમુ અનતક તો અમુક માપવાળુ છે અને સિદ્ધ જીવો તો અનાદિ કાળના હોઇને અપરિમિત છે–અમાપ છે, તો પછી સિદ્ધ જીવોને તે પાચમુ અનતક અતિ અલ્પજ થાય, તેઓની તેમા સ્થિતિ કેવી રીતે ઘટે ?

**उत्तर** – જો કે સિદ્ધ જીવોની પાચમા અનતકમા સ્થિતિ કહી છે, તો પણ યુક્તિથી વિચાર કરતા જણાય છે કે, સિદ્ધજીવો ઘણા હોવાને લીધે મધ્યમ નામના આઠમા અનતકમા અવતરે છે તે અનતક અતિગહન છે અને અનત છે જો કે " सिद्धा निगोअजीवा " એ ગા-

* અનતક-એ અમુક ગણત્રીનુ માપ વિશેષ છે

થામા છ પદાર્થો કહેલા છે તો પણ તેઓના ત્રણ વર્ગ કરાય છે અને તેઓનુ આઠમા અનતકમાં અવતરણ થાય છે, તો પછી સિદ્ધજીવોની શી વાત ? અમારા મનમા તો એમજ લાગે છે પણ આગમમા સર્વ સ્થળે પાચમા અનતકમા સિદ્ધજીવો કહ્યા છે. આઠમામા કહ્યા નથી આમા ખરૂ તો સીમધર ભગવાન જાણે

प्रश्न ९५ मो – " उद्धारम्ब च खित्तपलिय च " એ ગાથામા ઉદ્ધાર—અધ્દ્ધા તથા ક્ષેત્રપલ્યોપમનુ માપ બતાવવા માટે કહ્યુ છે કે, ઉત્સેધાગુલે એક યોજન વિસ્તારવાળા અને તેટલીજ લબાઈ–પહોળાઈવાળા એક કૂવામા ઉત્તરકુરુ તથા દેવકુરુમા ઉત્પન્ન થયેલા જુગલીઆના સાત દિવસે મોટા થયેલા કેશના સાતવાર આઠ સુક્ષ્મ વિભાગ (કટકા) કરી ખીચોખીચ ભરવા ( પછી તેમાથી પ્રતિસમય એક એક ટુકડો કાઢતા જવુ અને કૂવો ખાલી કરવો આ સમયને ઉદ્ધાર પલ્યોપમ કહેવામા આવે છે) કહ્યુ છે કે,—

" कुरुसगदिणाविजुअलरोमे सगवारविहिय अडखडे ॥
वावनसय महस्सा सगनवई वीसलक्खाण " ॥१॥

ઉત્તરકુરુના જુગલીઆના સાત દિવસના કેશોના જુદા જુદા સાતવાર કરેલા આઠ આઠ વિભાગોની સખ્યા વીસલાખ સત્તાણુ હજાર એકસો ને બાવન થાય છે ' આ સ્થળે કેશના વિભાગ યુગલીઆના સમજવા કે બીજા કોઈના ?

છે, એ વચન તો પ્રતિમાનો આશ્રય કરનાર મુનિની અપેક્ષાએ અથવા જિનકલ્પિક મુનિની અપેક્ષાએ કહ્યુ છે, એમ સમજવુ, નહિ કે સ્થવિરકલ્પીની અપેક્ષાએ '

**प्रश्न ९३ मो** – " जयवीयराय " એમા છેવટે " इट्ठफलसिद्धि " એમ કહ્યુ છે, અર્થાત્ " जयवीयराय " એના પઠન–પાઠનથી સર્વ ઇષ્ટ ફળની સિદ્ધિ થાય છે, પણ તે ઇષ્ટફળ કયુ ? મોક્ષફળ કે કોઇ બીજુ ?

**उत्तर** – વૃત્તિ વગેરેના અનુસારે જણાય છે કે, કોઈ પ્રકારના વિઘ્ન વિના ધર્માનુષ્ઠાન કરવામા કારણભૂત અને આ લોકમા નિર્વાહ કરનાર દ્રવ્યવગેરેનુ સુખજ અહિ માગેલુ છે

**प्रश्न ९४ मो** – નવ *અનતક છે તેમા પાચમા અનતકમા ' पडिवाइआ ' એટલે પડેલા, ઇત્યાદિ વચનથી સિદ્ધ જીવો કહેવામા આવ્યા છે, પરતુ પાચમુ અનતક તો અમુક માપવાળુ છે અને સિદ્ધ જીવો તો અનાદિ કાળના હોઇને અપરિમિત છે–અમાપ છે, તો પછી સિદ્ધ જીવોને તે પાચમુ અનતક અતિ અલ્પજ થાય તેઓની તેમા સ્થિતિ કેવી રીતે ઘટે ?

**उत्तर** – જો કે સિદ્ધ જીવોની પાચમા અનતકમા સ્થિતિ કહી છે, તો પણ યુક્તિથી વિચાર કરતા જણાય છે કે, સિદ્ધજીવો ઘણા હોવાને લીધે મધ્યમ નામના આઠમા અનતકમા અવતરે છે તે અનતક અતિગહન છે અને અનત છે જો કે " सिद्धा निगोअजीवा " એ ગા-

---

* અનત –એ અમુક [illegible]

થામા છ પદાર્થો કહેલા છે તો પણ તેઓના ત્રણ વર્ગ કરાય છે અને તેઓનુ આઠમા અનતકમા અવતરણ થાય છે, તો પછી સિદ્ધજીવોની શી વાત ? અમારા મનમા તો એમજ લાગે છે પણ આગમમા સર્વ સ્થળે પાચમા અનતકમા સિદ્ધજીવો કહ્યા છે આઠમામા કહ્યા નથી આમા ખરૂ તો શ્રીમધર ભગવાન જાણે

प्रश्न ९५ मो – " उध्धारम्प च खित्तपल्लिय च " એ ગાથામા ઉદ્ધાર–અને તથા ક્ષેત્રપલ્યોપમનુ માપ બતાવવા માટે કહ્યુ છે કે, ઉત્સેધાગુલે એક યોજન વિસ્તારવાળા અને તેટલીજ લબાઈ–પહોળાઈવાળા એક કૂવામા ઉત્તરકુરૂ તથા દેવકુરૂમા ઉત્પન્ન થયેલા જુગલીઆના સાત દિવસે મોટા થયેલા કેશના સાતવાર આઠ સૂક્ષ્મ વિભાગ (કટકા) કરી ખીચોખીચ ભરવા ( પછી તેમાથી પ્રતિસમયએક એક ટુકડો કાઢતા જવુ અને કુવા ખાલી કરવો.આ સમયને ઉદ્ધાર પલ્યોપમ કહેવામા આવે છે) કહ્યુ છે કે,—

" कुरुसगदिणाविजुअलरोमे सगवारविहिय अडखडे ॥
बावनसयसहस्सा सगनवई वीसलक्खाण " ॥१॥

ઉત્તરકુરૂના જુગલીઆના સાત દિવસના કેશોના જુદા જુદા સાતવાર કરેલા આઠ આઠ વિભાગોની સખ્યા વીસલાખ સત્તાણુ હજાર એકસો ને બાવન થાય છે " આ સ્થળે કેશના વિભાગ યુગલીઆના સમજવા કે બીજા કોઈના ?

उत्तर — ક્ષેત્રસમાસની ટીકામા જણાવ્યુ છે કે, " દેવકુરુ તથા ઉત્તરકુરુમા ઉત્પન્ન થયેલા જુગલીઆના સાત દિવસમા ઉગેલા ઉત્સેધાગુલ પ્રમાણના કેશના સાત વિભાગ કરવા " આ ઉપરથી તેમજ કાલસિત્તરી પ્રકરણ, બૃહત્ક્ષેત્ર સમાસની બૃહદ્વૃત્તિ અને જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિના અભિપ્રાયે યુગલ મનુષ્યજ સમજાય છે તેમજ લોકપ્રકાશમા પણ એજ કહેવામા આવે છે —

" सपूर्य उत्तरकुरुनृणा शिरसि मुडिते ॥
दिनैरेकादिसप्तातै रूढकेशाग्रराशिभि ॥१॥

ઉત્તરકુરુ દેશના મનુષ્યોના મસ્તકે મુડન કર્યા પછી તેનાપર સાત દિવસે ઉગેલા કેશના સાત વિભાગોના સમુદાયથી કૂવો ભરવો ( અને ઉદ્ધારક્ષેત્ર પલ્યોપમનુ માપ કાઢવુ ) આમા સત્ય વાત સીમધર ભગવાન જાણે

प्रश्न ९६ मो — સિદ્ધ દડિકામા આવી એક ગાથા છે કે, " आइच्चजसाइ सिवे चउ्सलक्का य गये सव्व "— ત્રણ ખડના અધિપતિ આદિત્યયશા વગેરે ભગતવશી રાજાઓ ચૌદ લાખની સખ્યામા સિદ્ધિમા તથા સર્વાર્થસિદ્ધિ વિમાનમા અનુક્રમે ગયા છે " અહીં સર્વાર્થ શબ્દનો મધ્યવિમાન એવો અર્થ કરવો કે પાચે અનુત્તર વિમાનો લેવા?

उत्तर — આ ગાથાની વૃત્તિમાજ કહ્યુ છે કે, સર્વાર્થ શબ્દનો અર્થ 'પાચ અનુત્તર વિમાન એવોજ કરવો કેમકે સગ્રહણીમા પાચ વિમાનના આ શબ્દરૂપ તેના પ્રસ્તટનુ સર્વાર્થ એવુ નામજ પ્રસિદ્ધ છે

प्रश्न २७ मो — દીપાલિકા કલ્પવગેરેમા કહ્યુ છે કે, કૃષ્ણ વાસુદેવ નરકમાથી નીકળી આ ઉત્સર્પિણીમા અમમ' નામના બારમા તીર્થંકર થશે આ વાત પ્રદ્યુમ્ન ચરિત્રમા પણ છે.-

" मा विषीद पर कृष्ण तृतीयनरकं गमी ॥
ततो निर्गत्य भावी त्व तीर्थेशोऽत्रैव भारते" ॥१॥

હે કૃષ્ણ ! હુ ત્રીજા નરકમા જઇશ, એમ તુ ખેદ કર મા કેમકે ત્યાંથી નીકળીને તુ આ ભરતક્ષેત્રમાજ તીર્થંકર થઇશ " વળી બીજો પણ એક પાઠ છે અને પ્રવચન સારોદ્ધારની વૃત્તિ વગેરેમા પણ એ પ્રમાણેજ છે, તો પછી કાળનુ માપ કેવી રીતે મળે ? જો અધિક ભવ પછી તે હોય તો ક્ષાયિક સમ્યગ્દષ્ટિ જીવને પણ અધિક ભવનો સભવ થાય છે શુ ક્ષાયિક સમ્યકત્વીઓને પણ અધિક ભવમા ભમવુ પડે ?

उत्तर — એવો કંઇ નિયમ નથી કે, નરકમાથી નીકળીનેજ કૃષ્ણ તીર્થંકર થશે ! પણ પૂર્વાચાર્યોએ લખેલી તાડપત્રની પ્રતમા—ચાલુ ઉત્સર્પિણીમા થનારા શ્રી ' અમમ ' નામના બારમા તીર્થંકરના ચરિત્રમા પાચ ભવો વર્ણવેલા છે, તેથી તેનુ અતર મળે છે; પણ ક્ષાયિક સમ્યકત્વની અપેક્ષાએ તો આવી વ્યાખ્યા કરવી — કૃષ્ણે નિશ્ચયથી તથા વ્યવહારથી ક્ષાયિક સમ્યકત્વ મેળવ્યુ હતુ તેમા વ્યવહાર દૃષ્ટિએ મળ ક્ષય થતા ક્ષાયિકજ છે પણ નિશ્ચય દૃષ્ટિએ કૃષ્ણનુ ક્ષાયિક ક્ષયોપમસમાનજ સમજવુ કેમકે નિશ્ચયક્ષાયિકપ્રમાણે સાતે પ્રકારના મળનો [illegible] ર્યો હોય તો નરકમા

તેણે જગતમા મિથ્યાત્વની વૃદ્ધિ કરનારો ઉપદેશ ;બળભદ્રને કેમ કર્યો ? માટે એમા કાંઇ વિરોધ નથી, એવો વૃધ્ધસંપ્રદાય છે. સત્ય વાત તો સીમધર ભગવાન જાણે હવે તેના પાચ ભવ વાસુદેવ હિંડી નામના ગ્રથમાં જે કહ્યા છે તે અહીં કહેવાય છે— " कण्हो तइय पुढविओइत्व हित्ता इहेव भारहे वासे सयदुवारे नगरे पत्तमडलीय भावो पवज्ज पडिवज्जित्ता तित्थयरनामकम्म सम्मज्जणित्ता वेमाणियेसु उवज्जिय दुवालसमो अममनामतित्थयरो भविस्सइ इत्यादि " કૃષ્ણ, ત્રીજી નરકભૂમિમાથી નીકળી આજ ભરતખડમા શતદ્વારનગરવિષે માડલિક રાજા તરીકે થશે. તે ભવમા દીક્ષા લઇ તીર્થંકર નામકર્મ સપાદન કરશે અને પછી વૈમાનિક દેવમડળમા ઉત્પન્ન થઇ બારમા 'અમમ' નામના તીર્થંકર થશે " આવાજ આશયનો શ્રી હેમચદ્રે કરેલા નેમિચરિત્રમા બીજો એક પાઠ છે —

" भूयोऽप्यधत्त सर्वज्ञो मा विषीद जनार्दन ॥
तत उध्दृत्य मर्त्यस्त्व भावी वैमानिकस्तत ॥१॥
च्युत्वा भाव्यत्र भरते शतद्वारपुरेशितु ॥
जितशत्रो सुतोऽर्हस्त्व द्वादशो नामतोऽमम "॥२॥

સર્વજ્ઞ ભગવાન નેમિનાથે ફરીથી કહ્યુ કે, હે કૃષ્ણ! તુ ખેદ કર મા. તે નરકમાથી નીકળી તુ મનુષ્ય થઇશ, તે પછી વૈમાનિક દેવ થઇશ, અને ત્યાથી આ ભરતક્ષેત્રમા ચ્યવીને શતદ્વાર નગરના રાજા જિતશત્રુનો પુત્ર 'અમમ' નામનો બારમો તીર્થંકર થઇશ " ઇત્યાદિ પાચ ભવ જેમ અહીં કહ્યા છે, તેમ અમમસ્વામીના

ચરિત્રમા પણ પાચજ ભવ કહ્યા છે, પરંતુ ત્યા વિસ્તારથી દર્શાવ્યા છે અને તેઓને અહિ દર્શાવવાથી ગ્રથ વધી પડે, એવો ભય રહે છે.

प्रश्न ९८ मो — જેમ અવધિજ્ઞાનિઓ અથવા ચૌદ પૂર્વધરો સમ્યકત્વનો ત્યાગ કરી પ્રમાદ આદિની અધિકતાથી નિગોદ જીવોમા અનતા ગયેલા છે, તેમ મનઃપર્યાય જ્ઞાનિઓ પણ નિગોદ જીવોમા અનતા જાય છે, એમ આગમમા કહ્યુ છે અને તે સત્ય છે, પરતુ એ મનઃપર્યાય જ્ઞાનિઓમા, ઋજુમતિ જ્ઞાની સમજવા અથવા વિપુલમતિ જ્ઞાની જાણવા કે બન્નેનુ ગ્રહણ કરવુ. ? -

उत्तर — આગમમા જે અનતા મન પર્યવિ જીવો નિગોદમા જતા કહ્યા છે તેઓમા ઋજુમતિ જ્ઞાનીજ સમજવા કેમકે જેને વિપુલમતિ જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેની નિયમે કરી આ ભવમાજ મુક્તિ થાય છે. તત્વાર્થની વૃત્તિમા કહ્યુ છે કે — જે વિપુલમતિને મન પર્યવજ્ઞાન થયેલુ છે તેનો કદી પ્રપાત ( એટલે નિગોદમા વગેરે ગતિ) થતો નથી કેમકે તેને આ ભવમાજ કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે આ વાત લોકપ્રકાશમા પણ છે -

' कस्यचिन्न पतत्याद्यं कस्यचिन्न पतत्यपि ॥
अत्य चाकेवलप्राप्तेर्न पतत्येव तिष्ठति ॥२॥

મન પર્યાયમા પ્રથમનુ ઋજુમતિજ્ઞાન કોઈનુ જતુ રહે છે અને કોઇનુ નથી પણ જતુ—અર્થાત ઋજુમતિ જ્ઞાની પોતાના પ્રમાદ વગેરેના કારણથી કદાચ નિગોદ આદિ જીવોમા પડે છે પણ વિપુલમતિજ્ઞાન કે-

વળજ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યા સુધી એની એજ સ્થિતિમા રહે છે–અર્થાત્ વિપુલમતિની અધોગતિ થતીજ નથી

**प्रश्न ९९ मो** – સાધુમડલીમાં કોઇ પણ મહાત્મા સાધુએ, આગમમા કહેલા વિધિ પ્રમાણે પક્ષક્ષપણ, માસક્ષપણ કે જ્યા સુધી જીવે ત્યા સુધીનુ અનશન કર્યું હોય, તેમજ જઘન્યમા જઘન્ય બે નિર્યામકોથી ( એટલે વૈયાવચ્ચ કરવા રોકાયલા સાધુઓથી ) અથવા ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ અડતાલીસ નિર્યામકોથી ( શુદ્ધ ભાવનામા ) લઈ જવાયો હોય, શાસ્ત્ર કુશળ હોય અને ચદ્રની પેઠે સ્વચ્છ હૃદયવાળો હોઇને વૈરાગ્યના રગમા મગનચિત્તવાળો હોય તો પણ કદાચ પરિણામની વિચિત્રતાથી ક્ષુધાની વેદનાને સહન નહિ કરવાથી અસ્થિર ચિત્તવાળો થાય અને આહાર વગેરેની માગણી કરે તો તેને આહાર વગેરે આપવો કે નહિ ?

**उत्तर.**– કોઈ સાધુએ અનશન વ્રત કર્યું હોય અને પોતે શુકલ પરિણામથી તેને પાળતો હોય તો પણ કદાચ ક્ષુધાવેદનીયકર્મના ઉદયથી તેનુ ચિત્ત ડગી જાય અને આહાર વગેરેની માગણી કરે તો ગીતાર્થ ગુરુએજ તેની પાસે એકાતમા જવુ અને કોમળ વાકયોથી તેને આ પ્રમાણે સમજાવવો,– ' હે મહાભાગ ! હમણાજ હુ તારે માટે આહારપાણી લાવી આપુ છુ, પરતુ મારુ એક વચન સાભળ તે અનશન વ્રત લીધુ છે અને આહારાદિનુ પચ્ચખ્ખાણ કર્યું છે, માટે તારે આહારની ઇચ્છા કરવી તે યોગ્ય નથી કેમકે તેમ કરવાથી તે લીધેલા અભિગ્રહને

ભગ થશે વળી પચ્ચખ્ખાણનો ભગ કરવાથી ઘોર નરકમા પડવુ પડે છે અને વ્રતાદિકનો ભગ કરવાથી સુખ તો ક્ષણવારજ પ્રાપ્ત થાય છે પણ દુખ અનેક કાળ સુધી ભોગવવુ પડે છે, આ ભગવાનના વચનો તારા મનમા હજી પણ કેમ કહુ છે કે,—

" वरमग्गिंमि पवेसो वरमविसुद्धेण कम्मुणा मरणं ॥
मा गहियव्वयभगो मा जीय खलीयसीलस्स ॥१॥

અગ્નિમા પ્રવેશ કરવો તે ઉત્તમ છે, અશુદ્ધ કર્મો કરી જીવવુ તે શ્રેષ્ઠ છે, પણ ગ્રહણ કરેલા વ્રતનો ભગ કરી અથવા ચારિત્રભ્રષ્ટ થઇ જીવવુ તે શ્રેષ્ઠ નથી " આ વચન પ્રમાણે ગળે ફાસો નાખીને ઝેર ખાઇને અથવા જળ તથા અગ્નિમા પ્રવેશ કરી મરણ પામવુ સારૂ છે, પણ વ્રતનો ભગ કરી જીવવુ સારૂ નથી તે અનશન વ્રત લીધુ માટે ખરેખર તેથી વિરૂધ્ધ આ દુષ્ટ ધ્યાન તે કર્યુ છે અને આ તારૂ પગલુ અવિચારભરેલુ છે તુ વિચાર કર કે, નરક વગેરેના દુખની આગળ ક્ષુદ્ર વેદનીય કર્મથી ઉત્પન્ન થનારૂ આ દુખ શુ હિસાબમા છે ? અરે! એ નરક વગેરેનાં અનેક દુઃખોને પણ આ જીવે અનેકવાર સહન કર્યાં છે, હમણા તુ તારા મનને વશ રાખી ચારિત્ર વગેરેના આ કષ્ટને જો સહન કરીશ તો ગજસુકુમાલની પેઠે તને મહાન ફળ પ્રાપ્ત થશે " ઇત્યાદિ વાક્યોથી જો તે માને અને આહાર વગેરેની ઇચ્છાનો ત્યાગ કરે તો ઠીક છે, પણ જો નજ માને તો આહાર વગેરે લાવીને [illegible] મૂકવો અને ફરી પણ મધુ

પૂર્વોક્ત વાક્યો તેને કહેવા. કદાચ સિદ્ધાંતના વાક્યોરૂપી અમૃતનો સ્વાદ લઇ ગુરુની લજ્જાથી અથવા વ્રત ભંગના ભયથી તેનું ચિત્ત સ્થિર થાય અને આહારાદિનો ત્યાગ કરે તો ઠીક છે પણ ક્ષુધા નહી સહન કરી આહારની ઇચ્છાનેજ વળગી રહે તો આહાર વગેરે જે કાંઈ માગે તે તેને આપવું. અવસરને જાણનારા સાધુઓનું તે વેળા એજ કૃત્ય છે પછી તેને ખેદ પમાડવા માટે કરી કંઇ પણ કહેવું નહી. આહાર કર્યા પછી ક્ષુધા શાંત થતા તે પોતાની મેળેજ બુધ્ધિનો ઉપયોગ કરી પશ્ચાત્તાપ કરે તો ઉત્તમજ છે બસ, આજ એવે પ્રસંગે યોગ્ય ગણાય છે

કદાચ કોઇ કહે કે, અનશનને ભાગનારા સાધુને તે વેળા આહાર વગેરે જો ન આપવામા આવે તો તે શું કરે ? આનો ઉત્તર એ છે કે, અનશનને ભાગનારા તે સાધુને એ વેળા આહાર વગેરે ન આપવામા આવે તો સાધુમંડળીઉપર તે કોપાયમાન થાય છે અને તેનું શરીર અશક્ત થએલું હોવાથી આહાર વગેરેને તે ન લાવી શકે તો આર્તધ્યાન પામે, સંયમ ઉપર કંટાળો ખાય, ક્લેશને વશ થઇ ધર્મથી ભ્રષ્ટ થાય અને તેજ અવસરે ક્ષુધાની વેદનાથી વિહ્વળ થઈ કદાચ મૃત્યુ પામે તો વ્યંતર થાય પછી અવધિજ્ઞાનથી પોતાના પૂર્વભવને જાણી કોપાયમાન થઇને સાધુ વગેરે સમગ્ર સંઘ ઉપર ઉપદ્રવ કરે અને સંઘને આકુળ—વ્યાકુળ કરી દઈ ધર્મથી દૂર કરે, ઇત્યાદિ અનર્થની ઉત્પત્તિનું કારણ હોવાથી અનશન વગેરેનો ભંગ કરનારને આહાર આપવોજ જોઇએ પ્રવચન સારોદ્ધારમા પણ એમજ કહ્યું છે

**प्रश्न १०० मो** — સંગ્રહણી સૂત્રમા કહ્યુ છે કે,—

" वक्काइ बीयसमये परभविआउ उदयमेति ॥
इगदुतिचउवक्कासु दुगाइममयेसु परभवाहारो ॥१॥
दुगवक्काइसमया इगदुतिन्निय अणाहारा " ॥

એક વક્રામા ( એટલે એક સમયની વાકાંઇવાળી જીવની ગતિમા ) બીજે મમયે પરભવિક આયુષ ઉદય પામે છે. તેમજ એક બે અને ત્રણની વક્રાગતિમા બે વગેરેના સમયમા પરભવિક આહાર હોય છે અને બે વક્રાઆદિના મમયપૈકી એક, બે તથા ત્રણ સમયોમા અનાહારક હોયછે " પણ પ્રવચનસારોદ્ધાર વગેરે ગ્રથમા તો એક વક્રામા બે સમય કહ્યા છે, તે બન્નેમા નિયમે કરી આહારક થાય છે જેમકે પ્રથમ સમયે પૂર્વશરીરનો ત્યાગ થાય છે અને તે વેળા એ શરીરને યોગ્ય એવા કેટલાક પુદ્દગલોનો જીવને યોગ્ય હોઇ લોમાહારરૂપે સંબંધ થાય છે, અને એરીતે ઔદારિક. વૈક્રિય અથવા આહારકશરીરના પુદ્દગલોને ગ્રહણ કરવાથી આહારક ગણાય છે બે વક્રાગતિમા ત્રણ મમય હોય છે તેમાના પહેલામા તથા છેલ્લામા પૂર્વની પેઠે આહારક હોય છે પણ મધ્ય સમયમા અનાહારક હોય છે ત્રિવક્રાગતિમા ચાર મમય હોય છે તેઓના સંબધમા આ પ્રમાણે સમજવુ.— *ત્રસનાડીની બહાર નીચેના ભાગમાથી ઉપરના ભાગમા અથવા ઉપરના ભાગમાથી નીચેના ભાગમા ઉત્પન્ન થનારો જીવ વિદિગામાથી દિગામા

---

* મનુષ્યાકાર લોકરીરના નીચેથી આ બી ડેક મસ્તકસુધીની મમન [illegible]

ઉત્પન્ન થાય છે અને દિશામાથી વિદિશામા ઉત્પન્ન થાય છે ત્યારે એક સમયે દિશામાથી વિદિશામા જાય છે, બીજે સમયે ત્રસનાડીમા પ્રવેશ કરે છે, ત્રીજે સમયે ઉપર અથવા નીચે જાય છે અને ચોથે સમયે બહાર ઉત્પન્ન થાય છે, પણ જ્યારે દિશામાથી વિદિશામા ઉત્પન્ન થાય છે ત્યારે પ્રથમ સમયે ત્રસનાડીમા પ્રવેશ કરે છે, બીજે સમયે ઉપર અથવા નીચે જાય છે, ત્રીજે સમયે બહાર જાય છે, અને ચોથે સમયે વિદિશામા ઉત્પન્ન થાય છે અહીં આદિ તથા અતમા પૂર્વની પેઠે આહારક હોય છે અને મધ્યમા તો અનાહારક હોય છે ચતુર્વક્રા ગતિમા પાચ સમય હોય છે તેઓના સબધમા પણ ત્રસનાડીની બહારજ વિદિશામાથી દિશામા ઉત્પન્ન થાય ત્યારે પૂર્વની પેઠે સમજી લેવુ આમા પણ આદિ તથા અતમા આહારક હોય છે અને ત્રણમા અનાહારક હોય છે. પ્રશ્ન એ છે કે, એકવક્રા ગતિમા બે સમયને આહારક તરીકે કહેવામા આવ્યા છે, તેમા વક્રાગતિમા આહારક કેમ હોઇ શકે ? તેમજ તેમા એક પણ સમય અનાહારક વક્રગતિ વિના વક્રગતિ કેમ હોઇ શકે ? આ વાત સગ્રહણીમા કેમ કહી નથી ?

उत्तर — એકવક્રા ગતિમા બીજે સમયે અથવા પરભવના આયુષ્યનો ઉદય થાય છે ત્યારે આહાર કરે છે— આ બે વાતમા કોઈ પ્રકારનો વિરોધ નથી, તેમજ એક વક્રામા અનાહારપણાનો સભવજ ક્યા છે ? માટે વક્રામા આહારકપણાથી પણ વિગ્રહ(વક્ર) ગતિ કહેવાય છે અહીં નયવ્યાખ્યામા વ્યવહારનયની અપેક્ષાએ એક

વક્રા જીવગતિના બીજા સમયમા પણ આહારક હોય છે નિશ્ચયનયની અપેક્ષાએ તો એક વક્રામા ભાવી ભવસ બધી પૂર્વના સમયમા પ્રથમના શરીર સાથે સબ'ધ હોવાને લીધે ભાવી અ ગના સ્થાનનુ આહરણ થતુ નથી, પણ બીજા સમયે તો પોતાના સ્થાનનુ પણ આહરણ કરે છે, જેથી પહેલો સમય અનાહારક છે અને બીજો સમય આહારક છે, એ પ્રમાણે અહીંઆ પણ નિશ્ચય તથા વ્યવહાર નયનુ અવતરણ હોવાથી સ શય કરનારાઓને કોઈ પ્રકારનો સ શય રહેતો નથી

**પ્રશ્ન ૧૦૧ મો** — પ્રત્યેક જીવ જ્યારે છદ્મસ્થ અવસ્થામા હોય છે ત્યારે કેમ જાણી શકાય કે તે ભવ્ય છે અથવા અભવ્ય છે ?

**ઉત્તર** — વૃદ્ધ પુરૂષો કહે છે કે, ભવ્ય તથા અભવ્યનાં લક્ષણ આ પ્રમાણે છે.— જે મનુષ્ય મોક્ષને સ સારનો શત્રુ માને છે, પ્રાપ્ત થયેલા નવા લાભમા આન દ માને છે, તેવા પ્રકારની સ્પૃહા રાખે છે અને કોઈ કોઈ સમયે આવા પ્રકારની ચિ તા કરે છે કે, " હુ ભવ્ય છુ કે અભવ્ય ? જો ભવ્ય હોઉં તો સારૂ, પણ અભવ્ય હોઉં તો મને ધિક્કાર છે "— આ મનુષ્યને ભવ્ય તરીકે જાણવો, પણ જે મનુષ્યને સ સાર ઉપર પ્રીતિ હોવાથી આવી ચિ તા કદી ઉત્પન્ન થતી નથી તેને અભવ્ય જાણવો

આચારાગની બૃહદ્વૃત્તિમા પણ કહ્યુ છે કે, અભવ્ય જીવને કદી ભવ્ય-અભવ્યની શ કાજ થતી નથી

ઇતિ શ્રી પ્રશ્નચિ તામણિ—

## પૂર્વાર્ધ પ્રશ્નોત્તર સમાપ્ત

## श्री सरस्वत्यै नम

यस्याग्रेऽणुतुलामुपैति द्युतयस्तं चैणभृत्सूर्ययो- ।
र्वामेय कविपूत्तमामृतलताकादंनिनीकोपमम् ॥
अगोपांगपदार्थप्रश्ननिचय शेपार्धक वोधदम् ॥
ध्येयाऽभ्यासकरान् शुभादिविजयान्नत्वा गुरुन् वच्म्यहम्

જેમની આગળ ચદ્ર તથા સૂર્યની કાતિ અતિ અલ્પ જણાય છે અને જ્ઞાની પુરૂષોમા રહેલા જ્ઞાનરૂપ અમૃતપ્રવાહને જે મેઘમાળા સમાન છે તે શ્રી પાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર કરી, તેમજ ધ્યેયવસ્તુનુ ધ્યાન કરનારા શુભવિજય ગુરુને નમન કરી અ ગોપાગ પદાર્થના પ્રશ્નસમુદાયરૂપ ઉત્તરાર્ધને હુ કહુ છુ આ ઉત્તરાર્ધ પ્રશ્ન બોધદાયક છે

## श्री शखेश्वरपार्श्वनाथाय नम ॥

प्रश्न १ लो – પાચ પાડવોના સ્વાધીનમા રહેનારી દ્રૌપદીએ પાડવોની સાથે કેવી રીતે સુખ ભોગવ્યુ હતુ ? શુ એકજ દિવસે બધાની સાથે સુખ ભોગવ્યુ હતુ કે જૂદા જૂદા વારા પ્રમાણે ?

उत्तर – એક દિવસે બધાની સાથે સુખ ભોગવ્યુ ન હતુ, પણ જૂદા જૂદા વારા પ્રમાણે અનુક્રમે પાડવો સાથે સુખ ભોગવ્યુ હતુ કેમકે તે સતીવ્રતનુ પાલન કરતી હતી શ્રી હેમસૂરિ નેમિચરિત્રમા કહે છે કે-

" इतश्च पांडवा· कृष्णप्रसादात् स्वपुरे स्थिता· ॥
वारकेण प्रमुदिता द्रौपद्या सह रेमिरे " ॥ १ ॥
પાડવો, શ્રી કૃષ્ણની કૃપાથી પોતાના નગરમા રહી પોત પોતાના વારા પ્રમાણે આનદથી દ્રૌપદી સાથે ક્રીડા કરતા હતા " પાડવચરિત્ર વગેરેમા પણ એ પ્રમાણેજ કહ્યુ છે

प्रश्न २ जो – ઉદ્ધાર ક્ષેત્રપલ્યોપમની ગણત્રીમા ચાર યોજન લાબા પહોળા કુવાઓ ' कुरसग ' ઇત્યાદિ ગાથામા કહેલા માપ પ્રમાણે યુગલીઆના અસખ્ય રોમખડથી ( વાળના ટુકડાઓથી ) ભરવામા આવે અને પછી પ્રતિક્ષણ એક એક કરી કાઢી નાખવામા આવે ત્યારે ઉદ્ધાર ક્ષેત્રપલ્યોપમ થાય છે. તેમા રોમખડને કેટલા આકાશપ્રદેશની અવગાહના થાય છે? એટલે કેટલા પ્રદેશોમા તે રોમખડો રહે છે?

उत्तर – સૂક્ષ્મ પનક જીવશરીરની અવગાહનાથી અધિક અસખ્ય ગણી અવગાહના થાય છે. લોકપ્રકાશમાં પણ કહ્યુ છે કે.—

" यत्सूक्ष्म पुद्गलद्रव्य छद्मस्थश्चक्षुषेक्षते ॥
तदसंख्येयमानानि तानि स्युर्द्रव्यमानत ॥ १ ॥
सूक्ष्मपनकजीवागावगाढक्षेत्रतोऽधिके ॥
असंख्येयगुणे क्षेत्रेऽवगाहत इमान्यपि ॥ २ ॥
व्याचक्षतेऽथ वृद्धास्तु मानमेषा बहुश्रुता ॥
पर्[illegible] [illegible]न सम्मितम् ॥ ३ ॥

समानान्येव सर्वाणि तानि च स्युः परस्परम् ॥
अनतप्रादेशिकानि प्रत्येकमखिलान्यपि ॥ ४ ॥

જે સૂક્ષ્મ પુદ્‌ગલ દ્રવ્યને છદ્મસ્થ પોતાના ચક્ષુથી જુવે છે, દ્રવ્યમાનની દૃષ્ટિએ તેના અસખ્યમાનવાળા તે ગેમખડ થઈ શકે છે. આની અવગાહના સૂક્ષ્મ પનક જીવોના અગની અવગાહનાક્ષેત્રથી અસખ્યગુણ ક્ષેત્રમા થાય છે. બહુશ્રુત વૃધ્ધો કહે છે કે આનુ માન, પર્યાપ્ત બાદર પૃથ્વીકાયના અગતુલ્ય હોય છે આ બધા પરસ્પર સમાનજ છે અને તેઓ સર્વે પ્રત્યેક અનતપ્રાદેશિક છે

प्रश्न ३ जो — ' अफुसमाणगइए ' એ સ્થળે સમશ્રેણિમા રહેલા આકાશપ્રદેશો વિના બીજા સર્વાકાશ પ્રદેશોને નહિ સ્પર્શ કરવાની વાત કરી છે કે સર્વ પ્રદેશોને નહિ સ્પર્શ કરવાની વાત છે ?

उत्तर — ભવગ્રાહિક કર્મના અત્ય ક્ષણેજ જીવ સિદ્ધ થાય છે કેમકે ઉદય પામતી તથા નહિ સ્પર્શ કરતી ગતિવાળા આત્માની ગતિ અચિત્ય છે અર્થાત્ જેની ગતિ, સિદ્ધિના મધ્યપ્રદેશોને સ્પર્શ કરતી નથી. કેમકે મધ્યપ્રદેશનો સ્પર્શ કરવામા એકજ સમયે સિદ્ધિ ઈ
તેમા એકજ સમય હોય છે કેમકે
યનો અભાવ હોય છે
મધ્ય પ્રદેશોનો સ્પર્શ
વાત જણાવી છે કે,
આકાશપ્રદેશોને સ્પર્શ
વિષયમા જે સત્ય હશે તે

प्रश्न ४ थो.— જે પ્રાણીઓ *સોપક્રમ આયુષવાળા હોય છે તેઓ પોતાના આયુષના કેટલામા ભાગમાં પરભવ આયુષ બાધે છે ? તેમજ નિરુક્રમ આયુષવાળા પણ પોતાના આયુષના કેટલામા ભાગમા પરભવ આયુષ બાધે છે ? વળી અધ્યવસાન વગેરે સાત પ્રકારના ઉપક્રમોથી સોપક્રમિક જીવોનુ આયુષ ક્ષીણ થાય છે, પણ અનુપક્રમિકનુ આયુષ ક્ષીણ થતુ નથી, એમા શો હેતુ છે ? શાસ્ત્રમા આપણે જોઇએ છીએ કે, સ્કદકસૂરિના શિષ્યોને ઘાણીમા ઘાલી પીલવામા આવ્યા હતા, પણ તેઓ તો ચરમશરીરી હતા—એજ ભવે મોક્ષે જનારા હતા, જેથી તેઓને શુ સોપક્રમ આયુષ મળવે ? આ બધું સ્પષ્ટ રીતે જણાવો

उत्तर — સોપક્રમ આયુષવાળા જીવો પોતાના આયુષના ત્રીજા, નવમા અને સત્યાવીશમા ભાગમા પરભવ આયુષ બાધે છે શ્યામાચાર્ય કહે છે કે, ' सिय तिभागे सिय तिभागतिभागे सिय तिभागतिभागतिभागे " પોતાના આયુષના ત્રીજા, નવમા કે સત્યાવીશમા ભાગમાં સોપક્રમ આયુષવાળા જીવો પરભવિક આયુષ બાધે છે " કેટલાક તો સત્યાવીશ ભાગ પછી પણ આયુષના ત્રણ ત્રણ ભાગની કલ્પના કરે છે અને તે છેક અતર્મુહૂર્ત સુધી કરે છે

* જેથી જીવોની અત સાથે તેવા ઝેર વગેરે પ્રયોગોથી જેઓનુ આયુષ અકસ્માત ક્ષીણ થાય છે તેઓ સોપક્રમ આયુષવાળા કહેવાય છે સિવાયના જેઓ નિરતરમયે આયુષ પૂર્ણ કરનારા હોય છે તેઓ નિરૂપક્રમ આયુષવાળા કહેવાય છે

અસખ્ય આયુપવાળા મનુષ્યો. તિર્યંચો. ચરમશરીરીઓ, દેવો નારકીઓ તથા શલાકાપુરુષો અનુક્રમિક નિરૂપક્રમ આયુપવાળા કહેવાય છે, અહીં એક બીજો પાઠ પણ છે. જેમકે તત્વાર્થની વૃત્તિમા કહ્યુ છે કે, — બીજા કેટલાક વર્ણવે છે કે, તીર્થકરો તથા દેવોનુ મૃત્યુ ઉપક્રમથી થતુ નથી, પણ બાકીનાઓનુ તો બન્ને પ્રકારે થાય છે આ વાત કર્મપ્રકૃતિની વૃત્તિમા પણ છે " अप्पाभोगुकोस " એ ગાથાના વ્યાખ્યાનમા કહ્યુ છે કે, ભોગભૂમિમા જે તિર્યંચ તથા મનુષ્યજીવો, જેઓની સ્થિતિ ત્રિપલ્યોપમ સુધીની હોય છે, તેઓમા ઉત્પન્ન થનારો જીવ પાછળ-થી સર્વ આયુષ્યના અલ્પ જીવિતરૂપ અતર્મુહૂર્તનો ત્યાગ કરી બાકીનુ એટલે અતર્મુહૂર્ત ઓછુ ત્રણ પલ્યો-પમ સ્થિતિનુ આયુપ ઓછુ કરે છે, દેવો, નારકીઓ તથા અસખ્ય આયુપવાળા તિર્યંચો અને મનુષ્યો પો-તાના આયુપના છ માસ બાકી રહે ત્યારે આગળના ભવનુ આયુપ બાધે છે આ વિષયમા આવો મતભેદ પણ છે કે, વધારેમા વધારે છ માસ આયુપ બાકી રહે અને ઓછામા ઓછુ અતર્મુહૂર્ત આયુપ બાકી રહે ત્યારે નારકી જીવો પરભવનુ આયુપ બાધે છે, એમ ભગવ-તીના ચૌદમા શતકના પહેલા ઉદ્દેશકમા કહ્યુ છે બીજા વળી એમ કહે છે કે, પોતાના આયુપનો ત્રીજો જ્યારે બાકી રહે છે, ત્યારે નિયમે કરીને અનુપ-આયુપવાળા જીવો બીજા ભવનુ આયુપ બાધે છે

સોપક્રમી તથા અનુપક્રમી આયુપવાળાનુ જીવિત અનુક્રમે ક્ષીણ થાય છે તથા નથી થતુ તેનુ કારણ

અહીં કહેવાય છે. વળી કાળે વેદ્ય (ભોગવવા યોગ્ય) એવુ પણ આયુષ અલ્પકાળે અધ્યવસાન વગેરેથી જે ભોગવાય છે તે સોપક્રમાયુષ ગણાય છે અથવા બીજું બંધ સમયે જે કર્મ તેવા પ્રકારનુ બાંધેલું હોય છે તેનુ શૈથિલ્ય અથવા અપવર્તન એટલે ઘટાડો થઇ શકે છે. જેમ એક દોરડીને લાંબી કરીને તેનો છેડો સળગાવ્યો હોય તો તે અનુક્રમે બળે છે, પણ તે દોરડીને સંકેલી-ભેગી વાળીને જો બાળી હોય તો તે એકદમ બળી જાય છે; એજ રીતે બંધસમયે જે ગાઢ નિકાચિત આયુષ બાંધ્યુ હોય તે ક્રમવેદ્ય થાય છે એને તેનુ અપવર્તન એટલે ઘટાડો થઈ શકતો નથી સ્કંદસૂરિના શિષ્યો તથા ગજસુકુમાર વગેરેમા ઉપક્રમપણુ જોવામાં આવે છે અને એજ આશયથી ઉપાધ્યાય શ્રી વિનયવિજયગણિએ કરેલા લોકપ્રકાશમાં કહ્યુ છે કે.—

"तत्स्यु केपांचिदप्येतदुपक्रमायुपामपि ॥
स्कंदकाचार्यशिष्याणामिव यत्रनिपीलना ॥१॥
तथापि कृष्टदास्तेपा नत्वायु क्षयहेतव ॥
सोपक्रमायुप इव भाषते तेऽपि तैर्मृता " ॥ २ ॥

જેમ સ્કંદકાચાર્યના શિષ્યોને યંત્રમા પીલાવુ પડ્યુ હતુ; જો કે તેઓ ચરમશરીરી હતા છતા સોપક્રમ આયુષવાળા થયા, તેમ કેટલાક નિરૂપક્રમી જીવો પણ સોપક્રમ આયુષવાળા થાય છે, તો પણ તેઓને કષ્ટ આપનાર મનુષ્યો તેઓના આયુષનો ક્ષય કરવામા કારણભૂત

અસંખ્ય આયુષવાળા મનુષ્યો તિર્યંચો, ચરમશરીરીઓ, દેવો નારકીઓ તથા શલાકાપુરુષો અનુક્રમિક નિરૂપક્રમ આયુષવાળા કહેવાય છે અહીં એક બીજો પાઠ પણ છે જેમકે તત્વાર્થની વૃત્તિમા કહ્યુ છે કે,— બીજા કેટલાક વર્ણવે છે કે, તીર્થંકરો તથા દેવોનુ મૃત્યુ ઉપક્રમથી થતુ નથી, પણ બાકીનાઓનુ તો બન્ને પ્રકારે થાય છે આ વાત કર્મપ્રકૃતિની વૃત્તિમા પણ છે " अन्नाभोगुक्कोस " એ ગાથાના વ્યાખ્યાનમા કહ્યુ છે કે, ભોગભૂમિમા જે તિર્યંચ તથા મનુષ્યજીવો, જેઓની સ્થિતિ ત્રિપલ્યોપમ સુધીની હોય છે, તેઓમા ઉત્પન્ન થનારો જીવ પાછળ-થી સર્વ આયુષ્યના અલ્પ જીવિતરૂપ અંતર્મુહૂર્તનો ત્યાગ કરી બાકીનુ એટલે અંતર્મુહૂર્ત ઓછુ ત્રણ પલ્યો-પમ સ્થિતિનુ આયુષ ઓછુ કરે છે, દેવો, નારકીઓ તથા અસંખ્ય આયુષવાળા તિર્યંચો અને મનુષ્યો પોતાના આયુષના છ માસ બાકી રહે ત્યારે આગળના ભવનુ આયુષ બાંધે છે આ વિષયમા આવો મતભેદ પણ છે કે, વધારેમા વધારે છ માસ આયુષ બાકી રહે અને ઓછામા ઓછુ અંતર્મુહૂર્ત આયુષ બાકી રહે ત્યારે નારકી જીવો પરભવનુ આયુષ બાંધે છે, એમ ભગવતીના ચૌદમા શતકના પહેલા ઉદ્દેશકમા કહ્યુ છે બીજા કેટલાક વળી એમ કહે છે કે, પોતાના આયુષનો ત્રીજો ભાગ જ્યારે બાકી રહે છે, ત્યારે નિયમે કરીને અનુપ-ક્રમી આયુષવાળા જીવો બીજા ભવનુ આયુષ બાંધે છે હવે સોપક્રમી તથા અનુપક્રમી આયુષવાળાનુ જીવિત અનુક્રમે ક્ષીણ થાય છે તથા નથી થતુ તેનુ કારણ

જ્ઞાન થાય છે ત્યારે સામાન્ય પદાર્થોને જણાવનારૂ દર્શન જેમ થાય છે, તેમ મિથ્યાદષ્ટિને વિભગદર્શન થાય છે કે નહિ ? જો થાય છે તો ઉપયોગો કેવી રીતે બતાવ્યા છે ?

उत्तर —અવધિ જ્ઞાનિઓનેજ અવધિના ઉપયોગમા સામાન્ય અવધિદર્શન કહ્યુ છે, પરતુ વિભગદર્શન કહ્યુ નથી આ ભાવાર્થ તીર્થંકરો તથા ગણધરોએ કહ્યા છે કે સમ્યગ્દષ્ટિ જીવોને અવધિજ્ઞાનમા સામાન્ય પદાર્થોને જણાવનારૂ દર્શન જેમ થાય છે, તેમ વિભગમા પણ મિથ્યાદષ્ટિઓને તે થાય છે સિદ્ધાતનો એ અભિપ્રાય છે કે, અવધિદર્શનને વિભગદર્શન કહેવામા આવતુ નથી કેમકે તેમા અનાકારપણાનો કઇ વિશેષ હોતો નથી આ વિષયમા કર્મગ્રથવાળા વળી એમ કહે છે કે, સાકાર અનાકાર એવા ભેદથી અવધિદર્શન તથા વિભગદર્શન ભિન્ન ભિન્ન થાય છે તો પણ મિથ્યાત્વસ્વરૂપ દૂર થતાજ વસ્તુનો નિશ્ચય સારી રીતે થાય છે, તેમજ વિભગદર્શનથી અનાકારસ્વરૂપે અવધિદર્શન થતુ નથી, માટે એ દર્શનને જૂદુ માનવાથી શુ ફળ છે ? આ રીતે કર્મગ્રથવાળાઓ આને જૂદુ દર્શન કહેતા નથી કહ્યુ છે કે.—

' सुत्ते अ विभगस्स य परुविअ ओहिदंसणं बहुसो ॥
कीस पुणो पडिसिद्ध कम्मपगडीपगरणमि ॥ '

સૂત્રમા અનેક સ્થળે વિભગદર્શનને અવધિદર્શનરૂપેજ વર્ણવેલ છે, વળી કર્મપ્રકૃતિપ્રકરણમા પણ આ વાત સિદ્ધ છે " જેઓને આના કરતા અધિક જાણવાની

થતા નથી, માત્ર સોપક્રમાયુષની પેઠે તેઓવડે મરણ પામેલા તે કહેવાય છે

**પ્રશ્ન ૫ મો** — ' ચૂકશય્યાતર ' એમ વારવાર કહેવાથી તાપસે ગોશાલા ઉપર તેજોલેશ્યા મુકી, ત્યારે કૃપાપરાયણ થયેલા ભગવાન મહાવીરે સામી શીતલેશ્યા મુકીને તેજોલેશ્યા અટકાવી આના સબંધમા એક પ્રશ્ન છે કે, તેજોલેશ્યાનો વિધિ તો શાસ્ત્રમા જોવામા આવે છે, પણ શીતલેશ્યાનો વિધિ કોઈ સ્થળે જોવામા આવતો નથી એ શીતલેશ્યા કેવી રીતે ઉત્પન્ન થાય છે ?

**ઉત્તર** — શાસ્ત્રોક્ત વિધિએ જેનામા તેજોલેશ્યાની વિધિ પ્રકટ થાય છે તેનામાજ શીતલેશ્યાની લબ્ધિપણ પ્રકટે છે, બીજામા પ્રકટ થતી નથી કેમકે, જન્યજનકભાવ સબધવડે જેનામાથી તેજોલેશ્યા ઉત્પન્ન થાય છે તેનામાથીજ શીતલેશ્યા પણ નીકળે છે એટલે કે જે કોઇને શિક્ષા કરવા માટે ક્રોધથી તેજોલેશ્યા મૂકે છે, તેના ઉપરજ ફરી પ્રસન્ન થઇ તેનો અનુગ્રહ કરવા માટે શીતલેશ્યા પણ મૂકે છે આજ આશયથી તત્વાર્થની વૃતિમા કહ્યુ છે કે, " જે વખતે ઉત્તરગુણના પ્રત્યય ( નિશ્ચય )ને જણાવનારી લબ્ધિ ઉત્પન્ન થાય છે તે વખતે ગોશાલાદિની પેઠે ક્રોધથી ધમધમી ઉઠીને સામાને બાળી નાખવા માટે એવી લબ્ધિનો ઉપયોગ કરે છે, અને જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે શીતલ તેજથી તેનાપર અનુગ્રહ કરે છે આ સિવાય બીજો વિધિ કહેવામા આવ્યો નથી

. ૬ ઠ્ઠો — સમ્યગ્દૃષ્ટિ જીવને જ્યારે અવધિ-

प्रश्न ८ मो –

"दोकप्पकायसेवी दोदोदोफरमरूवमद्देहिं ॥
चउरो मणेणुवरिमा अप्पवियारा अणतसुहा" ॥१॥

આ વાકયમા કહ્યા પ્રમાણે અન ત દેવલોકથી આર-ભી અચ્યુત દેવલોક સુધીના દેવો, નારીથી દેવીનો સ્પર્શ કરતા નથી, પણ માત્ર મનથીજ વિષયોને સેવે છે તેમાનો કોઇ દેવ કદાચ પ્રેમપાશથી બધાઇ જાય અથવા પૂર્વના પ્રેમથી પરાધીન હૃદયવાળો થાય તો મનુષ્યજાતિની સ્ત્રીને પોતાના શરીરથી ભોગવી શકે કે નહીં ?

उत्तर – અન ત દેવલોકથી આરભી અચ્યુત દેવલોક સુધીના દેવોમા કોઇ કરીને કોઇ દેવ, અવધિજ્ઞાનથી પોતાના મનુષ્ય ભવમા ભોગવેલી પૂર્વકાળની સ્ત્રીને ઓળખીને પ્રેમપાશથી બધાઇ પોતાનુ મૃત્યુ સમીપ હોવાને લીધે બુદ્ધિના વિપર્યાસથી, કર્મોની વિચિત્રતાથી અને કામવાસનાની મલિનતાથી અત્યત આતુર થઇ આ લોકમા આવીને તે સ્ત્રીનુ આલિ ગન કરે છે અને તેના અવાચ્ય પ્રદેશમા પોતાના અવાચ્ય વિભાગને નાખે છે, આવા પ્રકારના અક્ષરો પ્રજ્ઞાપનાના એકવીસમા પદમા અર્થાનુ સ ધાનપૂર્વક જ્યા તૈજસની અવગાહનાનો અધિકાર ચાલે છે ત્યા વિસ્તારથી જોઇ લેવા

प्रश्न ९ मो – આ લોકમા આહારિક જીવોની ઉત્પત્તિના સમયે એક સમયે આહારપર્યાપ્તિ સમાપ્ત

ઈચ્છા હોય તેઓએ પ્રજ્ઞાપનાષ્ટાપદવૃત્તિમાથી જાણી લેવુ તત્વાર્થવૃત્તિકારે પણ વિભગજ્ઞાનમા અવધિદર્શન સ્વીકાર્યું નથી તેમણે પોતાના ગ્રથમા કહ્યુ છે કે, અવધિદ્રષ્ટિનુ આવરણ કરનારા ક્ષયોપશમ પછી વિશેષ પદાર્થોનુ અગ્રહણ કરવામા વિમુખ થયેલી જે અવધિ તેજ અવધિદર્શન કહેવાય છે, અને તે દર્શનનો સ્વામી નિયમે કરી સમ્યગ્દ્રષ્ટિ જ હોય છે

प्रश्न ૭ मो — મિથ્યાતમા એક જીવની અપેક્ષાએ અતર્મુહૂર્ત અધિક તેત્રીસ સાગરોપમ *ઔદારિક શરીરનુ અતર ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ કહ્યુ છે, પરતુ તે અતર તેત્રીસ સાગરોપમથી અધિક આયુષ્યવાળા દેવો તથા નારકીઓમા એક ક્ષણ પણ સભવતુ નથી, માટે તે અતર કેવી રીતે મળે ?

उत्तर — ઉત્કૃષ્ટદ્રષ્ટિએ અતર્મુહૂર્તથી અધિક એવા તેત્રીસ સાગરોપમ કહેવામા આવ્યા છે તે આ પ્રમાણે — જેમ કોઇ ચારિત્રિ જીવ વૈક્રિય શરીર કરી એક અતર્મુહૂર્ત સુધી જીવીને સ્થિતિનો ક્ષય થયે અવિગ્રહે કરી એટલે એક વક્રા વગેરે ગતિ વિના—ઋજુગતિએ—સીધીગતિએ અનુત્તર દેવલોકમાં દેવ થાય છે, એમ જીવાભિગમ વૃત્તિના વચનથી આમા કઇ દોષ નથી

* ઔદારિક અતર એટલે મનુષ્ય-તિર્યંચ આદિ શરીરના ત્યાગ પછી શરીર પ્રાપ્ત થવામાં અતર

प्रश्न ८ मो –

"दोकप्पकायसेवी दोदोदोफरमरूवसद्देहिं ॥
चउरो मणेणुवरिमा अप्पवियारा अणंतसुहा" ॥१॥

આ વાક્યમા કહ્યા પ્રમાણે અનત દેવલોકથી આગળી અચ્યુત દેવલોક સુધીના દેવો, શરીરથી દેવીનો સ્પર્શ કરતા નથી, પણ માત્ર મનથીજ વિષયોને સેવે છે તેમાનો કોઇ દેવ કદાચ પ્રેમપાશથી બધાઇ જાય અથવા પૂર્વના પ્રેમથી પરાધીન હૃદયવાળો થાય તો મનુષ્યજાતિની સ્રીને પોતાના શરીરથી ભોગવી શકે કે નહીં ?

उत्तर – અનત દેવલોકથી આગળી અચ્યુત દેવલોક સુધીના દેવોમા પણ કદીને કોઇ દેવ, અવધિજ્ઞાનથી પોતાના મનુષ્ય ભવમા ભોગવેલી પૂર્વકાળની સ્રીને ઓળખીને પ્રેમપાશથી બધાઇ પોતાનુ મૃત્યુ સમીપ હોવાને લીધે બુદ્ધિના વિપર્યાસથી, કર્મોની વિચિત્રતાથી અને કામવાસનાની મલિનતાથી અત્યત આતુર થઇ આ લોકમા આવીને તે સ્રીનુ આલિગન કરે છે અને તેના અવાચ્ય પ્રદેશમા પોતાના અવાચ્ય વિભાગને નાખે છે, આવા પ્રકારના અક્ષરો પ્રજ્ઞાપનાના એકવીસમા પદમા અર્થાનુ સધાનપૂર્વક જ્યા તૈજસની અવગાહનાનો અધિકાર ચાલે છે ત્યા વિસ્તારથી જોઇ લેવા

प्रश्न ९ मो આ લોકમા આહારિક જીવોની ઉત્પત્તિના ... સમયે આહારપર્યાપ્તિ

થાય છે, તેથી પાચે પર્યાપ્તિઓ પ્રત્યેક અ તર્મુહૂર્તે સમાપ્ત થાય છે એમ સર્વત્ર જોવામા આવે છે, પર તુ અહિં અ તર્મુહૂર્ત કેટલા સમય સુધીનુ ગ્રહણ કરવુ ? કેમકે એક અ-તર્મુહૂર્તનો સમય ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ નવ સમયથી આરભી એક સમય ઓછી બે ઘડી સુધીનો થાય છે તેથી અહીં પ્રશ્ન થાય છે કે, અ તર્મુહૂર્ત અહીં નવ સમયનુધીનુ લેવુ કે અસખ્ય સમયનુ ગ્રહણ કરવુ ? વળી વૈક્રિય તથા આહારકના ઉત્પત્તિકાળે પણ ઔદારિકની પેઠેજ પર્યાપ્તિઓ જાણવી કે કોઈ બીજી રીતે ?

ઉત્તર — ઔદારિકની ઉત્પત્તિમા પ્રથમ આહારપર્યાપ્તિ એક સમયેજ સમાપ્ત થાય છે, અને બાકીની પર્યાપ્તિઓ અસખ્ય સમયના પ્રમાણવાળા અ તર્મુહૂર્તમા પૂર્ણ થાય છે તેમજ વૈક્રય આહારવાળાઓનો આ ક્રમ હોય છે —તેઓના એક શરીરની પર્યાપ્તિ અ તર્મુહૂર્તમા થાય છે અને બાકીની પર્યાપ્તિઓ એક એક સમયની વૃદ્ધિથી થાય છે. પ્રવચનસારોદ્ધારના બસો બત્રીસમા દ્વારમા કહ્યુ છે કે, વૈક્રિય આહારવાળા જીવોની આહાર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનની પાચે પર્યાપ્તિઓ એક એક સમયની વૃદ્ધિથીજ સમાપ્ત થાય છે અને શરીરપર્યાપ્તિ અ તર્મુહૂર્તે થાય છે

પ્રશ્ન ૧૦ મો — બાવીસ પરિષહોમા કયા કયા પરિષહો જ્ઞાનાવરણાદિક આઠ કર્મોમા આવે છે ?

ઉત્તર — એ સર્વ પરિષહો કર્મથી ઉત્પન્ન થનાર છે,

એમ સભવે છે જેમ દર્શનમોહમા સમ્યકત્વ પરિષહ હોય છે. જ્ઞાનાવરણ કર્મમાં પ્રજ્ઞા તથા અજ્ઞાન પરિષહ હોય છે, અતરાય કર્મમા અલાભ પરિષહ હોય છે, ચારિત્રમોહમા આક્રોશ, અરતિ, સ્રી, નૈષેધિકીય, યાચના, અચેલ અને સત્કાર નામના પરિષહો હોય છે, તેમજ વેદનીયમા ક્ષુધા, તૃષા, શીત-ટાઢ, તાપ, દશ, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણ-સ્પર્શ અને મલ આ અગીયાર પરિષહો હોય છે

**પ્રશ્ન ૧૧ મો** — હવે આ બાવીસ પરિષહો કયા ગુણસ્થાનકમા આવે છે ? પ્રશ્નનો ભાવ એ છે કે, આ પરિષહો છદ્મસ્થ ગુણસ્થાનક સુધીજ હોય છે કે *સયોગી—અયોગી કેવળીઓને પણ હોય છે ?

**ઉત્તર** — સૂક્ષ્મસપરાય, ઉપશાત મોહ અને ક્ષીણમોહ આ છદ્મસ્થના ગુણસ્થાનકોમા પ્રજ્ઞા, અજ્ઞાન, અલાભ, ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, દશ, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણ સ્પર્શ અને મલ નામના ચૌદ પરિષહો હોય છે, તેમજ તેરમા તથા ચૌદમા ગુણસ્થાનકમા વેદનીયથી ઉત્પન્ન થનાર અગીઆર પરિષહો હોય છે તથા નવમા ગુણસ્થાનક સુધી સઘળા પરિષહો હોય છે

**પ્રશ્ન ૧૨ મો** — એક જીવને એક સમયે ઉત્કૃષ્ટા બાવીસે પરિષહો સભવે છે કે નહિ ?

**ઉત્તર** — એક જીવને એક સમયમા ઉત્કૃષ્ટા ઓગ-

---

* સયોગી કેવળી-અને તેરમા ગુણસ્થાનકમા વર્તતા કેવળી અને અયોગી કેવળી એટલે [illegible] યાને પાચમા-ચૌદમા ગુણસ્થાનકમા કેવળી ।

ણીસ અથવા વીસ પરિષહો સભવે, પણ એકજ સમયે બાવીસે પરિષહો સભવે નહિ

प्रश्न १३ मो.– આ બાવીસે પરિષહોમા કયા કયા પરિષહો મનોયોગથી, વચનયોગથી તથા કાયયોગથી ઉત્પન્ન થાય છે ?

उत्तर – ક્ષુધા, તૃષા, સ્ત્રી, સમ્યકત્વ તથા અરતિ આ પાચ પરિષહો મનોયોગથી ઉત્પન્ન થાય છે, યાચના, આક્રોશ, સત્કાર, અલાભ, પ્રજ્ઞા તથા અજ્ઞાન—આ છ પરિષહો વચોયોગથી ઉત્પન્ન થાય છે, અને ટાઢ, તાપ, મચ્છર વગેરેના દશ, ચર્યા, શય્યા, અચેલ, મલ, રોગ, નૈષેધિકી, વધ, તૃણસ્પર્શ—આ અગીઆર પરિષહો કાયયોગથી ઉત્પન્ન થાય છે

प्रश्न १४ मो – શીતપરિષહમા કેટલા પરિષહો હોય છે ? તેમજ ઉષ્ણપરિષહમા કેટલા પરિષહો હોય છે ?

उत्तर – સ્ત્રી અને ×અરતિપરિષહ શીતપરિષહમા આવે છે તેમજ ક્ષુધા, તૃષા તથા શીતોષ્ણ આદિ વીસ પરિષહો ઉષ્ણપરિષહમા આવે છે આના સબધમા શીલાગસૂરિએ રચેલી આચાગસૂત્રની વૃત્તિમા કહેવામા આવ્યુ છે કે, શીતપરિષહ અનુકૂલપણે અનુભવાય છે અને ઉષ્ણપરિષહ પ્રતિકૂલપણે અનુભવાય છે

प्रश्न १५ मो – એક ભવમા ઉત્કૃષ્ટ બેવાર આહારકશરીર કરે છે અને ભવમડલીમા તો ચારવાર આ-

× અરતિ પરિ. ને મને નસનત્વમા ગમ પરિષહ બીજાનો છે

હારકશરીર કરે છે, એ વાત તો સત્ય છે, પણ જેણે ચોથી વાર આહારકશરીર કર્યું હોય તેની કેટલા ભવ પછી સિદ્ધિ થાય છે ?

उत्तर — ચૌદ પૂર્વને ધારણ કરનારા જે પુરૂષે ચોથી વાર આહારકશરીર કર્યું હોય તેને તે ભવમાજ મુક્તિપદ પ્રાપ્ત થાય છે. તેને માટે સસારમા ભટકવાનુ હેતુજ નથી આવાજ આશયથી પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિ કર્તા કહે છે કે, જે મનુષ્ય આ સસારમા ચોથીવાર આહારક કરે છે તેની નિયમે કરી તેજ ભવમા મુકિત થાય છે તેને બીજી કોઈ ગતિમા જવુ પડતુ નથી.

प्रश्न ૧૬ मो — પાચ સ્થાવરોના આધારે પ્રત્યેક અસખ્યાતા ઉત્પન્ન થાય છે—અર્થાત જ્યા એક બાદર પર્યાપ્ત પૃથ્વીકાય હોય છે તેના આધારે અસખ્યાતા અપર્યાપ્ત પૃથ્વીકાય ઉત્પન્ન થાય છે એ પ્રમાણે અપ્કાય વગેરેમા પણ જાણી લેવુ, એમ પ્રજ્ઞાપનામા ૯૮બોલના અલ્પબહુત્વની વ્યાખ્યામા કહ્યુ છે સ્થલદૃષ્ટિએ પર્યાપ્તક પૃથ્વીઆદિની અપેક્ષાએ અપર્યાપ્તને અધિક કહેવામા આવ્યા છે, આ વાત તો સત્ય છે, પણ સૂક્ષ્મ નિગોદ કરતા અથવા સૂક્ષ્મ પૃથ્વી આદિના કરતા અપર્યાપ્ત જીવોથી પર્યાપ્ત જીવોને અધિક કેમ કહ્યા છે ?

उत्तर — સૂક્ષ્મ જીવોની પોતપોતાની જાતિમાં અપર્યાપ્ત કરતા પર્યાપ્ત અસખ્ય ગણા હોય છે, તો એક એક [illegible]તક કેમ ઉત્પન્ન થાય છે ?

"मुनिसुव्रतनाथस्य तीर्थे तीर्थेऽत्र विश्रुते ॥
साधूना कोटयस्तिस्र सप्राप्ता पदमव्ययम् ॥ ८ ॥
तीर्थे नमिजिनस्यापि कोटिरेका महात्मनाम् ॥
सिद्धास्तत्रानगाराणा सुविशुद्धक्रियावताम् ॥ ९ ॥
एवमन्येऽपि बहव सिद्धा ये तत्र साधव ॥
कालेन गच्छता तेऽत्र ग्रथे न कथिता मया ॥१०॥
येषा तीर्थकृता तीर्थे सिद्धा कोटिरनूनका ॥
तान्येव कथितान्यत्र सेय कोटिशिला तत ॥११॥
चारणश्रमणै सिध्ध- यक्षैर्देवासुरैस्तथा ॥
तद्भक्त्या वद्यते नित्य तीर्थ कोटिशिलाऽभिधम्"॥१२

મુનિ મુવ્રતનાથના શાસનમા પણ આ પ્રસિ
તીર્થમા ત્રણ કરોડ સાધુઓ અવિનાશી પદને પામ્યા છે
નમિ જિનના શાસનમા પણ અતિશુદ્ધ ક્રિયાવાળા એ
કરોડ મહાત્મા સાધુઓ ત્યા સિદ્ધિપદને પામ્યા છે એ
પ્રમાણે બીજા અનેક સાધુઓ પણ તે તે સમયે એ કોટિ
શિલા ઉપર સિધ્ધ થયા છે, જેઓનુ આ ગ્રથમા વર્ણ
નથી કર્યુ જે તીર્થકરોના શાસનકાળમા ઓછામા ઓછ
એક કરોડ સાધુઓ ત્યા સિધ્ધ થયા છે, તેઓનુ અ
કથન કર્યુ છે એ તીર્થને કોટિશિલા નામ ઓળખવા
આવે છે આ કોટિશિલા નામના તીર્થને ચારણ સાધુ
સિધ્ધો, યક્ષો, દેવો તથા અસુરો નિત્ય ભકિતપૂર્વક વાંદે છે

प्रश्न १८ मो — ચૌદ *રજ્જુસ્વરૂપ આ લોકમા શરીરો કરતા જીવો અધિક છે કે જીવો કરતા શરીરો અધિક છે ?

उत्तर — લોકમા જીવો કરતાં શરીરો અધિક છે, કેમકે એક એક જીવને તૈજસ તથા કાર્મણ નામના બે બે શરીરો હોય છે

प्रश्न १९ मो — શ્રી પાદલિપ્તસૂરિએ શ્રી વીર ભગવાનની આવી સ્તુતિ કરી છે —

"गाहाजुअलेण जिण मयमोहविवज्जियजियकसाय ।
थोसामि तिसंझाएणं तिन्नमग महावीर ॥१॥
सुकुमालधीरसोमा रत्तकसिणपडुरा सिरिनिकेया
सीयकुसगहभीरू-जलथलनहमडणा तिन्नि ॥२॥
न चयति वीरलील हाउजे सुरहि मत्तपडिपुन्ना
पंकयगयदचदा लोयणचक्कनियमुहाणा ॥३॥
एव वीरजिणिंदो अच्छरगणसंगसथुओ भयव
पालित्तयमयमहिओ दिसउ खय सव्वदुरियाण" ॥४॥

આ ગાથાઓમા સુવર્ણની ઉત્પત્તિ અથવા પાદલેપ ઔષધિના આમ્નાયો (પ્રયોગો) છે, એમ કેટલાક કહે છે તો આ ઉપરથી પ્રશ્ન થાય છે કે, આ ગાથાઓમા કયા આમ્નાયો છે ? તેમજ આ ગાથાઓનુ વિવરણ અથવા શબ્દાર્થ, વર્ણાનુયોગપૂર્વક વિસ્તારથી કેવી રીતે કરવામાં આવે છે ?

* રજ્જુ-એ માપ [illegible] લોકના [illegible] પામાં [illegible]

उत्तर — આ સ્તોત્રની પહેલી ગાથા 'गाहाजुयेण' એ છે જો કે, આ સ્તોત્ર અત્યત નાનુ છે તો પણ તેનુ સ્તોત્રપણુ અવ્યાહત છે– તેને સ્તોત્ર તરીકે માનવુ જ પડે છે કેમકે આગમમા કહ્યુ છે કે, સ્તોત્રોમા ચાર પદથી આરભી એક સો આઠ પદ્ય સુધીની સખ્યા પણ હોય છે

હવે આ સ્તોત્રની ગાથાઓનો અર્થ, શ્રી જિનપ્રભ સૂરિએ દર્શાવેલા માર્ગે અહીં વર્ણવાય છે – વીરભગવાન–વર્ધમાન સ્વામીના નેત્રની, ગમનની, તથા મુખની સમાનતાને કમળ, ગજેન્દ્ર તથા ચદ્રમા કદી પામી શકે તેમ નથી અર્થાત્–વીર ભગવાનના બે નેત્રો અતિશય સુદર છે, તેથી કમળ તેઓની શોભાસાથે પોતાની તુલના કરી શકે તેમ નથી, તેમજ ભગવાનની ગતિ અનત ગણી સર્વોત્કૃષ્ટ છે, તેથી ગજેન્દ્ર તેમની ગતિના વિલાસને પોતાની ગતિ સાથે સરખાવી શકે તેમ નથી, અને ભગવાનનુ મુખ ઐકાતિક એવા આત્યતિક ગુણાતિશયોથી ભરપૂર છે, તેથી ચદ્રમા તેની સમાનતા કરી શકે તેમ નથી જોકે કમળ સ્વભાવથીજ કોમળ છે, લાલવર્ણુ છે, લક્ષ્મી દેવીના નિવાસસ્થાન રૂપ છે, હિમથી કાયર છે, જળને અલકાર રૂપ છે અને સુગધયુક્ત હોય છે તો પણ ભગવાનના નેત્રસમીપ અત્યત તુચ્છ છે, તેમજ ગજેન્દ્ર ધીર–નિષ્પ્રકપ અથવા પરાક્રમસપન્ન હોઇ શૂરો હોય છે રગે શ્યામ હોય છે, લક્ષ્મી દેવીના નિવાસસ્થાન રૂપ હોય છે, અકુશથી ભીરુ હોય છે, પૃથ્વીના અલકારરૂપ હોય છે અને મદોન્મત્ત થાય છે

તો પણ ભગવાનની ગતિ આગળ તેની ગતિની તુલના થઇ શકે તેમ નથી, વળી એજ પ્રમાણે ચદ્રમા સ્વભાવથીજ સૌમ્ય હોય છે, નેત્રને આનદ ઉપજાવનારો હોય છે, ઉજ્જવળ વર્ણવાળો હોય છે, લક્ષ્મી દેવીના નિવાસસ્થાનરૂપ છે, બીજા ગ્રહોથી ભયભીત રહે છે, આકાશને અલકાર રૂપ છે અને સપૂર્ણ મડળવાળો છે તો પણ ભગવાનની મુખશોભા પ્રાપ્ત કરવાને તે સમર્થ નથીજ આ સ્થળે કમળ, ગજેન્દ્ર તથા ચદ્રમાને લક્ષ્મીના નિવાસસ્થાન કહેવાનુ કારણ એ છે કે, લક્ષ્મીના એક સ્તોત્રમા આ પ્રમાણે કહેવામા આવ્યુ છે —

"गजे शखे मधौ छत्रे चद्रे पद्मे जिनालये ।
मौक्तिके विद्रुमे स्वर्णे या नित्या परमेश्वरी " ॥१॥

પરમેશ્વરી-દેવી લક્ષ્મી ગજેન્દ્રમા, શખમા, વસતમા છત્રમા, ચદ્રમા, કમળમા, જિનમદિરમા, મોતીમા, પરવાળામા તથા સુવર્ણમા નિત્ય નિવાસ કરે છે " વળી તે વીરપ્રભુ, રાગાદિને જિતનારા સામાન્ય કેવળીઓમા ઇન્દ્રસમાન છે – અર્થાત ચોત્રીસ અતિશય આદિ સમૃદ્ધિના લક્ષણવાળા પરમ ઐશ્વર્યનો અનુભવ કરે છે તેથી જિનેન્દ્ર છે – તીર્થંકર છે આ શ્રી વીર જિનેન્દ્રની અપ્સરાઓ, દેવતાઓ તથા ચતુર્વિધ સઘ સ્તુતિ કરે છે, તેમજ છ પ્રકારના ઐશ્વર્યથી પોતે સપન્ન છે તેથી ભગવાન કહેવાય છે શાસ્ત્રકારો કહે છે કે,

" ऐश्वर्यस्य समग्रस्य रूपस्याथ यशः श्रियः ॥
धर्मस्याथ प्रयत्नस्य षण्णां भगइतींगना " ॥१॥

નૈસર્ગ, સમય, રૂપ, યશલક્ષ્મી, ધર્મ તથા પ્રયત્ન— આ છને ' ભગ ' કહેવામા આવે છે— અને તે ભગથી જે યુક્ત હોય તે ભગવાન કહેવાય છે, વળી જે શ્રી વીર ભગવાનને ઉપરના લોકોનુ પાલન કરનારા ઇન્દ્ર વગેરે, મધ્ય લોકનુ પાલન કરનારા રાજાઓ, વ્યતરેન્દ્રો તથા જ્યોતિષ્કેન્દ્રો અને નીચેના લોકનુ પાલન કરનારા ભવનપતીન્દ્રો હર્ષપૂર્વક પૂજે છે તે મહાવીર પ્રભુ દારિદ્ર્ય રોગ તથા જરા વગેરે સર્વ દુરિતોનો—એટલે સર્વ અશુભોનો નાશ કરો

રાગાદિ દોષોને જિતનારા, ત્રિશલાના પુત્ર અને અતિમ તીર્થંકર તે વીર પ્રભુની હુ સ્તુતિ કરૂ છુ, કે જે પ્રભુ મદ તથા મોહથી રહિત છે—અર્થાત્ મદિરાપાન વગેરેથી થનારા વિકારવિશેષ અને મોહનીય કર્મ—એ બન્નેથી મુક્ત છે, આ મદ તથા મોહને વશ થઇ પ્રાણી મૂઢ બની જાય છે—કર્તવ્ય—અકર્તવ્યના વિવેકથી ભ્રષ્ટ થાય છે શાસ્ત્ર કહે છે કે,

" जह मद्यपाणमूढो लोए पुरिसो परव्वसे होइ ॥
तह मोहेण विमूढो जीवोवि परव्वसे होइ " ॥

જેમ લોકમા મદિરાપાન કરીને બેભાન થયેલો મનુષ્ય પરવશ થઇ પડે છે, તેમ મોહથી મૂઢ થયેલો જીવ પણ પરવશ થઇ પડે છે " આવા પ્રકારના મોહથી ભગવાન મુક્ત છે એટલે તેમનામા મોહનુ પુન અભ્યુત્થાન જ થતુ નથી. વળી ક્રોધ, માન, માયા તથા લોભ—આ કષાયોને ભગવાને જીત્યા છે જો કે કષાયોનો મોહની અદર જ

સમાવેશ થઇ જાય છે તો પણ તેઓને અહીં જૂદા ગ્રહણ કરવાનું કારણ એ છે કે, સંસારનું મુખ્ય કારણ તેઓજ છે, એમ જણાવવાનું છે, અને સમ્યગ્દર્શન, જ્ઞાન તથા ચારિત્રરૂપ ત્રણ રત્નોના સાધનથી કર્મસંબંધના સંયોગનો જેમણે ત્યાગ કર્યો છે—અનગારાવસ્થા સંપાદન કરી છે, તે ભગવાન મહાવીરની હું સ્તુતિ કરૂં છું,

*હવે આ ગાથાઓમાં 'મહાવીર' શબ્દનો અર્થ 'પારદ' (પારો) એવો કરી પારદના કેટલાક સંસ્કારોનું વર્ણન કરવામાં આવ્યું છે, એમ આ સ્તોત્રકર્તા આચાર્યનો અભિપ્રાય જણાય છે આ અભિપ્રાયને અનુસારે આ ગાથાઓમાંથી નીચેનો આશય અહીં તારવી કાઢ્યો છે

+ગતીદૂધેલી સોમવલ્લી અને બહુફળી એ ત્રણ ઔષધિઓથી પારદ બંધાય છે, પણ તે પહેલાં પારદ ઉપર સ્વેદન, મુખોદ્ઘાટન અને જારણ નામના ત્રણ સંસ્કારો અવશ્ય કરવા જોઇએ તેમાંનો સ્વેદન સંસ્કાર એટલે શું, તે પ્રથમ કહેવાય છે

---

*અ થી આરંભી આ પ્રતનો મળતી સાથે મુકાબલો ગતા કેટલાક અર્થ નહિ મળી શકે મારા વિદ્વાન બંધુની મદદ લીધા પછી આ ભાવાર્થ આપવામાં આવ્યો છે પારાને સાધવા વગેરેની ક્રિયાઓ આ પ્રબંધમાં ઉલ્લેખ છે પણ આ ઉપરથી સાધવાને બાંધવા વગેરેનું માલૂમ એ કંઇ સાચું થી આ સૂચના ખાસ લક્ષમાં લેવા જેવી છે જે મન ૧ આ વિષયમાં વિદ્વાન તથા અનુભવી હોય તેઓ માટે તો સૂચના કંઇ નહિ

+આ ત્રણ ઔષધિઓમાંની એક ઔષધિથી પણ પારાનું બંધન થાય છે એમ શાસ્ત્રકારો કહે છે આ ત્રણ ઔષધિઓના ઉપયોગથી પારાનું બંધન કરવામાં આવે તો વિશેષ ઉત્તમ છે

૧ સ્વેદન—ગાય, ભેસ, ગધેડી કે બકરીના મૂત્રમા કાન્જિક (અમુક દિવસમુધી સોડવેલો અન્નાદિ પદાર્થનો રસ) નાખી તેમા પારદને દોલાયત્રથી બાધી પાચન કરવુ તે

૨ મુખોદ્‌ઘાટન—પારામા મુખ પેદા કરવુ તે—પારાને સર્વભક્ષક બનાવવો તે—એટલે અભ્રક, સુવર્ણ વગેરે વસ્તુને પારો પોતાની મેળે ઝડપી લે, એવી ક્રિયા કરવી તે આ ક્રિયા અમુક પ્રકારના કોઇ વિષ (ઝેરી પદાર્થ)મા કે ગઇ વગેરે પદાર્થમા પારદને સાત દિવસ ઘુટવાથી થાય છે

૩ જારણ—ગોરોચન, ફટકડી, નવસાર, ગધક, હરતાલ, પારદ, ટકણ—આ બધા ઔષધો એકત્ર કરી બકરીના પિત્તમા મેળવી એક માસ પડી રહેવા દેવા પછી ચૂલાપર પકવવા ને પછી કાળો અભ્રક લઇ એક પાત્રમા જનનુ કાન્જિક લઇ તેમા આઠ પ્રહર તે અભ્રકને રાખવો પછી કાઢીને તે ગળી લેવુ તેમા દૂર્વા (એ નામનુ ખડ—ઘાસ)નુ કાજીક તથા ઉપરના (ગોરોચન વગેરે) અગ્નિપકવ દ્રવ્યો નાખવા અને પછી તે બધુ એકરૂપ થાય ત્યારે તે ગાળી લેવુ આ તૈયાર થયેલો દ્રવ (રસ) 'બિડ' કહેવાય છે, અને તેનાથી જારણક્રિયા થઇ શકે છે જારણક્રિયા—એટલે પારદમા તામ્ર, અભ્રક અથવા સુવર્ણને નાખતા પારદ, તે વસ્તુઓને પોતાનામા પચાવી શકે તેવી ક્રિયા કરવી તે આ ક્રિયા કરવાથી પારદના વજનમા વધારો થાય છે, એમ કેટલાક માને છે, ત્યારે કેટલાક કહે છે કે વજનમા વધારો થતો નથી. આ વાત વિવાદભરેલી છે

પારદમા મલ, ગિખી અને વિષ–એ નામના ત્રણ દોષો છે તેમા ત્રિફળા (હરડે, બહેડા ને આમળા)ના કવાથથી પારદનો શિખી નામનો દોષ દૂર કરાય છે, કુવારના રસથી મલ નામનો દોષ દૂર કરાય છે અને ચિત્રકમૂળના કવાથથી વિષ નામનો દોષ દૂર થાય છે, માટે એ ત્રણ ઔષધિઓમા (એટલે કુવારના રસમા તથા ત્રિફળા ને ચિત્રકમૂળના કવાથમા) જુદુ જુદુ ત્રણ વખત પારદનુ મર્દન કરવુ અને એ રીતે પારદના દોષો દૂર કર્યા પછી પૂર્વોક્ત ત્રણ સસ્કારો દ્વારા પારદમા તેવી શક્તિઓ પેદા કરીને પૂર્વોક્ત ત્રણ ઓષધિઓ (રતીદૂધેલી, સોમવલ્લી અને બહુફળીના રસ)મા પારદને ઘુટી તેનુ બધન કરી શકાય છે

[અહીં એવુ મતાન્તર પણ છે કે, ધોળો અભ્રક, હરતાલ અને રૂપાના યોગથી પણ પારદને બાધી શકાય છે ]

આટલો બધો આશય આ ગાથાઓમાની પહેલી ગાથાના 'मयमोहविरज्जियनियरसाय' એ બીજા ચરણમા સ્તોત્રકારે દર્શાવ્યો છે, અને પારાને કેવીરીતે બાધવો તે સૂચવ્યુ છે

બીજી ગાથામા ધાતુવાદની દૃષ્ટિએ પારદનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ધાતુવાદ–એટલે અમુક અમુક વનસ્પતિઓના સયોગથી સુવર્ણસિદ્ધિ-રૌપ્યસિદ્ધિ વગેરે કેમ થઇ શકે છે, તેવા કિમીયાઓનો વિષય આ વિષય અત્યત ગોપ્ય છે-રહસ્યરૂપ હોઈ ગુપ્ત રાખવા યોગ્ય છે, જેથી તેમા આવતી ઔષધિઓનુ અને તેની પ્રક્રિયાનુ યથાર્થજ્ઞાન અમને (એટલે ગ્રથકર્તાને પોતાને પણ) મળી શક્યુ નથી , ° , પ્રસ્તુત ગ્રથકારે તે વિષયની

પૂરેપૂરી સમજુતીને ગુરૂગમ્ય ગણી અહીં આપેલી નથી ) માત્ર તેવી ક્રિયાઓમા વપરાતી વનસ્પતિઓનોજ ઉલ્લેખ અત્રે આપ્યો છે (જેમાની વનસ્પતિઓ પણ ચાલુ સમયના વૈદ્યક તથા વૈદ્યામા અદ્યાપિ અપ્રસિદ્ધજ છે )

પૂર્વોક્ત પ્રક્રિયામા સુવર્ણમાક્ષિક, સુવર્ણ, કાળો અભ્રક અને પારો–આ ચાર વસ્તુઓનુ જુદી જુદી પદ્ધતિથી નીચે દર્શાવેલી વનસ્પતિઓમા મર્દન–ઘુટણ વગેરે કરવાનુ હોય છે

તે વનસ્પતિઓના નામ — નાહણી (ભાષામા અદ્યાપિ અપ્રસિદ્ધ છે ) (?), ધીર ( આ પણ પ્રસિદ્ધ નથી ) ( ? ), સોમવલ્લી, રાતીદૂધેલી, કાળાફુલની દૂધેલી, કુકડવેલા, સીગડીઓ વછનાગ, બેઠી ભોરીંગણી, કેતકીનો ગુચ્છ, દૂધીઓ વછનાગ, એખરાના બીયા, અથવા અરેડાના બીયા, રીસામણી, મૂડકબ્રાહ્મી ( આ વનસ્પતિ અપ્રસિદ્ધ છે ) (?), અબાગરી ( આ પણ પ્રસિદ્ધ નથી )– વગેરે આ ઔષધિઓથી જુદી જુદી ક્રિયાઓ કરવામા આવે છે પણ તે કેવળ ગુરૂગમ્ય છે, ( એમ ગ્રથકારે પોતે અહીં દર્શાવ્યુ છે )

તે સિવાય છેલ્લી બે ગાથાઓમા રસશાસ્ત્રમા કહેલા ઔષધિવર્ગ, મત્રલવણ વગેરે ક્ષારવર્ગ અને રસવર્ગમા જુદી જુદી ઔષધિઓના મિશ્રણથી રેચન, ક્રામણ અને ઉદ્ઘાટન–નામના પારદના સસ્કારો વર્ણવ્યા છે ( તેનો ઉલ્લેખ પણ ત્યાગો ખરે ગુરૂગમ્ય હોવાથી ગ્રથકારે અહીં

સ્પષ્ટ રીતે આપ્યો નથી ) પૂર્વોક્ત ઔષધિઓને ક્ષાર અને રસવર્ગની ઔષધિઓ સાથે ઘુંટીને પારદને સ્તભિત કરી શકાય છે ( હાથથી ધારણ કરી શકાય તેવો લેપના આકારમા લાવી શકાય છે ) જેનો પગને તળીએ ઉપયોગ કરવાથી ( જેને પગને તળીએ ચોપડવાથી ) વિદ્યાસિદ્ધિ તથા પ્રવચનસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે, એટલુ જ નહિ પણ તે ( ગુરુગમ્ય યુક્તિઓ ) પ્રયોગોથી મસ્કારિત કરેલો પારદ, શત્રુઓનો વિનાશ કરનાર થાય છે અને દારિદ્ર્ય, રોગ તથા જરાવસ્થા વગેરે સાસારિક સર્વ દુખોનો પણ સહારક બને છે, ( પણ અફસોસ ! એ પ્રયોગો આપણી નાલાયકીથી આજે નષ્ટ થઇ ગયા છે—આપણને મળી શકે તેમ નથી )

રસશાસ્ત્રોમા પારદના અઢાર પ્રકારના સસ્કારોનુ વર્ણન કરવામા આવ્યુ છે. તેનાથી અહીં કઇક કઇક ભિન્નતા પણ દર્શાવેલી છે

એવી રીતે પાદલિપ્તાચાર્યકૃત આ સ્તોત્રમા અદ્ભુત દિવ્ય પ્રયોગોનુ સૂચન કરવામા આવ્યુ છે, જેનુ વિશેષ સ્પષ્ટીકરણ તેવા પ્રયોગવેત્તા વિદ્વાનોપાસેથીજ જાણી શકાય તેવુ છે ઇત્યાદિ

**પ્રશ્ન ૨૦ મો** – સિદ્ધાતમા કહ્યુ છે કે, શ્રોત્રેંદ્રિયનો વિષય બાર યોજન સુધીનો હોય છે—અર્થાત બાર યોજનથી આવેલા શબ્દને શ્રોત્રેંદ્રિય સાભળી શકે છે જો એમજ હોય તો આ વાત કેમ સભવે ? — સમગ્ર તીર્થ-

કરોના જન્મસમયે પોતાના આસનનો કંપ થયા પછી અવધિજ્ઞાનથી એ વાત જાણીને સૌધર્મેન્દ્ર, સુઘોષા નામની ઘંટા વગડાવી સર્વ દેવેન્દ્રોને તથા અસુરેન્દ્રોને ખબર આપે છે, અને પછી ભગવાનના જન્મસ્થાને આવે છે સુબોધિકામાં પણ કહ્યુ છે કે,—

"वज्रयेकयोजनां घंटा सुघोषां नैगमेषिणा ।
अनादयत् ततो घंटा रेणु सर्वविमानगा ॥ १ ॥
शक्रादेशं तत सोच्चै सुरेभ्योऽज्ञापयत् स्वयम् ।
तेन प्रमुदिता देवाश्चलनोपक्रमं व्यधु " ॥ २ ॥

ઇન્દ્રે, એક યોજન લાબી-પહોળી સુઘોષા નામની ઘંટા તીર્થંકરના જન્મસમયે નૈગમેષિ દેવ પાસે વગડાવી, તે વખતે સર્વ વિમાનોની ઘંટાઓ વાગવા લાગી તે પછી એ નૈગમેષિ દેવે-પોતે ઇન્દ્રની આજ્ઞા સર્વદેવોને ઉચ્ચસ્વરે કહી સભળાવી, જેથી દેવોએ આનંદપૂર્વક પ્રયાણ કરવાનો આરંભ કર્યો " આ સ્થળે પ્રમાણાગુલે અનેક લાખ યોજનના પ્રમાણવાળા સ્વર્ગના વિમાનમાં ઘંટાનો નાદ સર્વ દેવગણો કેમ સાભળી શકે ?

उत्तर — ઉપાધ્યાય શ્રી શાતિચંદ્ર ગણિએ કરેલી જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની બૃહદ્વૃત્તિમાં કહ્યુ છે કે, બાર યોજનથી આવેલા શબ્દને શ્રોત્રેંદ્રિય ગ્રહણ કરી શકે છે, તો પછી ઘંટાનો શબ્દ સર્વ સ્થળે કેમ સભળાય ? આવી પ્રથમ શંકા કરીને તેમણેજ સમાધાન પણ કર્યું છે કે, સદા

નાશ્વતાભાવ હોવાથી, મનવડે સર્વકાર્ય કરવાને સમર્થ હોવાથી અથવા અચિંત્ય શકિતવાળા દિવ્ય પ્રભાવથી તે ઘંટાનાદનુ શ્રવણ થાય છે રાજપ્રશ્નીય ઉપાંગની ટીકામા પણ કહ્યુ છે કે, " મેઘમંડળના જેવા રસિક, ગંભીર તથા મધુર શબ્દવાળી અને એક યોજનના વિસ્તારવાળી તે સુસ્વરા નામની ઘંટાને જ્યારે ત્રણ વખત વગડાવામા આવે છે અને સૂર્ય સમાન તેજસ્વી એવા સ્વર્ગવિમાનના પ્રાસાદો સાથે તેના શબ્દવર્ગણાના પુદગલો અથડાય છે, ત્યારે તેમાથી લાખો પડઘાના શબ્દો બહાર પડે છે અને તે પડઘાના શબ્દોથી આખુ સ્વર્ગ વ્યાપ્ત થઇ રહે છે—અર્થાત મહાન પ્રયત્નથી ઘંટાને વગાડતા તેના શબ્દવર્ગણાપુદ્ગલો સર્વ દિશાઓમા નીકળી પડે છે અને દેવતાઈ પ્રભાવને લીધે તેના પ્રતિધ્વનિ [પડઘાના] શબ્દોથી આખુ સ્વર્ગ શબ્દ બની જાય છે–ગાજી ઉઠે છે" જો કે, બાર યોજનથી આવેલા શબ્દનેજ શ્રોત્રેંદ્રિય ગ્રહણ કરી શકે છે અને એ નિયમ પ્રમાણે અમુક એક સ્થળે વગાડેલી એ ઘંટા સર્વ સ્થળે કેમ સંભળાય ? આવી શંકા થવાનો સંભવ છે, પણ એ ઘંટા દિવ્ય હોવાને લીધે તેમજ દેવોની શક્તિ અચિંત્ય હોવાને લીધે તેના પ્રતિ ધ્વનિશબ્દો સર્વ પ્રદેશે સંભળાય, એમા કાંઈ અસંભવિત નથી

**પ્રશ્ન ૨૧ મો** – મનુષ્યોનુ ઉત્તર *વૈક્રિયશરીર, સાતિરેક એવા એક લાખ યોજનના પ્રમાણનુ કહ્યુ છે, અને તે શરીરનુ માપ " उस्सेहअगुलेण तहा " એ સંગ્રહ-

* ચ શરીરમાનુ બીજુ શરીર

ણી સૂત્રના વચનથી ×ઉત્સેધાંગુલ યોજનથી કહ્યુ હોય, એમ સભવે છે લોકપ્રકાશમા પણ જે પદાર્થ ઇન્દ્રિયોનો વિષય હોય તેનુ પ્રમાણ +આત્માંગુલે કહેલુ છે અને ઇન્દ્રિયના ઉત્કૃષ્ટ વિષયના સબધમા વિષ્ણુ કુમારનુ દૃષ્ટાત કહ્યુ છે એ ગીને દેહ કરતા ઇન્દ્રિયનો વિષય અત્યત વિશાળ હોય તો આગમ સાથે વિરોધ આવે, વળી દીપાલિકા કલ્પમા પણ આ વાત કહી છે કે,—

" लक्षयोजनमानांगो विष्णुर्वैक्रियलब्धित ।
क्रमौ पूर्वापरांभोधौ न्यस्य विश्वमकम्पयत् ॥ १ ॥
तदा चलाचला जज्ञे पर्वताश्च चकम्पिरे ।
समुद्रा मुक्तमर्यादा भयग्रस्ता ग्रहास्तथा ॥ २ ॥
इद किमिति सभ्राता अभूवॅस्त्रिदशा अपि ।

વૈક્રિય લબ્ધિથી એક લાખ યોજનના અગવાળા થયેલા વિષ્ણુકુમારે પૂર્વ-પશ્ચિમ સમુદ્રમા પોતાના બન્ને પગ મુકયા અને જગતને કપાવ્યુ, તે વખતે પૃથ્વી પણ ધ્રુજી ગઇ, પર્વતો કપી ઉઠયા સમુદ્રોએ મર્યાદા મૂકી અને ગ્રહો ભયભીત બની ગયા, એટલુજ નહિ પણ દેવતાઓ સભ્રાન્ત "આ શુ ?" એમ ભ્રાતિમા પડી ગયા " અહીં 'પૃથ્વી ઉપર રહેલા પર્વતો તથા સમુદ્રો કપ્યા " એમ કહ્યુ છે અને " ગ્રહો પણ ભયભીત થયા "

---

× આઠ જવના માપાઓને મળી તેનુ અર્ધ સમાજ જે નીકળે તે ઉત્સેધાંગુલ કહે .

+ આત્માંગુલ નો સ્પષ્ટાર્થ આગળ જતા ચાલીસમા પ્રશ્નમા આપ્યો

એમ જણાવ્યુ છે, જેથી પ્રશ્ન એ થાય છે કે, અહો તથા દેવનાઓ તો એક લાખ ઉત્સેધ યોજન કરતા પણ અત્યત ઉંચા હોઇને તેઓનુ કપન કેમ ઘટે ? વળી પૂર્વપશ્ચિમ સમુદ્રમા પગ મૂક્યા, એ પણ કેમ મળે ? આ વિષયમા હીરપ્રશ્નકારે તો એમજ કહ્યુ છે કે, એક લાખ યોજનનુ વિષ્ણુકુમારે જે સ્વરૂપ કર્યુ હતુ તે તો ઉત્સેધાગુલ યોજનના પ્રમાણથી બનેલુ હતુ અને પૂર્વ-પશ્ચિમ સમુદ્રમા જે પગ મુકયા હતા તે પણ જબૂદ્વીપના મધ્ય પ્રદેશમા આવેલી લવણસમુદ્રની ખાઇમા મુકયા હતા, એમ સભવે છે આ પ્રમાણે હીરપ્રશ્નમા દર્શાવ્યુ છે, પણ દીપાલિકા કલ્પ વગેરેમા લવણસમુદ્રની ખાઈ કહેલી નથી. જેથી આ વિષયમા અનેક મતભેદો સભવે છે આમા સત્ય વસ્તુ શી ?

उत्तर — " शरीरमुस्सहअगुलेण तहति " આ વચન પ્રાયિક છે-એટલે અમુક અપેક્ષાએ એકદેશી છે, તેથી એમા કઇ દોષ ગણાય નહિ પ્રવચન સારોદ્ધારમા પણ પોતાની શકિત અનુસારે ઉત્તરવૈક્રિય શરીરને ત્રણ પ્રકારના પ્રમાણવાળુ જ કહ્યુ છે એક તો ઉત્સેધાગુલથી, બીજુ આત્માગુલથી અને ત્રીજુ પ્રમાણાગુલથી, વળી આવાજ આશયથી ઉત્તરાધ્યયનની વૃત્તિ વગેરેમા વિષ્ણુકુમારનુ દૃષ્ટાત આપ્યુ છે, અને વિષ્ણુકુમારનુ સ્વરૂપ ચમરેન્દ્રાદિની પેઠે પ્રમાણાગુલે કરીને એક લાખ કરતા અધિક પ્રમાણવાળુ સભવ પણ ખરુ આમા કોઇ પ્રકારનો વાદ વિવાદ ન‌‍ી માત્ર હીરપ્રશ્નમા લવણસમુદ્રની ખાઇનો-

તથા ઉત્સેધાગુલ દેહનો જે ઉલ્લેખ કર્યો છે, તેનો હેતુ શો હશે, એ તો હીરપ્રશ્નકાર પોતેજ જાણે !

**પ્રશ્ન ૨૨ મો** – સિદ્ધાતમા કહ્યુ છે કે, ચક્ષુ ઇન્દ્રિયનો વિષય કઇક અધિક એવા એક લાખ યોજનનો હોય છે, એ કેવી રીતે ?

**ઉત્તર** — કઇક અધિક એક લાખ યોજન, એમ કહેવાનુ કારણ એ છે કે, પોતાના પગની આગળ રહેલા ખાડા ટૈયા તથા તેમા રહેલા કાકરા વગેરેને પણ જોઇ શકે છે કહ્યુ છે કે ચક્ષુ ઇન્દ્રિય કઇક અધિક એવા એક લાખ યોજનથી રૂપને ગ્રહણ કરી શકે છે આમા સાતિરેક કહેવાનુ કારણ એ છે કે વિષ્ણુકુમાર વગેરે પોતાના પગ આગળ રહેલા ખાડા વગેરે તથા તેમાના કાકરા વગેરે પણ જોઈ શકે છે આ વાત નવતત્વની મહાન અવચૂર્ણિમા કહી છે પાપભીરૂ પૂર્વાચાર્યો કદી અસત્ય બોલે નહિ તેઓ જે કઇ બોલે તે પ્રમાણભૂતજ ગણાય

**પ્રશ્ન ૨૩ મો** – ચક્ષુનો વિષય સાતિરેક ( વધારેમા વધારે) એક લાખ યોજનનો કહ્યો છે, તે પણ વૈક્રિય શરીરની અપેક્ષાએ કહ્યો છે કેમકે આચાગગની વૃત્તિમા તેથી અલ્પ વિષયજ કહ્યો છે જો એમજ હોય તો ચદ્રમડળ વગેરેને ચક્ષુવડે કેમ જોઇ શકાય ?

**ઉત્તર** — પૂર્વોકત ચક્ષુવિષય કેમ વિરૂદ્ધ પડે છે, તેનુ કારણ આવુ એક સૂત્ર છે —

"इगवीस खलु लक्खा चउतीम चेव तह सहस्साइं ॥
तह पंच सया भणिया सत्ततिसाय अइरित्ता" ॥
"इति नयणविमयमाण पुक्खरदीवड्ढवासिमणुआण ॥
पूव्वेण य अवरेण य अहिय पि होइ नायव्व' ॥

પુષ્કર દ્વીપાર્ધમા વસનારા મનુષ્યોના નેત્રના વિષયનુ પ્રમાણ એકવીસ લાખ, ચોત્રીસ હજાર, પાચસો ને સાડત્રીસ યોજનનુ હોય છે આમા પૂર્વાપરના સબધ પ્રમાણે અધિક પણ થાય છે " આ વાતનુ રહસ્ય અમારા ગુરુએ આ પ્રમાણે કહ્યુ છે–દૃષ્ટિનો વિષય છેટલામા છેલ્લી કક્ષાએ એક લાખ યોજનનો હોય છે અને તે પણ સૂર્ય આદિ સિવાયની પર્વત વગેરે વસ્તુની અપેક્ષાએજ હોય છે, પરતુ ચદ્ર–સૂર્ય આદિ તેજસ્વી પદાર્થોની અપેક્ષાએ તે કરતા અધિક પ્રમાણનો પણ થાય છે આ વિષયમા વિશેષ જાણવાની ઇચ્છા હોય તેણે વિશેષાવશ્યકમા જોઇ લેવુ.

प्रश्न २४ मो – આત્માગુલનુ પ્રમાણ શુ ?

उत्तर —"प्रमाण भरतश्चक्री युगादावादिमो जिन ॥
तदगुलमिद यत्तत्प्रमाणागुलमुच्यते ॥ १ ॥
यदुत्सेधागुलै पंच–धनु शतसमुच्छ्रित ॥
आत्मागुलेन लाद्योऽर्हन् विशागुलशतोन्मित ॥ २

तत पण्णवतिघ्नेपु धनु शतेपु पचसु ॥
गतेन विंशत्याढ्येन भक्तेष्वागाच्चतु शती ॥ २ ॥
इति लोकप्रकाशे ”

“યુગાદિસમયે આદિનાથ ભગવાન તથા ભરતચક્રી એ બન્ને પ્રમાણ રૂપે છે, અને તેમનુ અ ગુલ તે પ્રમાણાગુલ કહેવાય છે, આદિનાથ ભગવાન ઉત્સેધાગુલે પાચસો ધનુષ ઉ ચા હતા અને આત્માગુલે એક સો વીસઅ ગુલ પ્રમાણવાળા હતા તે પછી પાચસો ધનુષને છન્નુએ ગુણતા અને એક સો વીસથી ભાગતા પૂરા ચારસો આવી રહે છે, ” એમ લોકપ્રકાશમા કહ્યુ છે જે કાળે પોતાના એક સો આઠ આગળના પ્રમાણવાળા પુરુષો ઉત્પન્ન થાય છે, તે કાળે તેઓનુ જે અ ગુલ તે આત્માગુલ થાય છે આ ઉપરથી જણાય છે કે, એક સો આઠ આગળના પ્રમાણમા જો કઈ ઓછા વધતુ હોય તો તેઓ સબધી અ ગુલ, આત્માગુલ થઈ શકે નહિ, માત્ર તે આત્માગુલાભાસજ કહેવાય ! ભરતચક્રી તો પોતાની એક સો વીસ આગળ પ્રમાણના ઉ ચાઇવાળા હતા અને તે પણ પ્રમાણાગુલે કરીનેજ હતા, એમ પ્રવચન સારોદ્ધારની વૃત્તિમા કહ્યુ છે પ્રજ્ઞાપનાની વૃત્તિમા તો એમજ કહ્યુ છે કે —

“जेण जया मणुसा तेसिं ज होइ माणरूव तु ॥
त भणियमिहायगुल—गणियपमाण पुण इम तु” ॥

જે કાળે મનુષ્યો જે પ્રમાણના તથા રૂપના હોય છે તે કાળેનુ તેઓનુ અગુલ તે આત્માગુલ કહેવાય છે

પ્રશ્ન ૨૫મો — પુદ્ગલરૂપ દ્રવ્યથી બનેલી નિર્વૃત્તિરૂપ એટલે આકૃતિરૂપ ઇન્દ્રિયના બે ભેદ છે એક તો બાહ્ય અને બીજો આભ્યતર આ રીતે નિર્વૃત્તિરૂપ ઇન્દ્રિયના બે પ્રકાર છે તેમા બાહ્ય નિર્વૃત્તિ તો સ્પષ્ટ છે અને આભ્યતર નિર્વૃત્તિ પણ સઘળી સામાન્ય સર્વ જાતિઓમા હોય છે, તેમા સસ્થાનના, આકારના આશ્રયે શ્રોત્રદૃક, ઘ્રાણ તથા રસનેન્દ્રિયની બેય પ્રકારે નિર્વૃત્તિ સારી રીતે ઓળખાય છે, પણ સ્પર્શનેન્દ્રિયની નિર્વૃત્તિમા બાહ્ય–આભ્યતરનો ભેદ સારી રીતે જાણી શકાતો નથી, માટે તે વિષે સમજાવો

ઉત્તર — બાહ્ય નિર્વૃતીન્દ્રિય, કે જેને તરવારની ઉપમા અપાય છે તેની ધારા સરખી અસ્વચ્છ પુદ્ગલરૂપ જે નિર્વૃત્તિ તે આભ્યતર નિર્વૃત્તિ કહેવાય છે, અને તેની એક પ્રકારની શકિત, જે પોતાના વિષયની બોધક છે તેને * ઉપકર્ણેન્દ્રિય કહેવામા આવે છે તુર્યોપાગસૂત્રની વૃત્તિમા કહ્યુ છે કે, ઉપકરણ–ખડ્ગસ્થાનરૂપ એવી જે બાહ્ય નિર્વૃત્તિ તેની ખડ્ગધારા સમાન એવી અતિ સ્વચ્છ પુદ્ગલસમૂહરૂપ જે આભ્યતર નિર્વૃત્તિ, તેની જે શકિત-

* શબ્દાદિ વિષયોને જાણવામા કારણરૂપ એવો જે નમિનિયોગ ન ઉપ [illegible] વાય છે

विशेष ते उपकरणेन्द्रिय छे वळी आचारागनी बृहद्‌वृत्तिमा तो एमज कह्यु छे के, " निर्वर्त्यते इति निर्वृत्ति' केन निर्वर्त्यते " कर्मणा" अर्थात् उत्सेधागुलना असख्याता भागना प्रमाणवाळा जे शुद्ध आत्मप्रदेशो, जेओ प्रतिनियत एवी चक्षुष आदि इन्द्रियोना सस्थान रूपे रहेला छे, तेओनी जे वृत्ति (रहेवु) ते आभ्य तर निर्वृत्ति कहेवाय छे अने ते आत्मप्रदेशोमा इन्द्रिय शब्दथी व्यवहार कराता, प्रतिनियत सस्थानवाळो सुथारस्थानीय पुद्‌गलविपाकी, निर्माण नामना कर्मवडे रचायलो अने कर्णशष्कुलि (कानना छिद्र) वगेरे भिन्न भिन्न नाम कर्मवडे उत्पन्न थयेलो जे समुदाय ते बाह्यनिर्वृत्ति कहेवाय छे आ रीते बे प्रकारनी निर्वृत्तिने जे उपकार करे छे तेने 'उपकरण' कहेवामा आवे छे तेज आ इन्द्रियकार्य, निर्वृत्तिनु अस्तित्व होय तोपण एटले स्वरूपादि आकृतिरूप निर्वृत्ति कोइ रीते उपहत न थई होय तोपण तेना उपघातथी जोइ शकतु नथी, जेथी ते पण निर्वृत्तिनी पेठ बे प्रकारे छे

ए प्रमाणे प्रज्ञापना वृत्तिना अभिप्राये अतिस्वच्छ पुद्‌गलरूप आभ्य तर निर्वृत्ति कहेवाय छे अने आचारागनी टीकाना अभिप्राये केवळ शुद्धात्मप्रदेशरूप आभ्यतर निर्वृत्ति कहेवाय छे, एम समजवु

**प्रश्न २६ मो** — भगवतीना सातमा शतकना आठमा उद्देशकमा सर्व जीवोनी दश सज्ञाओ कही छे तेमां एकेन्द्रिय जीवोनी पण दश सज्ञाओ आ प्रमाणे दर्शावी छे —

" रुक्खाण आहारो सकोअणीआ भएण संकुइय ॥
नियता तरुए वेढइ रुक्को वल्लिपरिग्गहेण ॥ १ ॥
इत्थिपरिरंभणेण कुरुवगतरुणो फलंति मेहुणे ॥
तह कोअनदस्स कंदो हुकार मुअइ कोहेण ॥ २ ॥
माणे ऊरइ रुअंत्ति छायइ वल्ली फलाइ मायाए ॥
लोभे विल्लपलासा खिवति मूले निहाणुवरीं ॥ ३ ॥
रयणीए मकोओ कमलाण होइ लोगसन्नाए ॥
ओहे चइत्तु मग्ग चडति रूक्खे मुवल्लीओ " ॥ ४ ॥

વૃક્ષોને ૧ આહારસંજ્ઞા હોય છે મંમચનિગ (લજામણી નામની વનસ્પતિ) ભયને લીધે મંમચાઇ જાય છે માટે તેઓને ૨ ભયસંજ્ઞા પણ છે વતામો વગેરેના પરિગ્રહથી વૃક્ષો નિયમિત [illegible] ીને વૃદ્ધિ પામે છે, માટે તેઓને ૩ પરિગ્રહ સંજ્ઞા પણ છે સ્ત્રીના આલિંગનથી કુરબક વગેરે વૃક્ષો ફળે છે માટે તેઓને ૪ મૈથુન સંજ્ઞા પણ છે કોકનદ જાતિના કમળવૃક્ષનો કંદ ક્રોધથી હુંકાર કરે છે, માટે વૃક્ષોને ૫ ક્રોધ સંજ્ઞા પણ છે રૂદતીવૃક્ષ માનને લીધે રુવે છે માટે તેઓને ૬ માનસંજ્ઞા છે લતાઓ માયાને લીધે ફળને ઢાંકી દેય છે (અર્થાત્ લતાઓ માયાથી ફળને બતાવી શકતી નથી) માટે સિદ્ધ છે, વૃક્ષોને ૭ માયાસંજ્ઞા હોય છે બીલી-ખાખર વૃક્ષો [illegible] સંજ્ઞા જેવામાં આવે છે તેથી વૃક્ષ સંજ્ઞા [illegible] થાય [illegible] વૃક્ષો [illegible]

સંકોચાઇ જાય છે (એટલે લોકોની પેઠે નિદ્રાવશ થાય છે) તેથી જણાય છે કે તેઓમાં ૯ લોકસંજ્ઞા છે અને મોટી મોટી લતાઓ વૃક્ષો ઉપર ચઢીને પોતાનો માર્ગ કરે છે માટે વૃક્ષોમાં ૧૦ઓઘસંજ્ઞા પણ છ, એમ સિદ્ધ થાય છે.

અહીં કેટલાક ઓઘસંજ્ઞાને સ્થાને લોકસંજ્ઞા અને લોકસંજ્ઞાને સ્થાને ઓઘસંજ્ઞા કહે છે, તેનો શો નિર્ણય છે? તેમજ વૃક્ષ વગેરેને મૈથુનસંજ્ઞા કેમ સંભવે?

उत्तर.—મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી શબ્દાર્થવિષયક એવી જે સામાન્ય અવબોધક્રિયા તેને ઓઘસંજ્ઞા કહે છે અને શબ્દાર્થ વિષયક એવી જે વિશેષ અવબોધક્રિયા તેને લોકસંજ્ઞા કહે છે, એમ પ્રવચન સારોદ્ધારની વૃત્તિમાં જણાવ્યુ છે, પણ સ્થાનાગસૂત્રની ટીકાનો અભિપ્રાય આવો છે કે, દર્શનનો જે ઉપયોગ તે ઓઘસંજ્ઞા છે અને જ્ઞાનનો જે ઉપયોગ તે લોકસંજ્ઞા છે આના સંબંધમાં વળી એમ પણ કહેવાય છે કે, અવ્યક્ત ઉપયોગ તેજ ઓઘસંજ્ઞા છે અને તેથીજ લતાઓ તથા વેલાઓ વૃક્ષ ઉપર ચઢવાની સંજ્ઞા ધરાવે છે, અને લોક સંજ્ઞા તો સ્વચ્છંદ ઘટિત વિકલ્પ રૂપ છે એટલે લગભગ ઇચ્છાનુસાર ઘડી કાઢેલી હોય છે, માત્ર લોકોએજ કલ્પી કાઢેલી હોય છે જેમકે કેટલાક લોકો માની લે છે કે, મરણ પછી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકો છેજ નહિ, કૂતરાઓ યક્ષરૂપ છે, બ્રાહ્મણો દેવ છે, કાગડાઓ પિતૃઓ છે અને મોર પક્ષીની

પાખોનો વાયુ લેવાથી ગર્ભ રહે છે–ઇત્યાદિ આચારાંગસૂત્રની વૃત્તિમા કહ્યુ છે.

હવે એકેન્દ્રિય જીવોને મૈથુનસંજ્ઞા કેમ હોય, એ પ્રશ્નનો ઉત્તર અપાય છે–જો કે વૃક્ષ વગેરે એકેન્દ્રિય જીવોમા ચૈતન્ય અવ્યક્ત હોય છે–અસ્પષ્ટ હોય છે તો પણ હવે પછી કહેવામા આવતા પાચ ઉપયોગો, તેઓને એકે કાળે થાય છે, તો પછી મૈથુનસંજ્ઞા તેઓને હોય, એમા શુ આશ્ચર્ય છે? કેટલાક વૃક્ષોમા તો સાક્ષાત્ કામસંજ્ઞા જોવામા આવે છે ઉપદેશ રત્નાકરમા કહ્યુ છે કે —

" पादाहत प्रमदया विकसत्यशोक ।
शोक जहाति बकुलो मधुसीधुसिक्त ॥
आलिगित कुरबक कुरुते विकाश- ।
मालोकितस्तिलक उत्कलिको विभाति" ॥
उपदेशरत्नाकरे

મદમાતી કોઇ તરુણ સ્ત્રી અશોક વૃક્ષને જો લાત મારે તો તે ખીલી નીકળે છે, બોલસરીના વૃક્ષ ઉપર દારૂના જો કોગળા છાટે તો તે શોકનો ત્યાગ કરે છે, કુરબક વૃક્ષને જો આલિંગન કરે તો તે પ્રફુલ્લ થાય છે અને તિલક વૃક્ષ સામે માત્ર દ્રષ્ટિપાત કરે તેટલામા તો તેમા કળીઓ ફુટે છે " તેમજ બીજા દર્શ[illegible] વૃક્ષોને મૈથુનસંજ્ઞા કહે છે —

'सनुपूरालक्तकपादताडितो द्रमोऽपि यासां विकसत्यचेता
तदगसस्पर्शवशाद्द्रवीकृतो विलीयते यन्न नरस्तदद्भुतम्

અચેતન ( અવ્યક્ત ચેતન ) એવુ વૃક્ષ પણ જેઓના (સ્ત્રીઓના) ઝાઝરયુક્ત અને અલતાથી રંગેલા ચરણના પ્રહારથી વિકસે છે-પ્રફુલ્લ થાય છે, તેઓના શરીરસ્પર્શને પામીને પણ સચેતન પુરુષ જો ન પીગળે તો એ આશ્ચર્યજ ગણાય " શૃગારતિલકમા પણ કહ્યુ છે —

"सुभग कुरबकस्त्व नो किमालिंगनेच्छु ।
किमु मुखमदिरेच्छु केसरो नो हृदिस्थ ॥
त्वयि नियतमशोके युज्यते पादघात ।
प्रियमिति परिहासात पेशल काचिदूचे ॥

"હે સુદર ! તુ કુરબક છે, તો પછી શુ આલિગનની ઇચ્છાવાળો નથી ! હૃદયમા રહેલો જો કેસર વૃક્ષ છે તો પછી મુખમદિરાની ઇચ્છાવાળો નથી ? અને નિત્ય અશોક (વૃક્ષ) રૂપ એવો તુ પાદપ્રહારને યોગ્ય નથી ?" એ પ્રમાણે કોઇ સ્ત્રીએ પોતાના પ્રિય નાયકને હાસ્ય વચન કહ્યુ છે " આમા પણ વૃક્ષોને કામસજ્ઞા દર્શાવી છે, વળી આવી લોકોક્તિ પણ છે કે, કોઈ કુવામા રહેલો પારો પણ સુદર શૃગારથી સુશોભિત એવી કોઇ સ્ત્રીના દર્શનમાત્રથી કૂવામાથી ઉછળી આવે છે, આ ઉપરથી પણ અવ્યક્ત ચૈતન્યવાળા પદાર્થોમા કામસજ્ઞા સિદ્ધ થાય છે

હવે જે પ્રમાણે મનુષ્યોને પાચ ઉપયોગ હોય છે તેજ પ્રમાણે કુરબક વૃક્ષોને પણ પાચ ઉપયોગ શાસ્ત્રકારોએ કહ્યા છે જેમકે —

"पचिदिओवि वउलो नरुव्व सव्वविसओवलभाओ ॥
तहवि न भणइ पचिदिओत्ति दव्विंदिया भावा ॥

કુરબક વૃક્ષમા જો કે મનુષ્યોની પેઠે પાચે ઉપયોગો મળે છે–એટલે તે વૃક્ષમા મનુષ્ય માફક પાચ ઉપયોગ હોય છે, તોપણ તેને પચેન્દ્રિય કહેવાય નહિ કેમકે તેને પચેન્દ્રિય પ્રાણીના જેવી પૌદગલિક–દ્રવ્યેન્દ્રિઓ હોતી નથી" લોકપ્રકાશમા પણ કહ્યુ છે —

"रणन्नूपुरशृगारचारुलोलेक्षणामुखात् ॥
निर्यत्सुगधिमदिरागडूपादेप पुष्यति" ॥

ઝાઝરના ઝણકારવાળી તથા શૃગારથી સુશોભિત દેખાતી કોઇ ચચલનેત્રા સ્ત્રીના મુખનો સુગધી મદિરાનો કોગળો પોતાના ઉપર છટાતાજ કુરબક વૃક્ષ ખીલે છે." આ ઉપરથી પાચે ઉપયોગો તેમા સમજી લેવા જેમ મનુષ્યોમા —

'सशब्दा सुरभि मुद्वीं स्वादतो दीर्घशष्कुलीम्" ॥

લચપચતા અને સુગધી કોમળ માલપુડાનુ ભક્ષણ નાગે વિશેપ પુષ્ટ બને છે તેમ, અહીં પણ સમજી લેવુ

**प्रश्न २७ मो** — કેવળ જ્ઞાનીઓને પણ એકી સાથે બે ઉપયોગજ હોય છે તો પછી ૫ચેન્દ્રિય છદ્મસ્થ જીવોને અથવા કુબ્જક આદિ એકેન્દ્રિયોને પાચ ઉપયોગ કેમ સભવે ?

**उत्तर** — *શતવેધાભિમાનની પેઠે સર્વ ઇન્દ્રિયોમા મનનો અતિ વેગવાળો યોગ (સબધ) હોય છે, અને તે કારણથીજ એકી સાથે પાચ ઉપયોગ પ્રાપ્ત કરી શકાય છે આચારાગની વૃત્તિમા કહ્યુ છે --

"आत्मा मनेति मनसा मन इन्द्रियेण
स्वार्थेन चेन्द्रियमिति क्रम एष शीघ्र ॥
योगोऽयमेव मनस किमगम्यमास्ति
यस्मिन् मनो व्रजति तत्र गतोऽयमात्मा" ॥

" પ્રથમ આત્મા મન સાથે જોડાય છે, મન ઇન્દ્રિયો સાથે જોડાય છે, અને ઇન્દ્રિયો પદાર્થો સાથે જોડાય છે આ અન્યોન્યના સબધવાળો ક્રમ અતિ વેગપૂર્વક થાય છે આનુ નામજ મનોયોગ કહેવાય છે ખરેખર મનને શુ અગમ્ય છે ? જ્યા મન જાય છે ત્યા આત્મા

* શતવેધાભિમાન એટલે ઉપરા ઉપરી ગોઠવેલા સો પાનાઓને સોયાની એકી સાથે વીંધીને એવુ અભિમાન કરવુ કે મે સો પાના એકી સાથે વીંધ્યા તે આ અભિમાન વાસ્તવિક દ્રષ્ટિએ ખોટુજ છે કેમકે સો પાને એકી સાથે કદી વીંધાયજ નહિ ત તો ક્રમથીજ બની શકે છે પણ તે ક્રમ અતિ વેગવાળો હોવાથી જેર નાતો છે

પણ ગયેલોજ હોય છે." કેવળીઓને તો એક સમયેજ ઉપયોગ હોય છે, પણ છદ્મસ્થોને એક સમયે ઉપયોગ હોતો નથી કહેવાનો આશય એ છે કે, છદ્મસ્થ આદિ સર્વને ક્રમના પાચ ઉપયોગ હોય છે અને એજ પ્રમાણે કુંભકને પણ હોય છે કેમકે એકેન્દ્રિયોમા પણ મન સત્તા હોયજ છે–એટલે તેઓમા પણ મનની સ્થિતિ છે, એમ શાસ્ત્રમા કહ્યુ છે.

प्रश्न २७ मो — કુંભક વૃક્ષને પાચ ઉપયોગો છે અથવા એકેન્દ્રિયથી આરભી સમૂર્છિમ–પચેન્દ્રિય સુધી સર્વમા દશ સજ્ઞાઓ હોય છે, તો પછી તેઓ સજ્ઞિ (મનવાળા) કેમ કહેવાતા નથી ?

उत्तर — જોકે તેઓમા એ દશે સજ્ઞાઓ રહેલી છે, તો પણ તે સજ્ઞાઓ મોહોદયને લીધે કેવળ ઓઘરૂપે અને અવ્યક્ત (અસ્પષ્ટ) સ્વરૂપેજ રહેલી હોય છે, તેથી તેઓ સજ્ઞિ કહેવાતા નથી, પણ અસજ્ઞિ કહેવાય છે જેમ કોઇ મનુષ્ય નિદ્રાધીન થયો હોય અને તે વેળા તેનુ ચૈતન્ય મોહાચ્છાદિત થયુ હોય તો પણ તે સમયે તે મનુષ્ય પોતાના શરીરમા કડૂયન (ખણવુ) વગેરે ચેષ્ટાઓ કરે છે, તેમજ એ એકેન્દ્રિય આદિ જીવોના સબધમા સમજવુ વળી જેમ કોઇની પાસે માત્ર એકજ રૂપીઓ હોય તેથી તે ધનવાન કહેવાતો નથી અથવા કોઇનામા અતિ અલ્પ રૂપ હોય તેથી તે રૂપ

વાન કહેવાતો નથી પણ પુષ્કળ ધનથી અથવા પુષ્કળ રૂપથી-જ મનુષ્ય ધનવાન અથવા રૂપવાન કહેવાય છે, તેમ એકેન્દ્રિય આદિ જીવોમા પણ તેવા પ્રકારના કર્મોનો ક્ષયોપશમ નહિ હોવાથી તેઓ 'સજ્ઞિ' કહેવાતા નથી

અથવા જેઓમા દીર્ઘકાલિકી (પૂર્વાપરનો જે દ્વારા વિચાર થઇ શકે તેવી) સજ્ઞા હોય છે તેઓનેજ 'સજ્ઞિ' કહેવામા આવે છે પણ તે સિવાયનાઓને 'સજ્ઞિ' કહેવાના આવતા નથી, એમ વિશેષાવશ્યક સૂત્રમા કહ્યુ છે

**प्रश्न २८मो** — આચારાગ સૂત્રમા તો બીજા નામોવાળી બીજી છ સજ્ઞાઓ ઉમેરીને સોળ સજ્ઞાઓ વર્ણવેલી છે આ સોળ સજ્ઞાઓ કયા કર્મમા ઉતરે છે ? એટલે કયા કર્મથી ઉત્પન્ન થાય છે "

**उत्तर** — ૧આહારસજ્ઞા આહારના અભિલાષરૂપ હોય છે અને તે તૈજસ નામે કર્મના ઉદયથી અને અશાતા વેદનીયના ઉદયથી ઉદ્દભવે છે ૨ ભયસજ્ઞા ત્રાસરૂપ છે ૩પરિગ્રહસજ્ઞા મૂર્છારૂપ છે અને ૪મૈથુનસજ્ઞા સ્ત્રી આદિના વેદોદયરૂપ છે આ ત્રણ સજ્ઞાઓ મોહોદયથી ઉત્પન્ન થાય છે ૫ક્રોધસજ્ઞા અપ્રીતિરૂપ છે, ૬માનસજ્ઞા ગર્વરૂપ છે ૭માયાસજ્ઞા વક્રતારૂપ છે ૮લોભસજ્ઞા લોલુપતારૂપ છે ૯શોકસજ્ઞા વિલાપરૂપ છે અને ૧૦ મોહસજ્ઞા

મિથ્યાદર્શનરૂપ છે આ છ સજ્ઞાઓ પણ મોહોદયથી ઉત્પન્ન થાય છે તેમજ ૧૧ સુખસજ્ઞા તથા ૧૨ દુખ સજ્ઞા શાતા અને અશાતાના અનુભવ રૂપ છે અને તે વેદનીય કર્મથી ઉત્પન્ન થાય છે ૧૩વિચિકિત્સા સજ્ઞા ચિત્તની ભ્રાંતિરૂપ છે અને જ્ઞાનાવરણીય તથા મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થાય છે ૧૪ લોકસજ્ઞા સ્વચ્છદ આદિ પૂર્વોક્ત લક્ષણવાળી હોય છે અને જ્ઞાનવરણના ક્ષયોપશમથી તથા મોહના ઉદયથી ઉત્પન્ન થાય છે ૧૫ ઓઘસજ્ઞા અવ્યક્ત ઉપયોગરૂપ છે અને લતાઓ તથા વેલાઓ વૃક્ષાદિ ઉપર આરોહણ વગેરે કરે છે એ લક્ષણ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્ઞાનાવરણીયના અલ્પક્ષયોપશમથી તે ઉત્પન્ન થાય છે તેમજ ૧૬ ધર્મસજ્ઞા ક્ષમા વગેરેના સેવનરૂપ છે અને મોહનીયના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે આ સોળે સજ્ઞાઓ સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદષ્ટિ હરકોઇ પચેન્દ્રિય જીવમા હોય છે. કેમકે તેઓના સબધમા અમુક કોઇ વિશેષ ઉપાદાન નથી—અર્થાત્ આમાની અમુકજ સજ્ઞાઓ મિથ્યાદષ્ટિ પચેન્દ્રિયમા હોય છે કે અમુકજ સજ્ઞાઓ સમ્યગ્દષ્ટિ પચેન્દ્રિયમા હોય છે આવી કઈ વિશેષતા કહેવામા આવી નથી આવા આશયના અક્ષરો અમે કોઈ શાસ્ત્રગ્રથમા જોયા છે પણ હાલમા તે ગ્રથાદિનુ અમને સ્મરણ રહ્યુ નથી

प्रश्न ३०मो — वीर भगवानना सत्यावीश भवना

અધિકારમા કહ્યુ છે કે, મહાશુક્ર દેવલોકથી ચ્યવીને પચીસમા ભવમા વીર પ્રભુ આ ભરતક્ષેત્રમાં છત્રિકા નામની નગરીમા જિતશત્રુ રાજાની ભદ્રા રાણીના ઉદરમા પચીસ લાખ વર્ષના આયુષવાળા નંદન નામે પુત્ર થયા એ ભવમા તેમણે પોટ્ટિલાચાર્ય પાસે દીક્ષા લઇને જીવનપર્યંત માસક્ષપણ કરી વીસ સ્થાનક આરાધ્યા હતા અને તીર્થંકર નામકર્મ બાંધી એક લાખ વર્ષ સુધીનો ચારિત્રપર્યાય પાળી ૧૧૮૦૬૪૫ માસક્ષપણ તથા તેટલાજ પારણા કરી મહા કઠિન તપ કર્યું હતુ અને અંતે એક માસની સલેખના કરી મરણ પામીને છવ્વીસમા ભવમા પ્રાણતકલ્પ દેવલોકમાં વીસ સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા પછી ત્યાથી ચ્યવીને છેલ્લા તીર્થંકર વીર ભગવાન થયા, આ વાતમા તો કઇ શંકા નથી પણ વીર ભગવાનના તે પચીસમા ભવમા તેમણે ૧૧૮૦૬૪૫ માસક્ષપણ કર્યા ત્યારે તપશ્ચર્યાના મહિનાના વર્ષ બાદ કરતા ચારિત્રપર્યાયના વર્ષોમાથી ૧૯૩૫૫ મહિનાઓજ માત્ર બાકી રહે છે અને તેઓના દિનમાનની ગણત્રી કરતા જેટલા માસક્ષપણ છે તેટલા પારણાઓ થઇ શક્તા નથી, છતા ચરિત્રાદિમા તો એમજ કહ્યુ છે કે, જેટલા માસક્ષપણ કર્યા હતા તેટલાજ પારણાના દિવસો પણ થાય છે, એ કેવી રીતે?

उत्तर—જેટલા માસક્ષપણ થયા છે તેટલાજ પારણાના દિવસો પણ થઇ રહે છે કેમકે અધિક માસની અપેક્ષાએ મહિને મહિને અર્ધો દિવસ વધે છે અને એ

રીતે એક વર્ષમા છ દિવસની વૃદ્ધિ થાય છે, તેવી એક લાખ વર્ષમા પણ છ લાખ દિવસોની વૃદ્ધિ થાય છે અને તે દિવસોનો પૂર્વોક્ત પારણાંના દિવસો સાથે સરવાળો કરતા માસક્ષપણ જેટલાજ પારણાના દિવસો આવી રહે છે

प्रश्न ३१ मो — અપાર્ધ પુદ્ગલ પરાવર્તમા જીવ અસખ્યવાર ક્ષયોપશમ સમ્યકત્વને પામે છે કહ્યુ છે કે, "जीवो खओवसमो असखवाराओ" જીવ અસખ્યવાર ક્ષયો-પશમ સમ્યકત્વવાળો થાય છે" અહિ અસખ્યાતાના અ-સખ્યાતા ભેદ હોવાથી કયુ અસખ્યાતુ ગ્રહણ કરવાનુ છે?

उत्तर —જીવ, વધારેમા વધારે ક્ષેત્ર પલ્યોપમના અસખ્યાતા ભાગમા જેટલા સમય હોય છે તેટલા સમય જેટલા ભવોના ક્ષયોપશમ સમ્યક્ત્વને પામે છે, અને તેજ પ્રમાણે દેશવિરતિને પામે છે, એમ લોકપ્રકાશમા કહેવામા આવ્યુ છે

प्रश्न ३२ मो — * સાસ્વાદન સમ્યક્ત્વની સ્થિતિ ઉત્કૃષ્ટી છ આવલીઓ છે અને જઘન્ય એક ક્ષણ હોય છે, એમ લોકપ્રકાશમા કહ્યુ છે તેમા પ્રશ્ન એ છે કે, સાસ્વાદનની સ્થિતિ જઘન્યદૃષ્ટિએ એકસમયરૂપ કયા પ્રકારે થાય છે?

उत्तर — ઉપશમ સમ્યકત્વનુ અન્તર્મુહૂર્ત,

* સમ્યકત્વના અ પ સના આસ્વા દન એવી દશાની જે સ્થિતિ તે સાસ્વાદન સમ્યક્ત્વ કહે છે

જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ આવલી બાકી રહે ત્યારે અનતાનુબધી કષાયના ઉદયથી ઉપશમનો ત્યાગ કરી મિથ્યાત્વને પ્રાપ્ત થયા વિના જઘન્ય એક સમય તથા ઉત્કૃષ્ટ છ આવલી જેટલો કાળ સાસ્વાદન સમ્યકત્વને પામે છે અને તે પછી મિથ્યાત્વને પામે છે, એમ પ્રવચન-સારોદ્ધારમા કહ્યુ છે

प्रश्न ३३ मो –"मिस्मा न रागदोसो जिणधम्मे अतमुहुत्त जहा अन्न नालिअरदीवमणुणो" આ વચન ઉપરથી કહેવાય છે કે, જે મનુષ્યને મિથ્યા આગ્રહથી રહિત જિનોકત તત્વ–પદાર્થો ઉપર રાગ હોતો નથી કે દ્વેષ હોતો નથી તે 'મિશ્રદષ્ટિ' કહેવાય છે" આ તો સત્ય છે પણ જે મનુષ્યને જૈનધર્મ તથા મિથ્યાત્વ ધર્મ–એ બને ધર્મો ઉપર શ્રદ્ધા હોય છે તેને 'મિશ્રદષ્ટિ' કહેવો કે નહિ ?

उत्तर — જેઓને બને ધર્મો ઉપર શ્રધ્ધા હોય છે, તેઓને 'મિશ્રદ્રષ્ટિજ' કહેવામા આવે છે. કહ્યુ છે કે –

' जात्यंतरसमुदभूतिर्वडवाखरयोर्यथा ॥
गुडदध्नो समायोगे रसभेदातर यथा" ॥ १ ॥

જેમ ઘોડી તથા ગધેડાના સયોગથી ભિન્ન જાતિ (ખચ્ચર) ઉત્પન્ન થાય છે અથવા ગોળ તથા દહીંનો સયોગ થતા કોઇ જુદોજ રસ ઉત્પન્ન થાય છે તેમ —

"एव धर्मद्वये श्रद्धा जायते समबुद्धित ॥
मिश्रोऽसौ ज्ञायते तस्माद् भावो जात्यतरात्मक ॥

એવી રીતે સમબુદ્ધિને લીધે મનુષ્યને બે ધર્મ ઉપર શ્રદ્ધા થાય છે અને તેને ભિન્ન જાતિનો 'મિશ્રદૃષ્ટિ' કહેવામા આવે છે" આ વાત 'ગુણસ્થાન ક્રમારોહ'મા છે

प्रश्न ३४ मो —

"आवल्यसख्येयभागो व्यजनावग्रहे भवेत् ॥
कालमान लघुज्येष्ठ—मानप्राणपृथक्त्वकम् ॥ १ ॥
कालतोऽर्थावग्रहस्तु स्यादेकसमयात्मक ॥
निश्चयाद् व्यवहारात्तु स स्यादातर्मुहूर्तक ॥२॥

જઘન્ય કાળદૃષ્ટિએ આવલિનો અસખ્યાતમો ભાગ * વ્યજનાવગ્રહમા થાય છે અને ઉત્કૃષ્ટ કાળ-દૃષ્ટિએ વ્યજનાવગ્રહમા બેથી નવ શ્વાસોશ્વાસનો કાળ થાય છે, અને નિશ્ચયનયની અપેક્ષાએ અર્થાવગ્રહ એક સમયમા થાય છે અને વ્યવહારની દૃષ્ટિએ તે અતર્મુહૂર્તમા થાય છે" તત્વાર્થ ભાષ્યમા કહ્યુ છે કે,—મતિજ્ઞાન બે પ્રકારનુ, ચાર પ્રકારનુ, અઠ્ઠાવીસ પ્રકારનુ, એક સો અડસઠ પ્રકારનુ અને ત્રણસો છત્રીસ પ્રકારનુ થાય છે આ પ્રકારોના મૂળ કારણરૂપ 'અબહુવિધ', બહુવિધ, ક્ષિપ્ર, અક્ષિપ્ર, નિમિત્ત, અનિમિત્ત, નિશ્રિત, અનિશ્રિત, સદિગ્ધ, અસ-

* વિષય અને ઇન્દ્રિયના પ્રાથમિક સબધથી જે અવ્યક્ત—અસ્પષ્ટ જ્ઞાન થાય છે તે વ્યજનાવગ્રહ કહે છે

હિત્ર, ધ્રુવ તથા અધ્રુવ' આ બાર ભેદો 'વિશેષાવશ્યક' સૂત્રમા અર્થપૂર્વક વર્ણવેલા છે તેમા—

"वंजणवग्गह चउहा मणनयणविणिंदिय चउक्का ॥
अत्थुग्गहईहावाय—धारणाकरणमणसेहिं" ॥ १ ॥

વ્યજનાવગ્રહ ચાર પ્રકારનો છે—મન તથા નેત્રેન્દ્રિય વિના બીજી ચાર ઇન્દ્રિયોદ્વારા તે થાય છે માટે, તેમજ સર્વ ઇન્દ્રિયો તથા મન એમ છ દ્વારા ગ્રહણ થતો હોવાથી અર્થાવગ્રહ, ઇહા, અપાય તથા ધારણાના છ છ ભેદો થાય છે" આ અઠ્ઠાવીસ ભેદોના બીજા 'બહુવિધ' આદિ ભેદો એક એક પ્રત્યે ભિન્ન ભિન્ન થાય છે, જેથી ત્રણસો ને છત્રીસ ભેદો થાય છે, પરંતુ એક સમયરૂપ અર્થાવગ્રહમા આ બહુવિધ વગેરે ભેદો કેમ સભવે? તેમજ અર્થાવગ્રહ એક સમયનો છે એ શા પ્રકારે?

उत्तर —અર્થાવગ્રહ એક સમયનો હોય છે, ને આ પ્રમાણે-વ્યજનાવગ્રહના અત્ય ક્ષણમા નિશ્ચયની દૃષ્ટિએ અર્થાવગ્રહ હોય છે, એમ વિશેષાવશ્યક સૂત્રમા કહ્યુ છે, તેમજ એક ક્ષણે આ ભેદો કેમ સભવે છે, તે કહેવામા આવે છે—વ્યાવહારિક અર્થાવગ્રહમા બહુવિધ આદિ ભેદો સભવે છે પણ નૈશ્ચયિક અર્થાવગ્રહમા તે ભેદો સભવતા નથી કેમકે તત્વાર્થ વૃત્તિમા કહ્યુ છે કે—તે અવગ્રહને એક સમયનો શાસ્ત્રમા કહ્યોજ નથી એક સમયમા એક અવગ્રહ કહી યોગ્યજ નથી કેમકે તેનો સમય અલ્પ હોય છે જો કે આ વાત સત્ય છે કે એક

સમયમા અવગ્રહ હોય નહિ, પણ અવગ્રહના બે પ્રકાર છે એક તો નૈશ્ચયિક અને બીજો વ્યાવહારિક, તેમા નૈશ્ચયિક અવગ્રહ સામાન્ય પરિચ્છેદવાળો છે અને તેને એક સમયનો શાસ્ત્રમા કહ્યા છે એ નૈશ્ચયિક અવગ્રહ પછી આત્માની *ઈહાજ પ્રવર્તે છે—જેમકે 'આ સ્પર્શ છે કે અસ્પર્શ છે ?' તે પછી 'આ સ્પર્શ છે' એમ +અપાય પ્રવૃત્તિ કરે છે આનો-જ અપાય અવગ્રહ તરીકે વ્યવહાર કરવામા આવે છે અને તે પણ તેના આગામી ભેદોનો સ્વીકાર કરીનેજ આનાથી સામાન્ય જ્ઞાનનો ત્યાગ કરવામા આવે છે તેમજ આનાથી ઈહા પ્રવૃત્તિ કરે છે કે 'આ કોનો સ્પર્શ છે ?' ઈત્યાદિ, તેથી 'આ સ્પર્શ અમુકનોજ છે' એવો અપાય થાય છે આ અપાયનો પણ પાછો અવગ્રહ તરીકે વ્યવહાર કરવામા આવે છે અને તે પણ તેના સમીપની ઈહા તથા અપાયનો આશ્રય કરીનેજ એ રીતે અને જ્યારે અવગ્રહનો નિશ્ચય થાય છે અર્થાત બીજા કોઈ વિશેષ જ્ઞાનની આકાંક્ષા રહેતી નથી, અપાયજ હોય છે, તે સ્થળે ઉપચાર (આરોપ) હોતો નથી, એ પ્રમાણે વ્યવહારનો આશ્રય કરી વ્યાખ્યા કરી લેવી

**પ્રશ્ન ૨૫ મો** — ચક્ષુ ઇન્દ્રિયથી ઉત્પન્ન થનારૂ જ્ઞાન ચક્ષુ દર્શનમા ઉતરે છે તેમજ બાકીની ઇન્દ્રિયોથી

---

* ઈહા—એટલે વિચારણા-આલોચના અમુક પદાર્થનો અવગ્રહ-જ્ઞાન થયા પછી તે સામાન્ય છે કે તમારે એવી વિશેષ વિચારણા કરવી તે

+અપાય—એ તે ઈહાની પ્રવૃત્તિ પછી જ બોધ કરી વસ્તુનો નિશ્ચય કરવો તે અથવા [illegible] નિશ્ચયાત્મક એવું જે વિશેષ જ્ઞાન તેને 'અપાય' કહે છે

જણાતા પદાર્થો અચક્ષુ દર્શનમા ઉતરે છે, તો પછી આ અઠ્ઠાવીસ ભેદો મતિજ્ઞાનમા કેમ કહ્યા? ચક્ષુ આદિના દર્શનમા કેમ ન કહ્યા?

उतर — મતિજ્ઞાન અને ચક્ષુ આદિના દર્શનમા પરસ્પર ભેદ નથી જે પદાર્થો સામાન્ય જ્ઞાનમા જણાય છે અને જે પદાર્થો વિશેષ જ્ઞાનરૂપ હેતુવાળા હોઇને વિશેષ જ્ઞાનમા જણાય છે-તેઓ બન્ને સામાન્ય તથા વિશેષના બોધક હોય છે જો એમ ન હોય તો કોઇ સમયે અન્ય સ્વરૂપે પણ દેખાવા જોઇએ જેમ ઇન્દ્રિય તથા અનિન્દ્રિયના ભેદથી અપાય અને ધારણાના બાર પ્રકારના ભેદો થાય છે અને તેઓ સર્વે મતિજ્ઞાનમા ગ્રહણ કરાય છે, તેમ વ્યજનાવગ્રહના ચાર ભેદ તથા ઇહાવગ્રહના બાર ભેદ મળીને સોળ ભેદ થાય છે અને તેઓ સર્વે ચક્ષુ આદિ દર્શનમા ગ્રહણ કરવામા આવે છે ભાષ્યકાર કહે છે — "नाणमवायधिइओ द सणमिट्ठ जहोग्गहेहाओ" —અપાય તથા ધારણાથી થનારા બોધને જ્ઞાન કહેવામા આવે છે અને અવગ્રહ તથા ઇહાથી થનાર બોધને દર્શન કહેવામા આવે છે"

प्रश्न ३६ मो — છીપોમા મોતી ઉત્પન્ન થાય છે, એ લોક કહેવત છે કે તેમા કોઇ શાસ્ત્રનો પુરાવો છે?

उतर — છીપોમા મોતી થાય છે, એ કેવળ લોક-કહેવત નથી પણ તેમા શાસ્ત્રના પૂરાવા પણ છે ઉપદેશ-

રત્નાકરના પ્રથમ અંશમા કહ્યુ છે.— મેઘ જ્યારે ગર્જના કરવા માંડે છે અને વરસે છે ત્યારે સમુદ્રની સજીવ છીપો સ્વાભાવિક રીતેજ સમુદ્રના પાણી ઉપર આવી મુખ પહોળુ કરીને રહે છે તે પછી સ્વાતી નક્ષત્રમા વરસાદના જેટલા નાના મોટા જળબિંદુઓ તે છીપોમા પડે છે તે બધા મોતીજ બની રહે છે

प्रश्न ३७ मो — કોઇ પૂર્વધર મરણ પામીને દેવલોકમા દેવ થાય ત્યારે તે સ્થળે તેને પૂર્વજન્મમા ભણાયલા પૂર્વના જ્ઞાનનુ સારી રીતે સ્મરણ હોય છે કે નહિ?

उत्तर —— દેવપણાને પામેલો તે પૂર્વધર પોતાના પૂર્વરૂપ જ્ઞાનનુ સારી રીતે સ્મરણ કરી શકતો નથી કારણ એ છે કે તેના એ જ્ઞાનને એક ભવનો અંતર પડી જાય છે. માત્ર એકાદશાગીનુ જે જ્ઞાન તેણે પૂર્વ જન્મમા સપાદન કરેલુ હોય છે તેનુ એને દર્શાથી-એટલે અમુક અંશથી સ્મરણ રહે છે વિશેષાવશ્યકમા કહ્યુ છે --

"चउद्दसपुव्वी मणुओ देवत्ते त न संभरइ सव्व ॥
देसमि होइ भयणा सट्ठाणभवेवि भयणाओ ॥ १ ॥

ચૌદ પૂર્વને ધારણ કરનારો કોઇ મનુષ્ય મરણ પામીને દેવ થાય ત્યારે તેને પૂર્વપઠિત સર્વ જ્ઞાનનુ સ્મરણ રહેતુ નથી માત્ર મનુષ્ય ભવના અધ્યયન કરેલી એકાદશાગીનુ દેશથી સ્મરણ રહે છે" તેમા શ્રુતજ્ઞાનના નાશના કારણ આ પ્રમાણે કહ્યા છે —

'मिच्छत्त-भवंतर-केवल-गेलन्न पमायमाइण नासोत्ति' ॥
મિથ્યાત્વ, ભવાંતર (એટલે બીજો જન્મ), કેવળજ્ઞાન,
માંદગી તથા પ્રમાદ વગેરેથી શ્રુતજ્ઞાનનો નાશ થાય છે"

જ્ઞાતાધર્માંગના ચૌદમા અધ્યયનમાં તો વળી એમ પણ કહ્યું છે કે, તેતલિ મંત્રીને દેવભવમાં પણ પૂર્વપઠિત ચૌદે પૂર્વોનું સ્મરણ હતું આમાં સત્ય વાત શી? એ તો સીમંધર ભગવાન જાણે.

प्रश्न ३८ मो — શાસ્ત્રાંતરમાં કહ્યું છે કે—જેઓનું સ્વાભાવિક ધર્મવીર્ય ઉલ્લાસ પામેલું હોય છે એવા કેટલાક ધર્મવીર પુરુષો પોતાના મોહપાશોને છેદી નાખી અન્ય-પોતાનો આશ્રય કરનારા મનુષ્યોને પણ રોહિત મત્સ્યની પેઠે તારે છે—આ સ્થળે રોહિત મત્સ્યનું દૃષ્ટાંત આપ્યું છે, તે ઉપરથી પ્રશ્ન થાય છે કે, રોહિત-મત્સ્યનું લક્ષણ શું?

उत्तर —રોહિત જાતિના મોટા માછલા થાય છે તેઓની દાઢો તીક્ષ્ણ હોય છે અને શરીર મોટા હોય છે સમુદ્રના અગાધ જળમાં અનેક બીજા માછલાઓના પરિવાર સાથે તેઓ વિચરે છે અને જાળમાં કદી સપડાતા નથી કોઇ સમયે મચ્છીમારોને એકી સાથે પુષ્કળ માછલા પકડવાનો લોભ થાય છે અને તેથી બે વહાણોની વચ્ચે મોટી જાળો પાથરે છે તેમાં પેલા રોહિત જાતિના માછલા કોઇ વખતે પોતાના પરિવાર સાથે સપડાઇ પડે છે, ત્યારે

પોતાના પરિવારના માછલાઓને મરણના ભયથી ...જતા અને વિહ્વળ થયેલા જોઇ તે ગેહિત મત્સ્યોને એકીસાથે દયા, કોપ તથા અભિમાન ઉત્પન્ન થાય છે, તેથી પોતાની દાઢોવડે જાળને તોડી નાખી પોતે નીકળી જાય છે અને બીજા માછલાઓને પણ છોડાવે છે, એટલુજ નહિ પણ પેલા મચ્છીમારની તે જાળોને પોતાની દાઢોવડે એવી કાપી નાખે છે કે, ફરી માછલા પકડવામા તે બીલકુલ નિરૂપયોગી થઇ પડે છે. તે પછી એ ગેહિત મત્સ્યો લાંબા કાળ સુધી યથેષ્ટ વિચરીને પોતાની જાતિ ઉપરનુ સામ્રાજ્ય-સમાધાન વગેરેનુ સુખ ભોગવે છે આ ગેહિત મત્સ્યનુ લક્ષણ છે ઉત્તમ પુરૂષો પણ તેવાજ હોય છે

**प्रश्न ३९ मो** — ભગવતી સૂત્રમા "अट्ठमींजाणुरागरत्ते" એ સૂત્રપદની વ્યાખ્યામા લખ્યુ છે કે, જે મનુષ્યને તેના હાડકાની મજ્જામા ધર્મરંગ લાગેલો હોય છે તેને મોક્ષ વગેરે ફળ મળે છે" ઇત્યાદિ આ સ્થળે શંકા થાય છે કે, ધર્મનુ સ્વરૂપ તો અમૂર્ત છે—અપ્રત્યક્ષ છે, છતા તેનો રંગ હાડકાની મજ્જામા કેમ સભવે? જગતમા તો એમજ જોવામા આવે છે કે, જે વસ્તુ પ્રત્યક્ષ હોય છે તેનોજ રંગ કોઇ પુદ્ગલને લાગે છે દાખલા તરીકે, મજીઠનો (એટલે મજીઠરૂપ પ્રત્યક્ષ વસ્તુનો) રંગ કોઇ પુદ્ગલને લાગે છે પણ આકાશનો રંગ કોઇને લાગતો નથી તો અહીં અમૂર્ત-ધર્મનો રંગ મજ્જામા કેવી રીતે?

એમા કઇ અસભવિત નથી જો કે ધર્મ અમૂર્ત છે—અપ્રત્યક્ષ છે, તેથી શુ? જેમ જીવ અમૂર્ત છે—અપ્રત્યક્ષ છે, છતા અસખ્ય પ્રદેશોથી આખા દેહમા વ્યાપ્ત થઇ સુખ-દુ ખાદિના પરિણામને અનુભવે છે, અથવા દેહદ્વારા ઇન્દ્રિયોએ ગ્રહણ કરેલા શબ્દ–સ્પર્શ–રૂપ–રસ–ગ ધ આદિ પુદ્ગલોને આત્મા ગ્રહણ કરે છે તેમજ ધર્મરગ અમૂર્ત છે છતા મજ્જામા લાગી શકે છે કદાચ કોઇ કહે કે, અમૂર્ત આકારોને મજ્જાનો રગ, ચદન વગેરેની સુવાસ અથવા તરવાર વગેરેના પ્રહાર કદી સભવી શકતા નથી, તેમજ મૂર્ત-મજ્જામા અમર્ત એવો ધર્મરગ કદી સભવી શકે નહિ આમ કહેનારાઓને અમે એજ પુછીએ છીએ કે, આત્મા અમૂર્ત છે છતા તેમા મદિરા વગેરેથી ઉન્મત્તતા તથા પરવશતા કેમ સભવે છે? અથવા બ્રાહ્મી વગેરે ઔષધિના ભક્ષણથી આત્માનો અનુગ્રહ કેમ સભવે છે? બ્રાહ્મી વગેરે ઓષધિના સેવનથી આત્માના જડતા વગેરે દોષો દૂર થાય છે, તે પણ અમૂર્ત આત્મામા કેમ સભવે? વળી ક્ષેત્ર પલ્યોપમના અધિકારમા કહેવામા આવ્યુ છે:—એક યોજન લબાઇ–પહોળાઇ વાળો એક કુવો વાળાગ્રોથી ખીચ ભર્યો હોય અને પછી તે કુવામા વાળાગ્રો સાથે સ્પર્શવાળા અસખ્ય આકાશપ્રદેશોનુ અપકર્ષણ (વાળના અગ્રભાગોથી દૂર કરવુ) થાય ત્યારે એક પલ્યોપમ થાય છે અહીં અમૂર્ત એવા આકાશપ્રદેશો સાથે વાળના અગ્રભાગોનો સ્પર્શ જેમ વર્ણવ્યો છે તેમ, અમૂર્ત એવો ધર્મરગ પણ મજ્જાઓમા વર્ણવ્યો છે જેમ કેટલાક પ્રસિદ્ધ દેશોમા કપાસના બીયાને રગીને વાવવામા આવે છે જેથી

તેમાથી ઉગતો કપાસ પણ લાલજ ઉગે છે, એટલુ જ નહિ પણ તે બીયામાથી ઉગનારૂ કપાસનુ ઝાડ પણ લાલજ હોય છે અને તે કપાસનુ વસ્ત્ર પણ લાલજ થાય છે. એ વસ્ત્રને ધોવામા આવે, પગથી ખુદવામા આવે, બાળી નાખવામા આવે અથવા બીજી કોઇ પણ કદર્થના કરવામા આવે છતા તે વસ્ત્ર પોતાનો રંગ છોડતુ નથી પણ ઉલટો અધિક રંગ ધારણ કરે છે અથવા કુસુંભની પેઠે પોતાનો રંગ કદી છોડતુ જ નથી અને પોતાના સગમા બીજા વસ્ત્ર વગેરેને પણ રંગી નાખે છે, તેજ પ્રમાણે ભવ્ય જીવો ઉપર અનેક પ્રકારના વિઘ્નો વગેરે આવે છતા તેઓ પોતાની મજ્જામા વાસિત થયેલા ધર્મરંગને કદી છોડતા નથી જેમ એક ધર્ત (ચોર) પુરુષે આપેલા ચૂર્ણના ભક્ષણવડે હાડકાની મજ્જામા વાગેલી અસરથી એક સ્ત્રીને તે ધૂર્ત પુરુષ ઉપર લાગણી રહી હતી તેમ તે દૃષ્ટાત આ પ્રમાણે છે —

"ઉજ્જયિની નામની નગરીમા નરસિંહ નામનો રાજા હતો તે રાજા ન્યાયપૂર્વક પ્રજાપાલન કરતો હતા તેની પ્રજાઓ પણ સર્વ પ્રકારે નિર્દોષ અને નિષ્પાપ હતી તે રાજાને ઇન્દ્રાણીતુલ્ય રૂપવાળી બત્રીસ રાણીઓ હતી જેઓ લાજવાળી, ઉત્તમ કુળમા ઉત્પન્ન થયેલી અત્યત રૂપવાળી તથા વિનયયુક્ત હતી એક સમયે અતિ પ્રચડ અને કપટી એવો એક લૂટારો તે રાજાની નગરીને અતિગુપ્ત રીતે લૂટવા લાગ્યો, છતા તેને કોઇ પકડી શકતુ ન હતુ પછી નગરીના લોકોએ રાજા પાસે

ફરીઆદ કરી એટલે રાજાએ કોટવાળને બોલાવીને તેના ચોરને પકડવા માટે આજ્ઞા કરી ફરી બીજીવાર પણ તે ચોર નગરીમા લુટ ચલાવી ત્યારે નગરીના લોકોએ ફરી પણ રાજા પાસે ફરીઆદ કરી કે 'હે રાજા! ચોર તમારી આખી નગરીમા લૂટ ચલાવે છે અને જે કોઇ અતિરૂપવાળી તરૂણ સ્ત્રી જોવામા આવે છે તેને રાત્રિના સમયે બલાત્કારે હરી જાય છે, માટે અમને રહેવા સારૂ બીજુ કોઈ સ્થાન તમે બતાવો, જેથી હે રાજા! તે સ્થળે અમે શાતિથી રહી શકીએ ' તે સાભળી ક્રોધાયમાન થઇને રાજાએ કોટવાળને કહ્યુ કે, 'અરે! તારી હયાતી હોવા છતા નગરીમા ચોર લૂટ કેમ ચલાવે છે?' પછી સર્વ મહાજને કહ્યુ —હે મહારાજ! આમા કોટવાળનો કાઇપણ દોષ નથી કોટવાળ તો પોતાના સમગ્ર સૈન્ય સાથે પ્રયાસ કરે છે પણ તે ચોર પકડાતોજ નથી '

પછી રાજાએ કહ્યુ —ઠીક છે, ત્યારે હુજ એ પ્રમાણે કરીશ, કે જેથી બધુ સારૂ થશે ' એમ કહી રાજાએ નગરવાસીઓને રજા આપી, અને પોતે રાત્રિએ લુચ્ચા મનુષ્યનો વેષ ધારણ કરી પોતાના ઘરમાથી બહાર નીકળ્યો તેણે પોતાની શકાઓના જે જે સ્થળો હતા તમા ચોરની શોધ ચલાવી અને સર્વત્ર ભમવા માડ્યુ નેસમા, પાણીની પરબોમા, દેવમદિરોમ, વેશ્યાગૃહોમા, દારૂડીઓને ત્યા, માળીઓને ત્યાં, જુગારીઓને ઘેર તથા જૂદા જૂદા જગલોમા તેણે હમેશા તપાસ કરી અને ચોતરફ ફરવા માડ્યુ પણ પેલો ચોર તેના જોવામા આવ્યો નહિ એક દિવસે સાયકાળના સમયે આબાના

એક ઝાડ નીચે રાજા બેસી ગયા અને વિદ્યાભ્રષ્ટ વિદ્યાધરની પેઠે સર્વ દિશાઓમા જોવા લાગ્યો તેવામા ભગવા વેષને ધારણ કરનારો કોઇ ત્રિદંડી બાવો તેના જોવામા આવ્યો તે બાવાએ હાથમા ત્રિદંડ તથા કુંડી ધારણ કરી હતી, માથુ મુંડાવ્યુ હતુ, આંખે ગર્ગીર માળાઓ ધારણ કરી હતી, તેના નેત્રો લાલ હતા તેના હાથ હાથીની સુંઢ જેવા જાડા હતા, તેના કાન કર્કશ (બરડ) હતા, તેનો દેખાવ મહા ભયંકર હતો, તેની જાંઘો લાંબી હતી અને જૂના એક કામળીથી તેણે પોતાનુ અંગ ઢાંકયુ હતુ આવા પ્રકારના તેના ચેહ-લક્ષણથી રાજાએ વિચાર કર્યો કે, 'જરૂર, તેજ આ ચોર છે,' પછી તે પોતાની પાસે આવ્યો એટલે રાજાએ તેને નમન કર્યું, તે વેળા ચોરે રાજાને પૂછયુ કે, તુ કોણ છે? કયા કારણે ચિંતાતુર જોવામા આવે છે? અને કયા સ્થાનથી તુ આવ્યો છે? રાજા બોલ્યા -દ્રવ્યની ઇચ્છાવાળો હુ એક મુસાફર છુ હે ભગવાન! ઘણા ઘણા દેશોમા હુ ભમ્યો, છતા મને કયાંય ધન મળ્યુ નથી દરિદ્રતાથી હુ કંટાળી ગયો છુ શૂન્યચિત્તે દેશોમા ભમુ છુ પરંતુ ખરૂ છે કે, દારિદ્રયજ પુરુષોના પરાભવનુ સ્થાન છે" તે સાંભળી ત્રિદંડી વેષને ધારણ કરનારા ચોરે વિચાર કર્યો કે, અવશ્ય આ કોઈ મુસાફર મારી પેઠે દ્રવ્યનો લાલચુ છે ત્રિદંડી-ચોરે રાજાને કહ્યુ કે, આજેજ તારા દારિદ્રયને હુ દૂર કરીશ પછી રાજાએ પણ ચોરને કહ્યુ કે આપની કૃપાથી મારૂ સર્વ ઇષ્ટ સિદ્ધ થશે તે પછી મ્યાનમાથી તરવાર ખેંચી ભેર બાંધીને ચોરે રાજાને કહ્યુ કે, ચાલ,

હવે રાત પડી છે માટે ઉઠ, હે મહાબુદ્ધિમાન ! તારી તરવાર હાથમા લે એટલે નગરીમા જઇને ગેહીઆઓને ઘેરથી આપણે ધન લાવીએ ' રાજાએ પણ વિચાર કર્યો કે જરૂર, તેજ આ ચોર છે માટે મનુષ્યોને ઉપદ્રવ કરનારા આને આ ક્ષણેજ તરવારવડે મારી નાખુ, અથવા મારા જેવા કુળવાન મનુષ્યને આ રીતે કપટ કરવુ યોગ્ય નથી હાલ તો મારે જોવુ જોઇએ કે, આને ઘેર કેટલુ ધન છે' માટે હમણા મારે આને મારવો નહિ," આવો વિચાર કરી રાજા તેની પાછળ ગયો કેમકે એવો મહાન પુરુષ કદી ઉતાવળ કરતો નથી તે પછી રાજાએ જેવી પોતાની તરવાર ખેચી કે તુરતજ યોગીએ પણ તેની સામે જોઈ વિચાર કર્યો કે ખરેખર, આવી તરવાર ઉપરથી જણાય છે કે, આ રાજા હોવો જોઇએ, માટે કાઇપણ ઉપાય કરીને મારે આને મારવોજ જોઇએ આવો વિચાર આવવાથી આગળ જઇને તુરત તે પાછો વળ્યો અને રાજાને કહેવા લાગ્યો કે, હજી તો નગરીના લોકો જાગે છે માટે એક ક્ષણવાર આપણે અહીં વિશ્રાન્તિ લઇએ "

તે પછી તેની આજ્ઞા પ્રમાણે રાજાએ પાંદડાઓની બે શય્યાઓ કરી એટલે તેમની એકમા પેલો યોગી સૂતો અને એકમા રાજા પોતે સૂતો પેલો ચોર પણ 'હુ જ્યાસુધી જાગતો હોઉ ત્યાસુધી આ કશો ભુવાનો નથી' એવો વિચાર કરી શય્યામા સૂઇ ગયો પછી રાજા એકદમ ઉઠયો અને પોતાને સ્થાને મોટુ એક લાકડુ ગોઠવી પોતે પાસેના ખીજડીના વૃક્ષની ગેહોલમા ભરાઇ પેઠો

પાછળથી પેલો ત્રિદંડી પણ એકદમ ઉઠયો અને તરવારના એક ઝટકાથી રાજાને સ્થાને ગોઠવેલા પેલા લાકડાના તેણે બે ટુકડા કરી નાખ્યા પછી ઉપરનુ કપડુ ખસેડી, હાથના સ્પર્શ કરી તેણે જોયુ તો તેને લાગ્યુ કે, આતો લાકડુ છે, ત્યારે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, રાજાએ મને ઠગ્યો છે બીજી તરફથી ત્યા આવીને રાજાએ તેને કહ્યુ કે હે દુષ્ટ ! તે મારી આખી નગરી લુંટી છે. લાંબા કાળ સુધી તે પાપકર્મ કર્યું છે, તેનુ ફળ હવે તુ ભોગવ' 'બહુમારૂ બહુમારૂ' એમ કહી દુષ્ટ બુદ્ધિવાળો પેલો ચોર પણ બળથી હાથમા તરવાર લઇ રાજા સામે યુદ્ધ કરવા તૈયાર થયો સામ સામી તરવારો વાપરી તેઓ બન્નેએ ઘણા લાંબા કાળ સુધી યુદ્ધ ચલાવ્યુ પણ આખરે રાજાએ ચોરને ઘાયલ કર્યો. એટલે મૂળ કપાયેલા વૃક્ષની પેઠે તે ચોર પૃથ્વીપર ઢળી પડયો રાજાના તરવારના પ્રહારથી વિહ્વળ થયેલા ચોરે તે વેળા રાજાને જણાવ્યુ કે, "હે વીર ! તેજ હુ ચોર છુ કે જેણે આ નગરીને લુંટી છે, હુ તો હવે મરણ પામીશ, પણ તુ મારૂ વાકય સાંભળ આ દેવમંદિરની પાછળ એક પાતાલ-મંદિર (ભોંયરૂ) છે તેમા પુષ્કળ દ્રવ્ય એકઠુ કરવામા આવ્યુ છે રત્નદેવી નામની મારી બહેન ત્યા રહે છે અને નગરીમાથી મે હરી આણેલી બીજી સ્ત્રીઓ પણ ત્યા છે તુ મારી આ તરવાર લઇને ત્યા જા અને શિલાના દ્વાર પાસે ઉભો રહી મારી બહેનને બોલાવ તેણીને મારા મૃત્યુના સમાચાર કહી આ તરવાર તુ બતાવજે એટલે તને અંદર દાખલ કરવા માટે તેણી શિલાનુ દ્વાર ઉઘાડશે

પછી તેમા રહેલા સર્વ ધનને તુ તારે સ્વાધીન કરજે અને મરણ પામેલા મને અગ્નિસસ્કાર આપજે' એમ કહી તેજ ક્ષણે ચોર મરણ પામ્યો, પછી લાકડા એકઠા કરી રાજાએ તેના ગળાને અગ્નિસસ્કાર આપ્યો અને તેના કહેવા પ્રમાણે સર્વ કરીને પાતાલમદિરમા તે દાખલ થયો ત્યા ચોરની બહેને 'આ પુષ્કળ ધનના તમેજ સ્વામી છો' એમ કહી પાતાલગૃહ ઉઘાડયુ અને કહ્યુ કે, 'આ પલગ ઉપર તમે બેસો' રાજાને એમ કહી ચોરની બહેને (ભોયરાનુ) દ્વાર બધ કર્યું રાજા પોતાના મુખ સામે ગુપ્તરીતે જોતી તે ચોરની બહેનને જોઇને મનમા શકિત થયો અને પોતે બુદ્ધિમાન હતો તેથી પલગ ઉપર ઓશીકુ મૂકીને પોતે દીવાની છાયામા બેસી ગયો તે પછી ધનદેવીએ પેલા પલગ ઉપર ચક્રશિલા મૂકીને તેને ભાગી નાખ્યો અને પોતે તાળીઓ પાડતી બોલી ઉઠી કે, 'અહો' મે બહુ સારુ કર્યું કે, મારા ભાઇને મારનારને ઠાર માર્યો છે'' પછી તેણીનો ચોટલો પકડી રાજા કહેવા લાગ્યો કે, 'ઓ રડા'' તુ પણ આવા નીચ કામ કરે છે તેથી તારા ભાઇના માર્ગનેજ અનુસરીને—તારા ભાઇની પેઠ મરણ પામીશ ' રાજાના એ વચન સાભળી તેણી દીન વાકયો બોલવા લાગી, જેથી તેને છોડી મૂકીને રાજા પોતાને ઘેર ગયો તેણે નગરમા જઇને સર્વ લોકોને એકઠા કર્યા, જેની જે વસ્તુ હતી ત સર્વ તેઓને સ્વાધીન કરી અને પછી પેલા ચોરનુ ગુપ્ત ગૃહ ભાગી નાખ્યુ પેલા ચોરે જે જે સ્ત્રીઓનુ હરણ કર્યું હતુ તેઓ સર્વને તેણે પોત પોતાને

તે મોકલી પણ યોગે તે સ્ત્રીઓને એવી મોહિત કરી હતી, જેથી તેઓના ચિત્ત ચપળ થયા હતા અને પોતાના ઘરમા તેઓને ચેન પડતુ નહોતુ, એટલુજ નહિ પણ તે સ્ત્રીઓ વારવાર પેલા યોગના સ્થાન જતી હતી આ વાત લોકોએ રાજાને જણાવી એટલે તેણે પણ વૈદ્યને કહ્યુ વૈદ્યે રાજાને જણાવ્યુ કે, યોગના ચૂર્ણપ્રયોગથી આ સ્ત્રીઓની આ દશા થઇ છે, પણ હે રાજેન્દ્ર! હુ મારૂ ચૂર્ણ આપી તેઓને મૂળ સ્વભાવમા લાવુ છુ.' પછી રાજાની આજ્ઞાથી વૈદ્યે તે સ્ત્રીઓને સ્વસ્થ મનવાળી કરી પણ તેમાની એક સ્ત્રી તો યોગના ચૂર્ણપ્રયોગથી તેની તેજ અવસ્થામા રહી પછી રાજાએ વૈદ્યને પૂછયુ ત્યારે તેણે કહ્યુ કે, 'હે મહારાજ! યોગીએ પોતાના ચૂર્ણપ્રયોગથી કોઇ સ્ત્રીની ચામડી, કોઇ સ્ત્રીના માસ તથા કોઇ સ્ત્રીના રુધિર વાસિત કર્યા હતા તે સર્વ સ્ત્રીઓને તો મે મારા ચૂર્ણના પ્રયોગથી તેઓના મૂળ સ્વભાવમા આણી છે, પણ જે આ સ્ત્રીના હાડકાની મજ્જા યોગના ચૂર્ણથી વાસિત થઇ છે તેને તો એ યોગના હાડકા ઘસી પીવરાવવામા આવશે તોજ તે મૂળ સ્વભાવમા આવશે, બીજા કોઇપણ ઉપાયે તેને કાયદો થશે નહિ" રાજા નરસિહ જે બીજાઓનુ હિત ઇચ્છનારો હતો તેણે તુરતજ વૈદ્યના કહેવા પ્રમાણે કરાવ્યુ અને એ સ્ત્રીને યોગના ચૂર્ણવિકારથી મુક્ત કરી પછી તે રાજાએ શ્રીમાન જયધર આચાર્ય પાસે દીક્ષા લીધી અને મોક્ષસપત્તિ પ્રાપ્ત કરી

એ રીતે યોગના ચૂર્ણપ્રયોગથી હાડકાની મજ્જા

વાસિત થવાને લીધે તે સ્ત્રીની બુદ્ધિમા જેમ વ્યામોહ થયો હતો તેજ પ્રમાણે જે મનુષ્યના હાડકાની મજ્જા ધર્મરંગથી વાસિત થયેલી હોય છે તેનો ધર્મરંગ પણ કદી જતો નથી આ વાતને દૃઢ કરવા માટેજ ઉપરની કથાનુ દૃષ્ટાંત અહીં આપવામા આવ્યુ છે આ દૃષ્ટાંત અહી સક્ષેપમાજ કહ્યુ છે તે ઉપરથી સમજવાનુ એ છે કે, હાડકાની મજ્જામા લાગેલો ધર્મરંગ ચૂર્ણના રંગ જેવોજ જાણવો જેમ દૂધ તથા જળની પેઠે જીવ કર્મ સાથે મિશ્ર થયેલો હોય છે તેજ પ્રમાણે હાડકાના મજ્જાશમા આત્માના પ્રદેશો વ્યાપ્ત થયેલા હોય છે તેમા પ્રત્યેક જીવારોમા જ્ઞાન-દર્શનરૂપ ધર્મ છે, જેથી આમા કોઈ પ્રકારનો વિરોધ નથી જેમ પાસ આપેલા વસ્ત્રમા લાલ વગેરે રંગ હોય છે તેમ નિશ્ચયાત્મક ધર્મની સાથે વ્યવહાર હોય છે, એવો ઉપચાર-આરોપ કરવામા આવે છે કેમકે એથી ઉલટી રીતે તો અભેદ રૂપેજ હોય છે જો કે આમજ છે તોપણ વ્યવહારનુ આચરણ તો કરવુજ જોઇએ કેમકે તે નિશ્ચયાત્મક ધર્મનુ સામીપ્ય કરી આપનારો છે, તેથીજ એને વસ્ત્રના જેવો જાણવો જોઇએ જેમ વસ્ત્રમા રહેલો મજીઠનો રંગ તદ્દન નિરાધાર સભવતો નથી અહીં સામાન્ય રીતે 'મજીઠથી રંગેલુ વસ્ત્ર' કહેવામા આવ્યુ છે પણ તે ઉપરથી મજીઠથી રંગેલુ વસ્ત્ર અથવા કીડાના રંગથી રંગેલુ વસ્ત્રજ ગ્રહણ કરવાનુ છે જેમ એ વસ્ત્રને ખૂબ ઘસવામા આવે તો પણ લાલજ રહે છે અથવા ફાટેલુ, તુટેલુ, શીર્ણ કે જીર્ણ થાય તો પણ તે વસ્ત્ર પોતાનો રંગ છોડતુ

નથી, એટલુજ નહિ પણ તેના વર્ષણનુ જે ચર્ણ પડે છે તે પણ લાલજ હોય છે તેજ પ્રમાણે કેટલાક જીવો, જેઓના હાડકાની મજ્જામા ધર્મરગ વાસિત થયેલો હોય છે તેઓ ક્રિયા-અનુષ્ઠાન વગેરે સર્વ ધર્મકર્મોમા નિત્ય આસક્ત રહે છે, ધર્મ કરવાની સામગ્રીનો અભાવ વગેરે કારણ ઉપસ્થિત થાય તોપણ ધર્મરગ છોડતા નથી, સ્વ-પર-પક્ષ વગેરેમા ધર્મના ગુણથી દેદીપ્યમાન થઇ રહે છે અને શાસનને શોભાવે છે, એટલુજ નહિ પણ તેવા નિશ્ચય શ્રાદ્ધ (શ્રાવક) મનુષ્યો સાત કે આઠ ભવમાજ મોક્ષે જનારા થાય છે કહ્યુ છે કે,

" सामग्गिअभावेवि वसणेवि सुद्देवि तहकुसगेवि ॥
जस्स न हायइ धम्मो निच्छयओ जाणत सद्ध" ॥१॥

ધર્મ કરવાની સામગ્રીનો અભાવ હોવા છતા, દુખમા, સુખમા કે કુસગમા પણ જેનો ધર્મરગ કદી ઓછો થતો નથી, તેને નિશ્ચય શ્રાવક જાણવો " જેમ આનદ વગેરે શ્રાવકોના ધર્મરગ તેઓના હાડકાની મજ્જાઓમા લાગી ગયા હતા એમ, હવે આ પ્રસગની વિશેષ ચર્ચા જરૂરની નથી.

**પ્રશ્ન ૪૦ મો** — એક, બે, ત્રણ, ચાર-વગેરે સયોગીઆ ભાગાઓની સાથે 'દુવિહને ત્રિવિહ વડે'-ઇત્યાદિના ભાગાઓનો સરવાળો કરવાથી અને ઉત્તર ગુણ તથા અવિરતરૂપનો સરવાળો કરવાથી શ્રાવકોના બાર વ્રતોના ભાગાઓની ??? સખ્યા આટલી થાય છે —

"तेरसकोडीसयाइ चुलसीइ जुयाइ बारसयलक्खा ॥
सत्तासीइ सहस्सा दुन्निसया तह दुरग्गा य ॥१॥

તેરસે ચોરાશી ક્રોડ, બાર લાખ, સત્યાસી હજાર બસો ને બે" આ સખ્યામા 'તિવિહિએ કરીને' એ ભેદ કેમ ઉમેર્યો નથી?

उत्तर —ગૃહસ્થાશ્રમી પોતે પોતાના પુત્રો વગેરેએ પ્રથમથી આરભેલા આરભ વગેરેમા અનુમતિ ન જ આપે, એવુ બની શકે નહિ, તેથી શ્રાવક ગૃહસ્થ 'તિવિહે કરીને' પચ્ચખ્ખાણ કરી શકે નહિ, માટેજ શ્રાવકોના વ્રતના ભાગાઓમા તેની ગણત્રી કરવમા આવતી નથી જોકે, પ્રજ્ઞપ્તિ વગેરેમા ત્રિવિધને ત્રિવિધે કરી—એ પચ્ચખાણ પણ શ્રાવકને માટે કહ્યુ છે, પણ તે અમુક વિશેષ વસ્તુઓની અપેક્ષાએજ કહેવામા આવ્યુ છે, જેમ કોઇ શ્રાવક દીક્ષા લેવાનીજ ઇચ્છાવાળો હોય, પણ માત્ર પુત્રાદિ સતતિનુ પાલન કરવા માટેજ વિલબ કરી રહ્યો અને તે જો પ્રતિમા(પડિમા)ઓનો અગીકાર કરે તો તેને માટે 'તિવિહ તિવિહેણ' એ પચ્ચખ્ખાણમા દોષ નથી, અથવા જે કોઇ વિશેષ વસ્તુ—જેવીકે સ્વયભૂરમણ આદિ દ્વીપના માછલા તથા ત્યાનુ માસ વગેરે અથવા મનુષ્ય ક્ષેત્રની બહાર સ્થલ હિમા વગેરેનું કોઇ અવસ્થા વિશેષે ગૃહસ્થથી પણ તિવિહે કરી પચ્ચખ્ખાણ થઇ શકે છે અર્થાત તેવી કોઇ અવસ્થાવિશેષે જે વસ્તુ દુર્લભ હોય તેના સબધમા ગૃહસ્થ પણ તિવિહે કરી

પ્રત્યાખ્યાન કરે છે પરંતુ તે અલ્પ વિષયવાળું હોવાથી વિવક્ષા કરી નથી મહાભાષ્યમાં પણ કહ્યું છે—

"केइ भणति गिहिणो तिविह तिविहेण नत्थि मवरण॥
त न जउ निद्दिट्ठ पन्नत्तीए विसेसेण ॥ १ ॥
पुत्तादि सतति निमित्त—मेकारसिं पवणस्स जपति ॥
केइ गिहिणो दिरक्ता भिमुहस्स तिविहपि तिविहंपि॥२॥
जइ किंचिदप्पओअण—मप्पप्प वा विसेसिअ वत्थ ॥
पच्चरके जनदोमो मयभूरमणादिमच्छव्व ॥ ६ ॥

કેટલાક કહે છે —કે, ગૃહસ્થને માટે તિવિહનુ તિવિહે કરી પચ્ચખ્ખાણ નથી, પણ તે ઠીક નથી કેમકે, પ્રજ્ઞપ્તિમા અમુક વિશેષ વસ્તુ તથા વિશેષ અવસ્થાની અપેક્ષાએ ગૃહસ્થને માટે પણ તિવિહે કરી પચ્ચખ્ખાણ કહેવામા આવ્યુ છે, કેટલાક આચાર્યો કહે છે કે, જે ગૃહસ્થ દીક્ષા લેવાને તત્પરજ હોય અને પુત્રાદિ સતતિના નિમિત્તે (વિલબમાન થઇ) અગીઆરમી પડિમાને પ્રાપ્ત થયો હોય તે તિવિહેકરીને પણ પચ્ચખ્ખાણ કરી શકે છે, તેમજ કાગડાનુ માંસ વગેરે જે વસ્તુ, પ્રયોજન વિનાની હોય છે અથવા સ્વયભૂરમણ દ્વીપના મત્સ્ય જેવી જે વિશેષે કરી અપ્રાપ્ય—દુર્લભ હોય, તે સબધે પણ તિવિહ પ્રત્યાખ્યાન કરવામા ગૃહસ્થને દોષ નથી અહીં—અપ્રાપ્ય વસ્તુ [illegible] ક્ષેત્રની બહાર રહેલા હાથી [illegible]
વ[illegible] [illegible]ના ચામડા વગેરેનો પણ,

प्रश्न ४१ मो — જેમ જિનેન્દ્રો અવધિજ્ઞાનથી યુકત માતાના ઉદરમા ઉત્પન્ન થાય છે તેમ જિનેન્દ્રો સિવાય બીજા જીવો પણ પૂર્વના અવધિજ્ઞાનયુકત મનુષ્યોમા અવતરે છે ખરા?

उत्तर — અરિહંતો સિવાય બીજા કેટલાક જીવો પણ અવધિજ્ઞાનથી યુકત મનુષ્ય જાતિમા અવતરે છે જેમ શ્રી શાંતિનાથનો જીવ આઠમા ભવમા જ્યારે વજ્રાયુધ નામે ચક્રવર્તિ થઈને અવતર્યો હતો ત્યારે તે અવધિજ્ઞાનની સાથેજ જન્મ્યો હતો, એમ તેમના ચરિત્ર વગેરેનુ અવલોકન કરવાથી જણાય છે માટે એમા કઈ સંશય નથી

प्रश्न ४२ मो — દીક્ષા લીધા પછી તેજ વર્ષમા સ્થૂલભદ્ર મહારાજ કોશા વેશ્યાને ઘેર ચાતુર્માસ રહ્યા હતા, એમ તેવા પ્રકારની પ્રસિદ્ધિ ઉપરથી જણાય છે પરંતુ હેમચંદ્રાચાર્યકૃત પરિશિષ્ટ પર્વ આદિ ગ્રંથોમા તે સબંધે વિશેષ ઉલ્લેખ જોવામા આવતો નથી, જેથી શંકા થવા સંભવ છે કે, જે વર્ષમા દીક્ષા લીધી તેજ વર્ષમા વેશ્યાને ઘેર ચોમાસુ રહ્યા હોય તો નવ દીક્ષિત તથા શાસ્ત્રજ્ઞાનરહિત અવસ્થામા તેમને તેમના ગુરૂએ વેશ્યાને ઘેર ચાતુર્માસ રહેવાની આજ્ઞા કેમ આપી?

उत्तर — શ્રી સ્થૂલભદ્ર ઋષિએ જે વર્ષમા દીક્ષા લીધી તેજ વર્ષમા વેશ્યાને ઘેર ચોમાસુ કર્યુ નથી કેમકે, શ્રુતજ્ઞાન રહિત સાધુને એકલા વિહાર કરવાનુ પણ

ગણધરોએ સૂત્રમાં નિષેધેલું છે, તો પછી આગમ વિહારી થયા વિના વેશ્યાને ઘેર ચોમાસું રહેવા માટે સ્થૂલભદ્રના ગુરુ તેમને આજ્ઞા આપે નહિ, આ ઉપરથી જણાય છે કે, સ્થૂલભદ્ર ઋષિ અમુક વર્ષો વીત્યા પછીજ વેશ્યાને ઘેર ચોમાસું રહેવા ગયા હતા, નહિ કે જે વર્ષમાં દીક્ષા લીધી હતી તેજ વર્ષમાં વેશ્યાને ત્યાં ચોમાસું કર્યું હતું. વળી તેમના ચરિત્રમાં તથા ગૌતમ કુલકની બૃહદ્ વૃત્તિમાં પણ એમજ કહેવામાં આવ્યું છે કે, દીક્ષા લીધા પછી કેટલાક વર્ષો ગયા ત્યારેજ તેમણે વેશ્યાગૃહે ચાતુર્માસ કર્યો હતો. આ ઉપરથી સમજી લેવું કે, દીક્ષા લીધા પછી અમુક કેટલાક વર્ષ ગયા બાદજ વેશ્યાને ત્યાં તે ચોમાસું રહ્યા હતા.

प्रश्न ४३ मो — ચૌદ નિયમોની જ્યાં ગણત્રી કરવામાં આવી છે ત્યાં 'सचित्तदव्वविगई' એ ગાથા છે તેમાં સચિત્તને, દ્રવ્યને તથા વિકૃતિને ચૌદ નિયમોમાં ગણ્યા છે, અને કહ્યું છે કે, કોઇ ધાતુની ખીલી તથા આંગળી વગેરે સિવાય બીજું જે કંઇ મુખમાં નાખવામાં આવે છે તે સર્વનો દ્રવ્યમાં સમાવેશ કરવો. જો એમજ હોય તો પછી વિકૃતિ તથા સચિત્તને જૂદા ગણવાનું શું કારણ છે? વળી બીજું—મુખમાં નાખવામાં આવતી સર્વ વસ્તુને જો દ્રવ્યમાં ગણવામાં આવે તો પછી ચૌદ નિયમોની ગણત્રી કેવી રીતે મળશે? તેમજ એક ધાન્યમાંથી બનેલી પૂરી, મોટી રોટલી તથા કણેક (લોટનો પિંડ) વગેરે વસ્તુને શું એક દ્રવ્યમાંજ ગણવી કે જૂદી જૂદી?

उत्तर — ચૌદ નિયમોની વ્યાખ્યા શ્રાદ્ધવિધિની

વૃત્તિ પ્રમાણે આ રીતે જોવામા આવે છે —સચિત્ત તથ વિકૃતિ સિવાયની બીજી જે જે વસ્તુને મુખમા નાખવામ આવે છે તેને દ્રવ્ય કહેવામાં આવે છે ખીચડી. રોટલી નિવિયાતા લાડુ, લાવસી, ગોળપાપડી, ચૂરમુ, *કરબ તથા ખીર–વીગેરે પદાર્થો અનેક ધાન્ય વગેરેથી બનેલ હોય છે તોપણ તેઓ એક એક સ્વતંત્ર દ્રવ્ય તરીકેજ ગણાય છે, તેમજ એક ધાન્યથી બનેલા–પૂરી, મોટ રોટલી, માલપુડા, ખાખરા, મૂઠરી, ઢોકળા, ચૂલી, આટ અને કણેક વગેરે પદાર્થો પણ જૂદા જૂદા નામવાળા હોઇને ભિન્ન ભિન્ન સ્વાદ આપે છે તેથી તેઓને પણ જૂદા જૂદાં દ્રવ્ય તરીકેજ ગણવામા આવે છે વળી તેજ પ્રમાણે ફલા-ફલિકા ( ) વગેરેમા તો નામ એક છે અને ભિન્ન ભિન્ન સ્વાદ જણાતો નથી તેમજ જૂદુ જૂદુ પરિણામ થતુ નથી છતા અનેક દ્રવ્યપણુ જેવામા આવે છે, આથી ઉલટી રીતે જો જોઇએ તો જૂદી જૂદી વિવક્ષાઓ તથા સપ્રદાયોને લઇને પણ અનેક દ્રવ્ય ગણવામા આવે છે,

**પ્રશ્ન ૪૪ મો** — કોઇ શ્રાવકે પાચમ, રોહિણી, ચૌદશ વગેરેના દિવસે મારે ઉપવાસ વગેરે તપ કરવુ અથવા તે દિવસે સચિત્ત જળપાન તથા તાબૂલ ભક્ષણ વગેરે પણ ન કરવુ, આવો નિયમ કર્યો હોય અને પછી તે દિવસે બીજી તિથિની ભ્રાતિથી તે નિયમ લીધેલી વસ્તુનુજ જો

* દહીંચાખાને મિશ્ર કરી બનાવવામા આવતો કોઈ એક પ્રકારનો ખાદ્ય પદાર્થ

ભક્ષણ કરે તો તેના વ્રતનો ભંગ થાય કે નહિ? અથવા ભૂત વગેરેના દોષને વશ થઇ ને નિયમ પાળી ન શકે તો તેના નિયમનો ભંગ થાય કે નહિ?

**ઉત્તર** — સારી રીતે જ્ઞાનપૂર્વક નિયમ લેવામાં આવે તો તેના ભંગ વગેરેનો દોષ કદી લાગે નહિ. નિયમ, એવા વિચારપૂર્વક લેવો જોઇએ, કે જેથી તેનું બરાબર પાલન થઈ શકે. નિયમોમાં સહસા—અનાભોગ આદિ ચાર *આકારોનું ચિંતન કરવામાં આવે છે અને તેથી નિયમમાં લીધેલી રાણી વસ્તુનું ભક્ષણ થઇ જાય તોપણ નિયમનો ભંગ ગણાતો નથી. માત્ર તે નિમિત્ત અતિચાર લાગે છે, પોતે નિયમનો ભંગ કર્યો એમ જાણ્યા પછી અંશ માત્રનું ભક્ષણ કરે તો વ્રતનો ભંગજ થાય છે. પણ ભૂતાદિ દોષને વશ થઇ નિયમ પાળી ન શકે તો વ્રતનો ભંગ થતો નથી. માટે ધર્માર્થી મનુષ્યે પોતાને જાણવામાં આવે કે, મે નિયમનો ભંગ કર્યો, એટલે તુરતજ નિયમ પાળવોજ. પાંચમ, ચૌદશ કે રોહિણી વગેરેના દિવસે પોતે તપ કરવાનો નિયમ લીધો હોય છતાં તે દિવસે બીજી તિથિની ભ્રાંતિ વગેરેના કારણથી સચિત્ત જળપાન અથવા તાંબૂલ વગરે વસ્તુનું ભક્ષણ થઇ જાય અને મોઢામાં નાખતાંજ પોતાનો નિયમ પોતાને જાણવામાં આવી જાય તો મુખમાં નાખેલી તે વસ્તુને ગળી જવી નહિ પણ એકદમ કાઢી નાખી પ્રાસુક (નિર્દોષ) પાણીથી

* આગાર—છૂટ. આગા—પચ્ચખ્ખાણમાં રખાતા આગાર—પચ્ચખ્ખાણના અપવાદ.

મુખની શુદ્ધિ કરવી અને તે દિવસે તપની રીતિ પ્રમાણેજ રહેવુ—સ્વીકારેલા નિયમ પ્રમાણે તપ વગેરે કરવુ ધારો કે તે દિવસે ભ્રાંતિથી પૂરેપૂરૂ તે વસ્તુનુ ભક્ષણ કર્યુ અને ભક્ષણ કર્યા પછી પોતાનો નિયમ પોતાને જાણવામા આવ્યો, તો પછી બીજે દિવસે પણ દંડ નિમિત્તે તે તપ કરવુ અને વ્રત સમાપ્ત થયા પછી જેટલો પોતે ભગ કર્યો હોય તેટલુ વર્ધમાન તપ કરી આપવુ એ રીતે અજાણતા વ્રતનો ભગ થઇ જાય તો માત્ર અતિચારજ આવે છે પણ વ્રતનો ભગ ગણાતો નથી પરતુ પોતે નિયમનો ભગ કર્યો, એમ જાણ્યા પછી માત્ર એકજ ગ્રાસનુ ભક્ષણ કરે તોપણ વ્રતનો ભગ થાયજ છે અને તે, નરક વગેરે દુર્ગતિનુ કારણ બને છે પોતે સ્વીકારેલા તપના દિવસનો પોતાને સશય થાય અથવા પોતે સ્વીકારેલા તપના દિવસે અમુક વસ્તુ કલ્પે કે ન કલ્પે આવો પોતાને સશય થાય અને પછી પોતાને જે વસ્તુ કલ્પે તેજ વસ્તુનુ (સશય ભરેલી સ્થિતિમાજ) ગ્રહણ કરે તોપણ સ્વીકારેલા વ્રતનો ભગ કરવાનો દોષ લાગે કદાચ અત્યત માદગી આવી પડે અથવા ભૂત વગેરેના દોષને લીધે પરાધીનતા અથવા ચિત્તની અસ્વસ્થતા પ્રાપ્ત થાય અને પોતે સ્વીકારેલુ તપ કરી ન શકે તોપણ તપનો નિયમ લેતી વેળા ચોથા આકારનો ઉચ્ચાર કહેલો હોવાથી નિયમનો ભગ થતો નથી એ પ્રમાણે સર્વ પ્રકારના નિયમો સબધે સમજી લેવુ આ વાત પ્રત્યાખ્યાનવૃત્તિમા તથા શ્રાદ્ધવિધિસૂત્રની વૃત્તિમા કહી છે,

હવે પછીના ૫૬ છપ્પન પ્રશ્નો બગાલ દેશમા આવેલા

મથુરાબાદ નગરના 'શા હિમરાજ' નામના શ્રાવકે પૂછયા હતા, જેના ઉત્તરો આ પ્રમાણે અપાયા છે.

प्रश्न ४६ मो — પાક્ષિક વગેરે પ્રતિક્રમણમા ગુરૂ મહારાજ સજ્ઝાય કહે છે ત્યારે 'संसारदावानलदाहनीर' ઇત્યાદિ સવાત્રણ શ્લોકો તેઓ પોતેજ કહે છે અને પછી 'झंकारारावसारा' થી આગળી 'देहि मे देवि सार' ત્યાસુધી તેમના શિષ્ય વર્ગ સુદ્ધા અતિ ઉચ્ચસ્વરે બોલે છે આ પદ્ધતિ સર્વ સ્થળે જોવામા આવે છે, તેનુ શુ તાત્પર્ય છે ? પ્રથમથી ચારે શ્લોકોને સર્વ સમુદાય ઉચ્ચ સ્વરે કેમ બોલતો નથી?

उत्तर — 'झंकारारावसारा' ત્યાથી આગળી 'देवि मे देहि सार' ત્યાસુધી પાક્ષિક વગેરે પ્રતિક્રમણમા અતિ ઉચ્ચસ્વરે શિષ્યાદિ સર્વ સમુદાયે બોલવુ, એવી પરપરા છે. આનુ રહસ્ય શુ છે, એ વિષે સાભળ્યુ છે કે, "પૂર્વે કોઇએક મિથ્યાદૃષ્ટિ વ્યતર, 'સાધુઓ વગેરેને હુ ઉપદ્રવ કરીશ' આવી બુદ્ધિથી ઉપાશ્રયમા પ્રથમથીજ ભરાઇ રહ્યો હતો, પણ તેવામા 'झंकारारावसारा' ઇત્યાદિ મહાપુરૂષોએ રચેલા શ્લોકપદને શ્રાવકોએ ઉચ્ચસ્વરે ભણાતુ સાભળતાજ તે વ્યતર અકસ્માત ભયભીત બની ગયો અને તે સ્થાનકેથી એકદમ નાસી જઇ કોઇ બીજે સ્થળે ચાલ્યો ગયો " આવા કારણથી તે શ્લોકપદ ઉચ્ચસ્વરે ભણવુ એવી વૃદ્ધપરપરા છે. આ રહસ્ય, મે મારા ગુરૂ પાસેથી સાભળ્યુ છે અને તે અહીં જણાવ્યુ છે વળી 'झंकारारावसारा' એ શ્લોક-

પદમા ભ્રમરસમુદાયના ગુંજારવનુ વર્ણન છે, તેથી એ પદને એ પ્રમાણે ઉચ્ચસ્વરે ભણવુ, પણ ચારે શ્લોકો એમ ઉચ્ચસ્વરે ભણવા નહિ

**प्रश्न ४७ मो** — કર્મભૂમિઓમા જેમ પુરૂષો કરતા સ્ત્રીઓ ન્યૂન અંગવાળી હોય છે તેમ, યુગલીઆઓમા સ્ત્રીપુરુષો ન્યૂનાધિક અંગવાળા હોય છે કે સમાન અંગવાળા હોય છે? શાસ્ત્રમા તો આ વિષે કંઇ ભેદ કહ્યો નથી; તો પછી યુગલીઆ-સ્ત્રીપુરુષો કેવા સ્વરૂપવાળા હોય છે? આના સંબંધમાં વિસ્તારથી કહો

**उत्तर** — જેમ કર્મભૂમિમા સ્ત્રીપુરુષોમા ન્યૂનાધિકતા હોય છે તેમ, યુગલીઆ-સ્ત્રીપુરૂષોમા પણ ન્યૂનાધિકતા હોય છે, એમ ઉપદેશ ચિંતામણિમા કહ્યુ છે યુગલીઆ સ્ત્રીપુરુષોનુ સ્વરૂપ આ પ્રમાણે વર્ણવ્યુ છે યુગલિઓનો જન્મ દેવકુરુ-ઉત્તરકુરુ-વગેરે ત્રીસ ક્ષેત્રોમા હોય છે તેમા ॥ છપ્પન અંતર્દ્વીપના યુગલિક મનુષ્યો કલ્પવૃક્ષથી પ્રાપ્ત થનારા સુખો ભોગવે છે તે સર્વે મનુષ્યો વજ્રઋષભનારાચ નામના સંઘયણવાળા હોય છે, અને તેઓની આકૃતિ સમચોરસ હોય છે તેમાના પુરુષો અનુકૂલ વાયુ સમાન વેગવાળા હોય છે, સુપ્રતિષ્ઠિત કર્મ (કાચબા)ના જેવા સુંદર ચરણ(પગ)વાળા હોય છે, તેઓના રૂવાટા અત્યંત કોમળ, લીસા તથા છૂટા છવાયા હોય છે, તેઓની બે જાંઘો કુરુવિંદ (કેળના સ્તંભ) જેવી ગોળ હોય છે, તેઓના સંધિપ્રદેશ તથા જાનુપ્રદેશ અતિગૂઢ (એટલે માંસરુધિરમા ઢંકાયલા) અને સારી

રીતે બંધાયલા હોય છે, તેઓની ગાથળો હાથીની સૂઢ-સમાન સીધી તથા અનુક્રમે ગોળ હોય છે, તેઓના કટિપ્રદેશ સિંહના જેવા સૂક્ષ્મ (પાતળા) હોય છે, તેઓનો મધ્યભાગ ઇન્દ્રના આયુધ જેવો હોય છે, તેઓના નાભિ-મંડળ જમણી તરફથી આવર્ત-ચક્રવાળા હોય છે, તેઓના વક્ષસ્થળ (છાતી) શ્રીવત્સ નામના લાંછનથી નિશાનવાળા હોય છે, તેઓના બાહુઓ નગરના દરવાજાની ભુંગળ જેવા લાંબા હોય છે, તેઓના મણિબંધ (હાથના કાંડા) અત્યંત ભરાવદાર હોય છે, તેઓના પગના તળીયા લાલ કમળની પાંખડી જેવા લાલ હોય છે, તેઓની ડોક ચાર આંગળના પ્રમાણની, સમગોળ તથા શંખના જેવી હોય છે, તેઓના મુખ શરદ્ ઋતુના ચંદ્ર જેવા સૌમ્ય હોય છે, તેઓના મસ્તક છત્ર જેવા ગોળ હોય છે, તેઓના કેશ વચ્ચેથી નહિ ફાટેલા તથા લીસા હોય છે અને તેઓ કમંડળ, સ્તંભ, સ્તૂપ, કલશ, વાવ, ધ્વજ, પતાકા, સાથીઓ, યવ, માછલું, મગર, રથ, થાળ, અંકુશ, અષ્ટાપદ, સુપ્રતિષ્ઠક, મોર, માળા, અભિષેક, તોરણ, પૃથ્વી, સમુદ્ર, મહેલ, દર્પણ, પર્વત, હાથી, બળદ, સિંહ અને ચામર વગેરે ઉત્તમ બત્રીસ લક્ષણોને ધારણ કરે છે

તેઓની સ્ત્રીઓ પણ સર્વાંગે સુંદર હોય છે, સમગ્ર સ્ત્રીઓના ગુણોથી યુક્ત હોય છે, કમળની પાંખડીઓની પેઠે તેઓની આંગળીઓ પરસ્પર સંધાયલી (જોડાયલી) હોય છે, તેઓના પગ કાચબાના જેવા કોમળ તથા

સુંદર હોય છે, તેઓની જાંઘો રૂંવાટારહિત તથા ઉત્તમ લક્ષણવાળી હોય છે, તેઓના ઢીંચણ અતિગઢ તથા માંસલ (માંસથી ભરાવદાર) હોય છે, તેઓની સાથળો, કેળના સ્તંભ જેવી હોઇ પરસ્પર જોડાયલી, કોમળ તથા પુષ્ટ હોય છે, તેઓના મુખ ચંદ્ર જેવા હોય છે, પ્રમાણયુક્ત એવા દિવ્યગુણોથી તેઓ યુક્ત હોય છે, તેઓના નિતંબ માંસથી પુષ્ટ તથા વિશાળ હોય છે, ચળકતી, સુંદર, છોગી છવાઇ તથા લીસી રૂંવાટીને તેઓ ધારણ કરે છે, તેઓના બન્ને પડખા ઉત્તમ લક્ષણથી યુક્ત એવા ઉદર (પેટ) ની સાથે બરાબર મળેલા હોય છે, તેઓના પુષ્ટ સ્તન સુવર્ણના કળશ સમાન હોઇ અતિઉન્નત તથા ગોળાકાર હોય છે, તેઓની બાહુલતાઓ (ભુજાઓ) અત્યંત કોમળ હોય છે, તેઓના હસ્તતલ (હથેળીઓ) સાથીયો, શંખ તથા ચક્રાકાર રેખાઓથી સુશોભિત હોય છે, તેઓની ગ્રીવાઓ (ડોક) મુખસુધી ત્રણ ભાગમા ઉંચી હોઇને (એટલે મુખસુધી ત્રણ કરચલીઓવાળી હોઇને) માંસથી ભરપૂર તથા શંખાકાર હોય છે, તેઓના હનુવિભાગો (હડપચી) ઉત્તમ લક્ષણથી યુકત તથા ભરાવદાર હોય છે, તેઓના અધરોષ્ઠો (નીચલા હોઠ) દાડમના પુષ્પ જેવા લાલ હોય છે, તેઓના તાળવા તથા જીભ લાલ કમળ જેવા હોય છે, તેઓના નેત્રો વિકસિત શ્યામ કમળની પાંખડી જેવા વિશાળ તથા સુંદર હોય છે, તેઓની વિલાસિની ભ્રકુટીઓ ચઢાવેલા ધનુષની પીઠ સમાન હોય છે, તેઓના લલાટપ્રદેશ બરાબર પ્રમાણ યુકત હોય છે, તેઓના

કેશ ઘણા ચળકતા, સુંદર તથા લીમા હોય છે, તેઓનો સુંદર વેષ સ્વાભાવિકરીતેજ ઉદાર તથા શૃગારયુકત હોય છે અને સ્વાભાવિક રીતેજ હસવું-બોલવું-વગેરે વિલાસ-વિષયમા તેઓ અત્યંત કુશળ હોય છે.

એ રીતે યુગલિક પુરુષો તથા સ્ત્રીઓ સ્વભાવથીજ સુંદર મુખવાળા, અતિ અલ્પ ક્રોધ, માન, માયા, લોભ-વાળા, સંતોષી, લોલુપતારહિત, કોમળતા તથા સરળતાથી યુક્ત, વૈરાનુબંધથી રહિત, પોતાની પાસે સુવર્ણાદિ પદાર્થો હોવા છતા તેઓપર મમત્વાભિમાનથી રહિત, હાથી, ઘોડા, ગાયો તથા ભેસો હોવા છતા તેઓના ઉપભોગથી વિમુખ, પોતાના પગથીજ સર્વત્ર ગમન-આગમન કરનારા, જ્વર આદિ રોગ, યક્ષ-પિશાચ આદિ ગ્રહ તથા મરકી વગેરે સંકટ રૂપ ઉત્પાતોથી મુકત, સ્વામી-સેવકભાવથી હમેશા રહિત હોવાને લીધે સર્વ મનુષ્યો પોતપોતાને ઇન્દ્ર માનનારા, આઠસો ધનુષ પ્રમાણવાળા, પલ્યોપમના અસંખ્યાતમા ભાગના આયુષવાળા, ચોસઠ પાંસળીઓવાળા સ્ત્રીપુરુષના જોડકાનેજ જન્મ આપનારા મરણ પામીને દેવલોકમાજ જનારા, બગાસા તથા છીંકો ખાવામાત્રથી મરણ પામનારા અને કલ્પવૃક્ષોએ પૂરો પાડેલો આહાર સેવીને તે મનુષ્યો મહેલ વગેરે આકારવાળા ગૃહાકાર કલ્પવૃક્ષોમા સુખેથી રહે છે

તે યુગલિક મનુષ્યોને દશ પ્રકારના વનસ્પતિ-કલ્પ વૃક્ષો ઇચ્છિત વિષયો પૂરા પાડે છે. તેઓના નામ આ પ્રમાણે છે -

"तेमीमत्तग[1] भिंगा[2] तुडियगा[3] जोइ[4] दीव[5] चितगा[6] ॥
चित्तरसा[7] मणिअगा[8] गेहागारा[9] अणियरस्का[10]"॥ १ ॥

આમા મતગ નામના પ્રથમના કલ્પવૃક્ષો વિશેષ બળ, વીર્ય તથા કાંતિને કરનાર મદ્ય, સુગંધી, સ્વાદિષ્ટ તથા મનોહર એવી અનેક પ્રકારની મદિરાઓથી ભરેલા પાત્રોવડે ફળોની પેઠે શોભતા રહે છે એ વૃક્ષોમાથી તે મનુષ્યોને મદ્યની પ્રાપ્તિ થાય છે ૧

ભૃગાગનામના કલ્પવૃક્ષોમા મણિઓ તથા સુવર્ણથી વિચિત્ર એવા પાત્રો જોવામા આવે છે તેમજ એ વૃક્ષો વિસસા (સ્વભાવ) થી બનેલા થાળ, વાટકા, વગેરે અનેક પાત્રાથી ફળની પેઠે શોભતા દેખાય છે એ વૃક્ષોમાથી તે મનુષ્યોને પાત્ર મળે છે ૨

ત્રુટિતાગ નામના કલ્પવૃક્ષો જાત જાતના વાદિત્રોથી ફળની પેઠે શોભતા રહે છે, તેઓ એ મનુષ્યોને સર્વ વાદિત્રો પૂરા પાડે છે ૩

જ્યોતિ શિખ નામના કલ્પવૃક્ષો સૂર્યમડળની પેઠે પોતાના તેજથી સર્વને પ્રકાશમાન કરતા રહે છે આ વૃક્ષોમાથી તે મનુષ્યોને પ્રકાશ મળે છે ૪

દીપશિખ નામના કલ્પવૃક્ષો, જેમ આ લોકમા તેલ ભરેલી જવલત સુવર્ણદીપિકાઓ પ્રકાશ કરતી જોવામા

આવે છે તેમ, પ્રકાશ કરતા જોવામા આવે છે આ વૃક્ષોમાથી તે મનુષ્યોને પ્રકાશ મળે છે ૫

ચિત્રાગ નામના કલ્પવૃક્ષો સર્વકાળમા વિચિત્ર અને મરમ એવા સુગધી પાચવર્ણા પુષ્પોની માળાઓથી સુશોભિત રહે છે આ વૃક્ષોમાથી તે મનુષ્યોને પુષ્પમાળાઓ મળે છે ૬

ચિત્રરસ નામના કલ્પવૃક્ષો આ લોકની કલમી ડાગેર દાળ, પકવાન્ન, શાક વગેરેથી પણ અતિમધુર તથા સ્વાદિષ્ટ ગુણવાળી જાત જાતની ખાદ્ય તથા ભોજ્યવસ્તુઓથી ભરપૂર એવા ફળોવડે નિત્ય શોભે છે આ વૃક્ષોમાથી તે મનુષ્યોને ખાન પાન વગેરે મળી રહે છે, ૭

મણિકાગ નામના કલ્પવૃક્ષો સ્વાભાવિકરીતે બનેલા, અતિપ્રકાશિત, મહાકીંમતી અને જગતના સાર રૂપ એવા ચકચકિત કડા, બાજુબધ તથા ઝાઝર વગેરે અલકારોથી સદા યુકત રહે છે આ વૃક્ષોમાથી તે મનુષ્યોને મનગમતા અલકારો મળ્યા કરે છે ૮

ગૃહાકાર નામના કલ્પવૃક્ષો સ્વાભાવિકરીતે બનેલા, કિલ્લા તથા સીડીઓથી યુકત એવા અદ્દભુત મહેલો, ક્રીડાગૃહો, ગોખો, ગુપ્ત અને પ્રકટ એવા અનેક ઓરડાઓ તથા બાધેલી ભૂમિથી શોભતા અનેક ભવનોથી હમેશા શોભી રહે છે આ વૃક્ષોમાથી તે મનુષ્યોને નિવાસસ્થાનો મળી રહે છે ૯

અને અનીતિગ્ક્ષ અથવા અનગ્ન નામના કલ્પવૃક્ષો પોતાના સ્વભાવે તૈયાર થયેલા અતિપ્રકાશમાન અને પુષ્કળ તેજની જ્યોતિવાળા સૂક્ષ્મ તથા સુકુમાર દેવ-દૃષ્યનુ અનુકરણ કરનાર અનેક વિચિત્ર વસ્ત્રોથી યુકત રહે છે આ વૃક્ષો તે મનુષ્યોને વસ્ર પૂરા પાડે છે. કહ્યુ છે કે, ૧૦

"खोमदुगलुयवा—वुयपाणिसुअपट्टमाईआ ॥
ज च वच्छाइ बहुविराइ वन्गगदुमा पमाणति ॥१॥
एयारिसेसु भोगदुमेसु भुजति जत्थ मिहुणाइ ॥
सव्वगसुदराइ वुड्ढीनेहाणुरागाइं ॥ २ ॥
नय पलिवा न भिच्चा न य खुज्जा नेव वामणा पंगु॥
नय मूया बहिरधा न दुक्खिया नेव दालिद्दा" ॥३॥

"વસ્ત્રાગ નામના કલ્પવૃક્ષો ક્ષોમ-દુકૂલ-સૂત્રપટ્ટ આદિ વિવિધ વસ્ત્રો યુગલિક મનુષ્યોને પૂરા પાડે છે પૂર્વોક્ત દશ પ્રકારના કલ્પવૃક્ષોમા યુગલિક મનુષ્યો સર્વ પ્રકારના ભોગવૈભવો ભોગવે છે અને સર્વાંગસુન્દર વૃદ્ધિ, સ્નેહ તથા અનુરાગ ધારણ કરે છે તે યુગલીયા કોઈ કોઈના દબાયલા નથી, સેવક નથી, ખોડખાપણવાળા નથી, વામન (નીચા) નથી, પાગળા નથી, મૂગા નથી, બહેરા નથી, આધળા નથી, દુ ખી નથી, તેમ દરિદ્રી પણ નથી "
એ પ્રમાણે તેઓ કલ્પવૃક્ષથી પ્રાપ્ત થનારા સુખ ભોગવે છે વળી તેઓ અલ્પ ઇચ્છાવાળા અને સરળ સ્વભાવના હોય છે, એટલુ જ નહિ પણ જે સ્થળે તેઓ નિવાસ

કરે છે તે સ્થળે ઉત્પન્ન થયેલા વ્યાઘ્ર વગેરે તિર્યંચ પ્રાણીઓ પણ માંસાહારથી રહિત હોય છે, અને ત્યાં પાણિગ્રહણ (લગ્ન), યજ્ઞ, નૃત્ય અને દેવપૂજા વગેરે વ્યવસાય ગાડાં વગેરે વાહનો, દાસ, મચ્છર, માંકડ, જૂ, કાંટા—વગેરે ઉપદ્રવકારક પદાર્થો તથા અગ્નિઓ પણ નથી

એ રીતે છપ્પન અંતર્દ્વીપમાં વસનારા મનુષ્યોનું સુખસ્વરૂપ કહ્યું આના કરતાં પણ પાંચ હૈમવત ક્ષેત્રના તથા ઐરણ્યવત ક્ષેત્રના (યુગલિક) મનુષ્યોમાં ઉત્થાન (શક્તિ), બળ, પરાક્રમ વગેરે તેમજ કલ્પવૃક્ષના ફળનો સ્વાદ અને ત્યાંની ભૂમિનું માધુર્ય વગેરે ઉત્તરોત્તર અનંતગણું અધિક સમજવું, અને એજ પ્રમાણે હરિવર્ષ રમ્યક વગેરે ક્ષેત્રોમાં પૂર્વ પૂર્વ ક્ષેત્રો કરતાં અનંતગણા ગુણો સમજવા, તેમજ દેવકુરુ તથા ઉત્તરકુરુ ક્ષેત્રમાં પણ સમજી લેવું હૈમવત આદિ ક્ષેત્રોના મનુષ્યોનું દેહમાન તથા આયુપમાન આ પ્રમાણે છે —

'गाऊ एगुच्चा पलिओ-वमाउणो वज्जरिसहसंघयणा॥
हेमवए एरवए अहमिंदनरा मिहुणवासी ॥ १ ॥
चउसट्ठी पिट्ठकरंड-याण मणुआण तेसिमाहारो॥
भत्तस्स य चउत्थस्स यगुणसीदिणवच्चपालणया॥२॥
हरिवासरम्मएसु आउपमाणसरीरमुस्सेहो ॥
पलिओवमाणि दुन्निअ दुन्निअकोसोसिआ भणिया ॥
छट्ठस्सय आहारो चउसट्ठिदिणाणवच्चपालणया ॥

पिट्ठकरंडाण सय अट्ठावीस मुणेअव्व ॥ ४ ॥
दोसुवि कुरुसु मणुआ तिपल्लपरमाउणो तिकोसुच्चा ॥
पिट्ठकरंडसयाइ दोछप्पन्नाइ मणुआण ॥ ५ ॥
समसुसमाणुभावा अणुहवमाणाण वोच्चगोवणया ॥
अणुणापन्नदिणाइ अट्ठमभत्तस्स आहारो ॥ ६ ॥

હૈમવત તથા ઐરવત ક્ષેત્રના યુગલીઆ એક કોસ ઉંચા, એક પલ્યોપમ આયુષ્યવાળા, વજ્રઋષભસંઘયણવાળા અને સર્વે પોતપોતાને ઇન્દ્ર માનનારા-એટલે સેવ્ય-સેવકભાવથી રહિત હોય છે વળી તેઓ ચતુર્થ ભકત આહારવાળા અને ચોસઠ પાસળીઓનાળા હોય છે તેઓનો સતાનોને ઉછેરવાનો સમય ઓગણએંસી દિવસનો હોય છે. હરિવર્ષ તથા રમ્યક ક્ષેત્રના યુગલીઆ શરીરે અનુપમ, બે પલ્યોપમ આયુષ્યવાળા બે કોસ ઉંચા અને છઠ્ઠ ભકત આહારવાળા હોય છે તેઓનો સતાનોને ઉછેરવાનો સમય ચોસઠ દીવસનો હોય છે અને તેઓને એકસો અઠ્ઠાવીસ પાસળીઓ હોય છે દેવકુરૂ તથા ઉત્તરકુરૂ ક્ષેત્રના યુગલિક મનુષ્યો ત્રણ પલ્યોપમ આયુષ્યવાળા ત્રણ કોસ ઉંચા, અષ્ટભકત આહારવાળા અને બસો છપ્પન પાસળીઓવાળા હોય છે, વળી તેઓ સદાકાળ સુષમાકાળના પ્રતાપને અનુભવનારા હોય છે અને તેઓનો સંતાનોને ઉછેરવાનો સમય ઓગણપચાસ દિવસનો હોય છે તે ઓગણપચાસ દિવસો આ પ્રમાણે થાય છે —

'समोत्तानशया यहनि दिवसान् स्वांगुष्ठकाहारत
कैरिंखति पदैस्तत कलगिरो याति स्खलनस्तत ॥
स्थैर्यं प्राप्य तत कलागणभृतस्तूर्णं च-भोगोद्गता
सप्ताहेन ततो भवति सुदृगादानेऽपि योग्यास्तत ।१।

અર્થાત્ જન્મથી આરંભી પ્રથમ સાત દિવસ યુગલિક મનુષ્યો ચત્તા સૂઈ રહે છે અને પોતાનો અંગુઠો ધાવે છે; તે પછી બીજા સાત દિવસ પૃથ્વી ઉપર રિંખે છે, ત્રીજા સાત દિવસમા મધુરૂ મધુરૂ અસ્પષ્ટ બોલે છે, ચોથા સાત દિવસમા સ્ખલિત ગતિએ ચાલવા માંડે છે, પાચમા સાત દિવસમા સ્થિર પગે ચાલે છે, છઠ્ઠા સાત દિવસમા સર્વ કલાઓને ધારણ કરનારા થાય છે, સાતમા સાત દિવસમા યુવાન બની જઇ સ્ત્રીભોગ કરવા સમર્થ બને છે અને કેટલાક—તો સમ્યક્ત્વ ગ્રહણ કરવામા પણ યોગ્ય બની જાય છે ”

આ અવસ્થાનુ કાળમાપ *સુષમસુષમા વગેરે કાળમા સમજવુ, એમ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિની વૃત્તિમા કહ્યુ છે આરીતે દેવકુરુક્ષેત્રમા જે પ્રમાણે બને છે તેમ, ભરત—ઐરવત ક્ષેત્રોમા પણ સુષમસુષમા કાળમા સમજવુ પણ +સુષમાકાળમા રમ્યક—હરિવર્ષની પેરે અને †સુષમ-

* અવસર્પિણીકાળના પહેલા આરામા તથા ઉત્સર્પિણીકાળના છેલ્લા આરામા સુષમસુષમા કાળ છે

+ સુષમાકાળ—એટલે અવસર્પિણીનો બીજો આરો અને ઉત્સર્પિણીનો પાચમો આરો

† જેમા સુષમા ઘણુ અને દુઃખ થોડુ હોય એવો આરો—એટલે અવસર્પિણીનો ત્રીજો આરો અને ઉત્સર્પિણીનો ચોથો આરો

કાળમા હૈમવત ઐરવતક્ષેત્રની પેઠે યુગલિક મનુષ્યો સુખ ભોગવે છે આના સબધમા વિશેષ જાણવાની જેઓને ઇચ્છા હોય તેઓએ તદુલવેયાલીયવૃત્તિ તથા જીવાભિગમ વૃત્તિ વગેરેમા જોઇ લેવુ

**प्रश्न ४८ मो** — મરણ પામેલા યુગલિક મનુષ્યોના શરીરો પોતાની મેળેજ નાશ પામે છે કે વ્યતરાદિ દેવો તે શરીરોને સમુદ્રમા ફેકી દે છે?

**उत्तर** — જેમ જગતી પશુઓ સ્વાભાવિક રીતે મરણ પામેલા હોય છે અને તેઓના શરીરનો કોઇ અવયવ પણ મળી શકતો નથી તેમ, યુગલિક મનુષ્યોના શરીર સબધે પણ સભવે છે, એમ 'પ્રશ્નોત્તર રત્નાકર' નામના ગ્રથમા કહ્યુ છે, વળી

'पुरा हि मृतमिथुन—शरीराणि महाखगा ॥
नीडकाष्ठमिवोत्पाट्य सद्यश्चिक्षिपुरम्बुधौ " ॥

પૂર્વે મરણ પામેલા યુગલિક મનુષ્યોના શરીરોને ભારડ વગેરે મહાન પક્ષીઓ, માળાવાળા કાષ્ટની પેઠે એકદમ ઉપાડીને સમુદ્રમા ફેકી દેતા હતા " આ પ્રમાણે હેમકૃત ઋષભચરિત્રના વચન ઉપરથી જણાય છે કે, તે સ્થળે સમીપમા આવેલા વનમા રહેનારા ભારડ વગેરે પક્ષીઓ જગતના સ્વભાવપ્રમાણે યુગલિકના શરીરોને

ઉપાડીને સમુદ્રમા ફેકી દે છે આ સ્થળે 'સમુદ્ર' એમ કહ્યુ છે, તેથી માત્ર સમુદ્રજ સમજવાનો નથી પણ ગગા વેગેરે નદીઓસુદ્ધાનુ ગ્રહણ કરવાનુ છે આજ પ્રમાણે બીજા ક્ષેત્રો વિષે પણ સમજે છે,

प्रश्न ८९ मो — અવધિજ્ઞાન તથા મન પર્યવજ્ઞાનની ઉત્કૃષ્ટસ્થિતિ, અનુક્રમે છાસઠ સાગરોપમ તથા અમુક અગે ઓછી એક પૂર્વ કોટી કહી છે, તો પછી તે બન્ને જ્ઞાનની જઘન્ય ક્ષણસુધીની સ્થિતિ જે કહી છે તે કેવી રીતે સમજવી ?

उत्तर — અવધિજ્ઞાનની એક સમયસુધીની જે જઘન્ય સ્થિતિ કહી છે તેને આ પ્રમાણે સમજવી ?

"यदा विभगकज्ञानी मम्यक्त्व प्रतिपद्यते ॥
तदा विभगसमये तस्मिन्नेवाऽवधिर्भवेत् ॥ १ ॥
क्षणे द्वितीये तद्–ज्ञान चेत्येतन्मरणादिना ॥
तदा जघन्या विज्ञेया—वधिज्ञानस्थितिर्बुधै ॥२॥
मयतस्य प्रमत्तत्वे वर्तमानस्य कस्यचित ॥
मनोज्ञान समुत्पद्य द्वितीयसमये च्युत ॥ ३ ॥

જે સમયે વિભગકજ્ઞાની સમ્યકત્વને સ્વીકારે છે તેજ સમયે તેને અવધિજ્ઞાન થાય અને તે પછી બીજે સમયેજ તેના મરણ વગેરેથી તેનુ એ અવધિજ્ઞાન નષ્ટ થાય તો એવા પ્રકારના કારણથી અવધિજ્ઞાનની સ્થિતિ જઘન્ય

એક સમય સુધીની વિદ્વાનોએ સમજવી તેજ પ્રમાણે પ્રથમ અપ્રમાદી એવા કોઇ સાધુને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય અને પછી બીજેજ સમયે પ્રમાદી બનેલા તે સાધુનુ એ જ્ઞાન ચ્યુત થાય ત્યારે એ સ્થિતિમા મનઃપર્યવજ્ઞાનની એક સમયની સ્થિતિ સમજવી આ વાત લોકપ્રકાશના ત્રીજા સર્ગમા છે

**પ્રશ્ન ૫૦ મો** – કેટલાક કહે છે કે, મહાવિદેહ ક્ષેત્રમા કદી તીર્થંકરોનો વિરહજ થતો નથી, એટલે મહા વિદેહક્ષેત્રમા સદા–સર્વકાળ તીર્થંકર હોયજ છે આ ઉપરથી એક એક તીર્થંકર જે ક્ષણે મોક્ષે જાય છે તેજ ક્ષણે બીજા તીર્થંકરને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, આવો નિશ્ચય થાય છે, પણ આ ઉપરથી એક સીમંધર વગેરે તીર્થંકરની હયાતીમાજ કોઇ બાલ્યાવસ્થામા, કોઇ કુમારાવસ્થામા, કોઇ યુવરાજ અવસ્થામા અને કોઇ દીક્ષાની સ્થિતિમા—એમ એસી જિન ભગવાનો કંઇક ઓછા એવા એક લક્ષપૂર્વના આયુષવાળા હોય છે, એમ સાભળવામા આવે છે આ વાત કોઇ બીજા ગ્રંથમા છે કે નહિ? વળી વિદેહ–વિજય વગેરે ક્ષેત્રોમા કેવલિ જિન ભગવાનો જ્યારે વિહાર કરતા હોય છે ત્યારે બીજા જિન ભગવાનોનો જન્મ વગેરે થાય છે કે નહિ? અથવા તે વિહરમાણ જિનો મોક્ષે જાય છે તે પછી બીજા જિનોનો જન્મ વગેરે થાય છે?

**ઉત્તર** — એક તીર્થંકરની હયાતીમાજ પૂર્વોક્ત

એ શી તીર્થંકરો હોય છે, એમ પ્રશ્નોત્તર બાલાવબોધમા જે લખ્યુ છે તે તો *કટુકમતગણનો આશ્રય કરનારા કોઇ પડિતમાની પુરુષે પોતાની બુદ્ધિકલ્પનાથીજ લખી કાઢ્યુ છે, વાસ્તવિક તેમ છેજ નહિ આગમમા કોઇ સ્થળે એમ કહેવામા આવ્યુ નથી માટે વિદેહવિજયમા કેવલી ભગવાનો વિચરતા હોય છે ત્યારે અથવા છદ્મસ્થ હોય છે ત્યારે બીજા તીર્થંકરોનો જન્મ વગેરે થતો નથી, એમ સમજવુ હા, એ વાત છે કે તે ક્ષેત્ર વિશેષેકરી તીર્થંકરથી કદી વિરહિત રહેતુ નથી—સર્વકાળે કોઇ કોઇ તીર્થંકર ત્યા હોયજ છે, આ વિષયમા બુદ્ધિમાનોએ 'પ્રશ્ન સમુચ્ચય' તથા 'પ્રશ્નોત્તર રત્નાકર' મા જોઇ લેવુ.

**પ્રશ્ન ૫૧ મો** — પાચ મહાવિદેહ ક્ષેત્રોમા પૂર્વે ઉત્કૃષ્ટા ૧૬૦ જિન ભગવાનો વિચરતા હતા અને હાલમા સીમધર વગેરે ૨૦ જિન ભગવાનો વિચરે છે આમા પ્રશ્ન એ છે કે, કોઇ સમયે વીસકરતા પણ ઓછા જિન ભગવાનો ત્યા હોય છે ખરા ?

**ઉત્તર** — જેમ ઉત્કૃષ્ટા કાળમા લગભગ ૧૬૦ જિન ભગવાનો ત્યા વિચરતા હતા અને હાલમા ૨૦ જિન ભગવાનો ત્યા વિચરે છે તેમ, કોઇ કાળે મહાવિદેહમા ૧૦ તીર્થંકરો પણ હોય છે એમ આચારાગની બૃહદ્વૃત્તિમા તથા પ્રવચન સારોદ્ધારની બૃહદ્વૃત્તિમા કહ્યુ છે

---

* તે નામનો એક ૯ ।

प्रश्न ૫૨ मो — અવધિજ્ઞાની દ્રવ્યથી રૂપવાળા સર્વ દ્રવ્યોને જોઈ શકે છે, ક્ષેત્રથી અવધિજ્ઞાની અલોકમા લોકપ્રમાણ અસખ્ય ખડો હોય તો જોઇ શકે છે, કાળથી અસખ્ય *ઉત્સર્પિણીઓ તથા †અવસર્પિણીઓ જોઇ શકે છે અને ભાવથી અનત પર્યવોને (પર્યાયોને) જોઇ શકે છે આમા ક્ષેત્ર તથા કાળની દૃષ્ટિએ અવધિજ્ઞાનના વિષયનો નિયમ પરસ્પર વૃદ્ધિના આશ્રયે કેવી રીતે સમજવો ?

उत्तर —

"अयावधेर्विपययो--र्नियम क्षेत्रकालयो ॥
मिथो विभाव्यते वृद्धि--माश्रित्य श्रुतवर्णित ॥१॥
अगुलस्यासख्यभाग क्षेत्रतो योनिरीक्षते ॥
आवल्यसख्येयभाग कालत स निरीक्षते ॥ २ ॥
प्रमाणागुलमत्राहु केचित् क्षेत्राधिकारत ॥
अवधेरधिकाराच्च केचनाऽत्रोच्छ्रयागुलम् ॥ ३ ॥
यश्चागुलस्य सख्येय क्षेत्रतो भागमीक्षते ॥
आवल्या अपि सख्येय कालतोऽश स वीक्षते ॥ ४ ॥

* દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણના ચડતા કાળને અથવા છ આરા પુરા થાય તેના ચડતા કાળને ઉત્સર્પિણી કહે છે

† અવસર્પિણી—એને દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉતરતા કાળવિભાગ—ઉતરતા છ આરા પુરા થાય તેને કહે છે

सपूर्णमगुल यस्तु क्षेत्रतो वीक्षते जन ॥
पश्येदावलिकांत स कालतोऽवधिचक्षुषा ॥५॥
पश्यन्नावलिका पश्ये-दगुलाना पृथक्त्वकम् ॥
क्षेत्रतो हस्तदर्शी च मुहूर्तात स पश्यति ॥६॥
कालतो भिन्नदिनदृग्गव्यूत क्षेत्रमीक्षते ॥
योजनक्षेत्रदर्शी च भवेद्दिनपृथक्त्वदृक् ॥ ७ ।
कालतो भिन्नपक्षेक्षी पचविंशतियोजनीम् ॥
क्षेत्रतो वेत्ति भरत—दर्शी पक्षमनूनकम् ॥ ८ ॥
जानाति जबुद्वीप च कालतोऽधिकमासवित् ॥
कालतो वर्षवेदी स्यात् क्षेत्रतो नरलोकवित् ॥९॥
रुचकद्वीपदर्शी च पश्येद् वर्षपृथक्त्वकम् ॥
सख्येयकालदर्शी च सख्येयान् द्वीपवार्धीन ॥१०॥
सामान्यतोऽत्र मोक्षोऽपि काल सख्येयसज्ञक ॥
विज्ञेय परतो वर्षसहस्रादिह धीधनै ॥ ११ ॥
असख्यकालविषयेऽवधौ च द्वीपवार्धय ॥
भजनीया असख्येया सख्येया अपि कुत्रचित् ॥१२॥
विज्ञेया भजना चैव महातो द्वीपवार्धय ॥
सख्येया एव किंचिको-प्येकदेशोऽपि सभवेत् ॥१३॥
तत्र स्वयभूरमण-तिरश्चोऽसख्यकालिके ॥
अवधौ [illegible] ऽमोधे स्यादेकदेशान ॥ १४ ॥

योजना पेक्षयाऽसंख्य-मेव क्षेत्र भवेदिह ॥
असंख्यकालविषये-ऽप्यनानिति तु भाव्यताम् ॥१५॥
कालवृद्धो द्रव्यभाव- क्षेत्रवृद्धिरसंशयम् ॥
क्षेत्रवृद्धा तु कालस्य भजना क्षेत्रमीदृश्यत ॥१६॥
द्रव्यपर्याययोर्वृद्धि—र्द्वय क्षेत्रवृद्धित ॥
अत्र शेषो विशेषश्च ज्ञेय आवश्यकादित ॥१७॥

इत्यादि लोकप्रकाशतृतीयसर्गे

અવધિજ્ઞાનના ક્ષેત્ર તથા કાળનો વિષય પરસ્પર વૃદ્ધિના આશ્રયે શાસ્ત્રમા જે વર્ણવેલો છે તે અહીં કહેવાય છે જે અવધિજ્ઞાની મનુષ્ય, ક્ષેત્રથી અગુલ- (આગળી) ના અસખ્યાતા ભાગને જુવે છે તે, કાળથી આવલીના અસખ્યાતા ભાગને જુવે છે અહીં અગુલના સબધમા કેટલાક કહે છે કે પ્રમાણાગુલ લેવાનુ છે કેમકે, અહીં ક્ષેત્રના અધિકારમા અગુલ શબ્દ આવેલો છે, ત્યારે કેટલાક કહે છે કે, અવધિજ્ઞાનનો અધિકાર ચાલે છે માટે અહીં અગુલ શબ્દથી ઉચ્છ્રયાગુલ- ઉત્સેધાગુલ લેવુ જે અવધિજ્ઞાની, ક્ષેત્રથી અગુલના સખ્યાતા ભાગને જુવે છે તે કાળથી આવલીના પણ સખ્યાતા ભાગને જુવે છે જે અવધિજ્ઞાની ક્ષેત્રથી સપૂર્ણ અગુલને જુવે છે તે, કાલથી આવલિકાના પણ અતમુધી જુવે છે જે અવધિજ્ઞાની ક્ષેત્રથી એક હાથ જુવે છે તે કાળથી એક મુહૂર્ત સુધી જુવે છે જે અવધિજ્ઞાની મનુષ્ય ક્ષેત્રથી બે કોસ જુવે છે તે કાળથી

ભિન્ન (કંઇક ઓછા) દિવસને જુવે છે જે અવધિજ્ઞાની યોજન ક્ષેત્રને જુવે છે તે કાળથી દિવસના પૃથકત્વને (બેથી નવ દિવસને) જુવે છે જે અવધિજ્ઞાની પચીસ યોજન ક્ષત્રને જુવે છે તે ભિન્ન પક્ષ (કંઇક ઓછા પખવાડીયાના) કાળને જુવે છે જે ક્ષેત્રથી આખા ભરતક્ષેત્રને જુવે છે તે કાળથી સંપૂર્ણ પક્ષને જુવે છે જે ક્ષેત્રથી જંબૂદ્વીપને જુવે છે તે કાળથી એક માસ ઉપર જુવે છે જે મનુષ્ય, ક્ષેત્રથી મનુષ્ય લોકને જુવે છે તે કાળથી એક વર્ષ જુવે છે જે મનુષ્ય ક્ષેત્રથી રુચક-દ્વીપને જુવે છે તે કાળથી બેથી નવ વર્ષસુધી જુવે છે જે સંખ્યાતાદ્વીપ-સમુદ્રાને (ક્ષેત્રથી) જુવે છે તે સંખ્યાતા કાળને પણ જોઇ શકે છે જો કે અહીં સામાન્યરીતે સંખ્યાતો કાળનિર્દેશ કરેલો છે પણ બુદ્ધિમાનોએ આ સંખ્યાતા કાળને હજાર વર્ષથી ઉપર સમજવાનો છે અસંખ્યાતા કાળના વિષયમા તથા અવધિના વિષયમા દ્વીપો તથા સમુદ્રોને કોઇ સ્થળે અસંખ્યાતા લેવામા આવે છે તો કોઇ સ્થળે સંખ્યાતા ગ્રહણ કરવામા આવે છે આવી વિકલ્પપદ્ધતિ આ પ્રમાણેની છે- મોટા દ્વીપો તથા સમુદ્રો સંખ્યાતાજ લેવાય છે અને કોઇ સ્થળે તેવા દ્વીપસમુદ્રોનો અમુક એક ભાગજ ગ્રહણ કરાય છે, તેમા સ્વયંભૂરમણદ્વીપના તિર્યંચોને સંબંધે અસંખ્યકાળનો અવધિ, તેના સમુદ્રના એક ભાગમાજ લેવાય છે એરીતે અસંખ્યકાળવિષયક અવધિમા યોજનોની અપેક્ષાએ અસંખ્ય એવુ ક્ષેત્રજ ગ્રહણ કરાય છે, એમ સમજવુ કાળની વૃદ્ધિમા દ્રવ્ય, ભાવ તથા ક્ષેત્રની વૃદ્ધિ અવશ્ય

હોય છે પણ ક્ષેત્રની વૃદ્ધિમા ક્ષેત્રની સૂક્ષ્મતા હોવાથી કાળની વૃદ્ધિ હોય છે અથવા નથી પણ હોતી જ્યા ક્ષેત્રની વૃદ્ધિ હોય છે ત્યા દ્રવ્ય તથા પર્યાયની વૃદ્ધિ અવશ્ય હોય છે આ વિષે જેને વિશેષ જિજ્ઞાસા હોય તેણે આવશ્યક વગેરેમાથી જાણી લેવુ"

**प्रश्न ५२ मो** — વીસ સ્થાનક આરાધના—વગેરે તપ કરનારો મનુષ્ય કાયોત્સર્ગમા શાસ્ત્રોક્ત ગુણલાભ પદે પદે કરે છે, તેમા 'चंदेसु निम्मलयरा' એ પદ સુધી ગણવુ જોઇએ કે ઠેક છેલ્લા પદસુધી ગણવુ જોઇએ? તેમજ પ્રભાતના પ્રતિક્રમણમા 'कुसुमिण दुसुमिण' ત્યાથી આરભી 'वोसिरामि' ત્યાસુધી કહીને પ્રથમ કાયોત્સર્ગ કરે છે તેમા સો શ્વાસનો કાયોત્સર્ગ કરે છે કે બીજા કોઇ પ્રકારે કરે છે?

**उत्तर** —— વીસસ્થાનક વગેરે તપમા 'सागरवरगंभीरा' એ પદસુધી સત્યાવીસ પદપ્રમાણ લોગસ્સનુ કાયોત્સર્ગમા ધ્યાન કરે એવો વૃદ્ધસપ્રદાય છે, તેમજ રાત્રિના પ્રતિક્રમણ સમયે પણ કુસ્વપ્ન, દુ સ્વપ્ન તથા અનિષ્ટ સૂચક સ્વપ્ન વગેરેનુ નિવારણ કરવામાટે કાયોત્સર્ગમા શ્રાદ્ધવિધિસૂત્રની વૃત્તિમા કહેલા પ્રકારે ધ્યાન કરવુ જોઇએ તે ગ્રથ આ પ્રકારે છે —"पडिक्कमिअत्ति"—અર્થાત્ જે રાત્રિપ્રતિક્રમણ કરે અથવા જે મનુષ્ય રાત્રિપ્રતિક્રમણ ન કરે તેણ પણ રાગદ્વેષાદિમય કુસ્વપ્ન, દુ સ્વપ્ન તથા અનિષ્ટસૂચક સ્વપ્નનુ નિવારણ કરવા માટે તેમજ સ્ત્રીસેવન વગેરે નિદ્યસ્વપ્ન પ્રાપ્ત થયુ હોય તો તેના પ્રાયશ્ચિત્તમાટે

એકસો આઠ શ્વાસપ્રમાણનો કે સો શ્વાસનો કાયોત્સર્ગ કરવો વ્યવહારભાષ્યમા કહ્યુ છે —

"पाणिवहमुसावाहे अदत्तमेहुणपरिग्गेहसुमिणा ॥
सयमेग तु अणुण ऊसासा पडिविज्झाहि ॥ १ ॥
महव्वयाइ झायिज्जा मिलोगे पचवीसई ॥
इत्थिविपत्तिआसे मत्तावीससिलोइओ " ॥ २ ॥

કોઇ પ્રાણીની હિસા, અસત્યવચન, અદત્તાદાન, મૈથુન તથા પરિગ્રહ–એમાનુ કોઇ પણ દુ:સ્વપ્ન આવે તે દિવસે પ્રતિક્રમણમા સપૂર્ણ સો શ્વાસનો કાયોત્સર્ગ કરવો અથવા મહાવ્રતોનુ ધ્યાન કરવુ અને પચીસ શ્લોકોના પાઠનો કાયોત્સર્ગ કરવો પણ સ્ત્રીમૈથુન સબધી સ્વપ્ન આવ્યુ હોય તો સત્યાવીસ શ્લોકોના પાઠનો કાયોત્સર્ગ કરવો—અર્થાત્ પ્રાણિહિસા–વગેરે ચારના સબધનુ સ્વપ્ન આવ્યુ હોય તો સો શ્વાસનો એટલે 'चदेसु निम्मलयरा' સુધી ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કરવો–એટલે પચીસ શ્વાસપ્રમાણનુ ચોવીસી સ્તવન ચાર વખત ચાલુ, પણ મૈથુનસબધી સ્વપ્ન આવ્યુ હોય તો એક સો આઠ શ્વાસનો–'सागरवर गभीरा' સુધીના ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કરવો, અથવા દશવૈકાલિક શ્રુતમા જણાવેલા મહાવ્રતોનુ કાયોત્સર્ગમા ધ્યાન કરવુ એ મહાવ્રતો પણ પ્રાયેકરી પચીસ શ્લોકમાજ વર્ણવેલા છે, અથવા જે પોતાના સ્વાધ્યાયરૂપ હોય તેવા હરકોઈ પચીસ શ્લોકો વારવાર ગણી જવા, એમ તે

હોય છે પણ ક્ષેત્રની વૃદ્ધિમા ક્ષેત્રની સૂક્ષ્મતા હોવાથી કાળની વૃદ્ધિ હોય છે અથવા નથી પણ હોતી જ્યા ક્ષેત્રની વૃદ્ધિ હોય છે ત્યા દ્રવ્ય તથા પર્યાયની વૃદ્ધિ અવશ્ય હોય છે આ વિષે જેને વિશેષ જિજ્ઞાસા હોય તેણે આવશ્યક વગેરેમાથી જાણી લેવુ"

**પ્રશ્ન ૫૩ મો** — વીસ સ્થાનક આરાધના-વગેરે તપ કરનારો મનુષ્ય કાયોત્સર્ગમા શાસ્ત્રોક્ત ગુણણાભ પદે પદે કરે છે, તેમા 'चदेसु निम्मलयरा' એ પદ સુધી ગણવુ જોઇએ કે છેક કેટલા પદસુધી ગણવુ જોઇએ? તેમજ પ્રભાતના પ્રતિક્રમણમા 'कुसुमिण दुसुमिण' ત્યાથી આરભી 'वोसिरामि' ત્યાસુધી કહીને પ્રથમ કાર્યોત્સર્ગ કરે છે તેમા સો શ્વાસનો કાર્યોત્સર્ગ કરે છે કે બીજા કોઇ પ્રકારે કરે છે?

**उत्तर** — વીસસ્થાનક વગેરે તપમા 'सागरवरग भीरा' એ પદસુધી સત્યાવીસ પદપ્રમાણ લોગસ્સનુ કાયોત્સર્ગમા ધ્યાન કરે એવો વૃદ્ધસપ્રદાય છે, તેમજ રાત્રિના પ્રતિક્રમણ સમયે પણ કુસ્વપ્ન, દુ સ્વપ્ન તથા અનિષ્ટ સૂચક સ્વપ્ન વગેરેનુ નિવારણ કરવામાટે કાયોત્સર્ગમા શ્રાદ્ધવિધિ-સૂત્રની વૃત્તિમા કહેલા પ્રકારે ધ્યાન કરવુ જોઇએ તે ગ્રથ આ પ્રકારે છે —"पडिकमिअत्ति"—અર્થાત જે રાત્રિપ્રતિક્રમણ કરે અથવા જે મનુષ્ય રાત્રિપ્રતિક્રમણ ન કરે તેણે પણ રાગદ્વેષાદિમય કુસ્વપ્ન, દુ સ્વપ્ન તથા અનિષ્ટસૂચક સ્વપ્નનુ નિવારણ કરવા માટે તેમજ સ્ત્રીસેવન વગેરે નિદ્યસ્વપ્ન પ્રાપ્ત થયુ હોય તો તેના પ્રાયશ્ચિત્તમાટે

સ્થળે-દશ વૈકાલિકની વૃત્તિમા કહ્યુ છે આવશ્યકાશકની વૃત્તિમા પણ કહ્યુ છે કે, કદાચ મોહોદયને લીધે સ્રીસેવન વગેરે દુષ્ટ સ્વપ્ન પ્રાપ્ત થાય તો તેજ સમયે ઉઠીને ઇર્યાપથિકીના પ્રતિક્રમણ પૂર્વક એકસો આઠ શ્વાસનો કાયોત્સર્ગ કરવો અને પછી એરીતે કાયોત્સર્ગ કર્યા છતા પણ પ્રતિક્રમણ વેળા ફરી બહુ નિદ્રા વગેરેનો પ્રમાદ થાય તો ફરી એ પ્રમાણે કાયોત્સર્ગ કરવો કદાચ દિવસની નિદ્રામા પણ કોઈ સમયે તેવુ દુષ્ટ સ્વપ્ન પ્રાપ્ત થાય તો એ પ્રમાણે કાયોત્સર્ગ કરવો જોઇએ ભટ્ટારક શ્રી હીરવિજયસૂરિ પોતાના પ્રશ્નોત્તરસમુચ્ચય ગ્રથમા કહે છે—"चदेसुनिम्मलयरा" ત્યાસુધી કાયોત્સર્ગ કરે પણ સ્વપ્નમા ચોથા વ્રતનો અતિચાર થયો હોય તો એક નમસ્કાર મત્રનુ અધિક ચિતન કરે

**प्रश्न ૫૪ मो** — સાવત્સરિક પ્રતિક્રમણના કાયોત્સર્ગમા ચાળીસ 'लोगस्स' કહીને છેવટે એક નમસ્કારમત્ર ગણવામા આવે છે અને પછી કાયોત્સર્ગ પારવામા આવે છે આ પદ્ધતિ આપણા પોતાના ગચ્છમા જોવામા આવે છે પણ બીજા કેટલાક (ગચ્છવાળા) છેવટે નમસ્કારમત્ર ગણતા નથી, તો આમા શુ પ્રમાણ છે?

**उत्तर** — સાવત્સરિક પ્રતિક્રમણમા ચાળીસ 'લોગસ્સ' કહ્યા પછી એક નમસ્કાર કહેવામા આવે છે, એમ કહેવામા આવે છે, પણ તે શા માટે ? આના ઉત્તરમા પ્રવચનસારોદ્ધારની વૃત્તિમા કહ્યુ છે — સાવત્સરિક પ્રતિક્રમણમા એક હજાર ને આઠ શ્વાસનો

કાયોત્સર્ગ કરવો જોઇએ, તે માટે તેટલા શ્વાસની સખ્યા પૂર્ણ કરવા માટે પચીસ પદપ્રમાણ ચાળીસ 'लोगस्स' કહીને ઉપરે આઠ શ્વાસનો નમસ્કાર મત્ર ગણવામા આવે છે, જેથી એક હજાર આઠ શ્વાસની સખ્યા પૂર્ણ થાય છે, પણ પાક્ષિક પ્રતિક્રમણમા ત્રણસો શ્વાસોચ્છ્વાસનુ પ્રમાણ કહ્યુ છે અને ચાતુર્માસિક પ્રતિક્રમણમા પાચસો શ્વાસોચ્છ્વાસનુ પ્રમાણ કહ્યુ છે અને તે પ્રમાણ નમસ્કાર-મત્ર ગણ્યા વિના જ પૂર્ણ થાય છે માટે તે બે પ્રતિક્રમણમા નમસ્કારમત્ર કહેવો નહિ

प्रश्न ५५ मो — ગ્રથિ (ગાઠ) સહિત પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણ) પાળવામા અઠ્ઠાવીસ ઉપવાસનુ ફળ થાય છે તે કેવી રીતે?

उत्तर — ગ્રથિસહિત પ્રત્યાખ્યાનનુ મહાન ફળ પ્રાપ્ત થાય છે. કહ્યુ છે કે,

"जे निञ्चमप्पत्ता गथि वधति गठिसहिअस्स ॥
सग्गापवग्गसुक्ख तेहिं निबद्ध सगट्ठिंमि ॥ १ ॥
भणिऊण नमुक्कार निञ्च विस्सरणवज्जिय धन्ना ॥
पारति गठिसहिअ गठि सह कम्मगठिहिं ॥ २ ॥
इय कुणए अप्पमाम सिवपुरस्सेच्छसि जइ मग्ग ॥
अणसणमरिम पुण्ण वयति एअस्स समयन्नु" ॥ ३ ॥

જેઓ નિત્ય અપ્રમાદી થઈને ગ્રથિસહિત પ્રત્યાખ્યાનની

ગ્રથિ બાંધે છે તેઓએ સ્વર્ગ તથા મોક્ષનુ સુખ બાંધ્યુ-સંપાદન કર્યું, એમ સમજવુ જે ભાગ્યશાળી મનુષ્યો નિત્ય વિસ્મરણ કર્યા વિના (ભૂલ્યા વિના) નમસ્કારમંત્ર ભણીને ગ્રથિસહિત પ્રત્યાખ્યાન પારે છે તેઓ કર્મની ગાંઠોને પણ છોડે છે-કર્મગ્રથિઓથી છુટી જાય છે માટે હે જીવ ! શિવપુરના માર્ગની જો તને ઇચ્છા હોય તો આ પચ્ચખ્ખાણ પાળવાનો તુ અભ્યાસ કર એ અભ્યાસ કરવાથી એક સમયમા અનશન જેટલુ પુણ્ય પ્રાપ્ત થાય છે રાત્રે ચાર પ્રકારના આહારના ત્યાગપૂર્વક તાબૂલ વગેરેનુ વ્યાપારણ તથા મુખશુદ્ધિકરણ વગેરે વિધિથી ગ્રથિસહિત પ્રત્યાખ્યાન પાળીને દિવસમા એકવાર ભોજન કરનાર મનુષ્યને દરેક મહિને ઓગણત્રીસ દિવસના ઉપવાસ કર્યાનુ ફળ મળે છે અને બે વાર ભોજન કરનારને નિર્જળ અઠ્ઠાવીસ ઉપવાસનુ ફળ મળે છે, એમ વૃદ્ધ પુરુષો કહે છે ભોજન, તાબૂલ તથ જળઆહાર વગેરેમા પ્રતિદિન બે બે ઘડીનો સમય થતો હોય તો મહિનામા ઓગણત્રીસ ઉપવાસનુ ફળ મળે છે અને જો ચાર ઘડીનો સમય થતો હોય તો અઠ્ઠાવીસ ઉપવાસનુ ફળ મળે છે પદ્મચરિત્રમા કહ્યુ છે —

' भुजइ अणंतरेण दुन्निओ वेलाओ जातिओगेण।
सो पावइ उववासा अठ्ठावीस तु मासेण ॥ १ ।
इक्क पिअ मुहुत्त परिवज्जइ जो चउविहाहार ।
मासेण तस्स जायइ उववासफल तु सुरलोए ॥ २ ।
दसवरिससहस्साउ भुजइ जो अण्णदेवया भत्तो ।

पलिओवमकोडी पुण होइ ठिइ जिणवरतवेण ॥ ३ ॥
एवं मुहुत्तवुड्ढि उववासे छट्ट अट्टमाइए ॥
जा कुणइ जहाथाम तस्स फल तारिस भणिय" ॥४॥

જે મનુષ્ય આતગવિના બન્ને વખત ગ્રથિ છોડીને ભોજન કરે છે—એટલે બે વખત ગ્રથિ પ્રત્યાખ્યાન પાગીને ભોજન કરે છે તે, એક મહિનામા અઠ્ઠાવીસ ઉપવાસના ફળને પામે છે જે મનુષ્ય એક મુહૂર્ત પણ ચારે પ્રકારના આહારનો ત્યાગ કરે છે તેને એક મહિનાના ઉપવાસનુ ફળ મળે છે અન્ય દેવોનો ભક્ત એવો પણ જે મનુષ્ય એ પ્રમાણે (ગ્રથિપ્રત્યાખ્યાન પાગીને) જે ભોજન કરે છે તો તેને દશ હજાર વર્ષની સ્થિતિ સ્વર્ગમા મળે છે, પણ જિનવરે કહેલા તપ પ્રમાણે જે પ્રત્યાખ્યાન પૂર્વક ભોજન કરે છે તેની એક કરોડ પલ્યોપમસુધીની સ્વર્ગમા સ્થિતિ થાય છે (જેમ પ્રથમ કહ્યુ કે જે મનુષ્ય એક મુહૂર્ત પણ ચઉવિહાહારનો ત્યાગ કરે છે તેને મહિને એક ઉપવાસનુ ફળ મળે છે તે પ્રમાણે) એક એક મુહૂર્તની વૃદ્ધિ કરીને જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે ચઉવિહાહારનો ત્યાગ કરે છે તેને મહિને છટ્ઠ—અટ્ઠમ—વગેરે કર્યાનુ ફળ મળે છે, એમ આગમોમા કહેવામા આવ્યુ છે" એ પ્રમાણે ગ્રથિપ્રત્યાખ્યાનનુ ફળ પણ સમજવુ

प्रश्न ५६ मो — દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાવત્સરિક—આ પાચ પ્રતિક્રમણો છે તે કયે કાળે કરવા?

उत्तर — આ પ્રતિક્રમણોનો સમય સામાન્યરીતે આ પ્રમાણે કહ્યો છે —

"अद्धनिवुड्ढे बिंबे सुत्त कट्टंति गीयत्था ॥
इय वयणपमाणेण देवसिआवस्सए कालो" ॥१॥

"સૂર્યનુ બિબ જ્યારે અર્ધું ડૂબી જાય ત્યારે ગીતાર્થ મહાત્માઓ (વદ્દિ-તુ) સૂત્રને (कट्टंति) કહે છે આ વચન પ્રમાણુથી દૈવસિક આવશ્યક (પ્રતિક્રમણ) નો સમય, સૂર્યનુ બિબ લગભગ અર્ધું અસ્ત પામે છે ત્યારનોજ છે" શ્રાદ્ધવિધિની વૃત્તિમા પણ કહ્યુ છે કે,

"आवस्सयस्स समए निद्दामुद्दवयति आयरया ॥
तह त कुणति जह दस–पडिलेहाणतरं सूरो ॥१॥

આચાર્યો, આવશ્યકના સમયે નિદ્રાનો ત્યાગ કરે છે અને તેવા પ્રકારે તે (પ્રતિક્રમણ) કરે છે કે, દશ ઉપકરણાદિનુ પડિલેહણ થયા પછી સૂર્યનો ઉદય થાય"

આ સામાન્ય નિયમનો આવો અપવાદ પણ છે કે, દૈવસિક પ્રતિક્રમણ દિવસના ત્રીજા પ્રહરથી આરભી છેક અર્ધી રાત્રિસુધી થઇ શકે છે, વળી યોગશાસ્ત્રની વૃત્તિમા તો એમ પણ કહ્યુ છે કે, દૈવસિક પ્રતિક્રમણ મધ્યાન્હથી આરભી છેક અર્ધી રાત્રિસુધી થઇ શકે છે અને રાત્રિનુ પ્રતિક્રમણ અર્ધારાત્રિથી આરભી મધ્યાન્હ-સુધી થઇ શકે છે કહ્યુ પણ છે કે,

"उग्घाडापोरिसि जा राइयमावस्सयस्स चुन्नीए ॥
ववहाराभिप्पाया भणंति पुण जाव पुरिमड्ढ ॥१॥

આવશ્યકની ચૂર્ણિના અભિપ્રાયે રાત્રિના પ્રતિક્રમણનો કાળ ઉગ્ઘાડાપોરિસી (પોણાપ્રહર) સુધીનો છે, પણ વ્યવહારના અભિપ્રાયે દિવસના પહેલા બે પ્રહરસુધીનો છે"

प्रश्न ५७ मो – જ્યારે કોઇ પૂર્વધર ક્ષપકશ્રેણીને પામે છે ત્યારે ધર્મધ્યાનનો આશ્રય લઇને પામે છે કે શુકલધ્યાનનો આશ્રય લઇને?

उतर — ક્ષપકશ્રેણીને પામેલો મનુષ્ય આઠ-વર્ષ ઉપરનો, અવિરત સમ્યગ્દૃષ્ટિ આદિ ચારમાંથી કોઇ ગુણસ્થાન વાળો, અત્યંત શુદ્ધ પરિણામ-વાળો તથા પ્રથમ સંઘયણવાળો હોય છે તેમાં અપ્રમત્ત ગુણઠાણા વાળો પૂર્વધર શુકલ ધ્યાનનો આશ્રય લઇને ક્ષપકશ્રેણીને પામે છે, ત્યારે કેટલાક ધર્મધ્યાનનો આશ્રય લઇને પણ ક્ષપકશ્રેણીને પામે છે, એમ કર્મગ્રંથની લઘુવૃત્તિમાં કહ્યુ છે વિશેષાવશ્યકની વૃત્તિમાં તો વળી એવો નિર્ણય જોવામાં આવે છે કે, અપ્રમાદી એવો પૂર્વધર શુકલ ધ્યાનનો પણ આશ્રય લઇને ક્ષપકશ્રેણીને પામે છે, પણ બાકીના અવિરત વગેરે તો ધર્મધ્યાનનો આશ્રય લઇનેજ ક્ષપકશ્રેણીને પામે છે

प्रश्न ५८ मो – આગમમાં સાંભળવામાં આવે છે કે, જિનપૂજાને અવસરે (રંગે) દૂધ તથા જળકળશ

પણ અતિ ઉજ્જવળ ધોયેલુ શ્વેતવસ્ત્રજ ધારણ કરવુ
જોઇએ, ત્યારે ચરિત્રાદિમા સભળાય છે કે, કુમારપાલ
રાજાએ બિ બેરાનગરથી સાતસો શાલપતિઓને (વસ્ત્રકારોને
પોતાના નગરમા બોલાવીને તેઓએ બનાવેલા, નવા
પટ્ટોલજાતિના રૂથી વણેલા રગબેરગી ધોતીયા ૧ હેર
જિનપૂજા કરી હતી આ વાત કેમ સભવે? વળી જિનપૂજા
સમયે કઇ દિશા શુભ-અશભ ફળ આપનારી ગણાય છે

उत्तर — નિશીથસૂત્ર આદિના અનુસારે કહ્યુ છે કે
પુરુષોએ બે વસ્ત્ર તથા સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર પહેર્યા વિન
પૂજા ન કરવી, અને તે વસ્ત્ર પણ મુખ્યત્વે કરી શ્વેત
ધારણ કરવા જોઇએ ઉદાયનરાજાની રાણી પ્રભાવતીએ
પણ ધોયેલુ શ્વતવસ્ત્રજ ધારણ કરીને જિનપૂજા કરી હતી
તેમજ શ્રાદ્ધદિનકૃત્યમા પણ કહ્યુ છે —सेअवत्थनिअसणाणि
પૂજામા શ્વેતવસ્ત્રજ હોવુ જોઇએ, છતા કદાચ ક્ષીરોદ
જેવુ (શ્વેત) વસ્ત્ર ન હોય તો સામાન્ય ધોયેલુ વસ્ત્ર પણ
ચાલી શકે હરિભદ્રસૂરી નવમા પૂજાષોડશકમા કહે છે
"सितशुभवस्त्रेण" ધોયેલુ પવિત્ર વસ્ત્ર હોવુ જોઇએ—અર્થાત
કોઇ સમયે ધોયેલુ શ્વેતવસ્ત્ર ન હોય તો ધોયેલુ લાલ પીળુ
વગેરે વસ્ત્ર પણ પૂજામા લઇ શકાય

વળી જિનપૂજનસમયે પૂર્વદિશાસન્મુખ રહીને અથવ
ઉત્તર દિશાસન્મુખ રહીને પણ જિનપૂજન કરવુ અ
વિષે ઉપાધ્યાય ઉમાસ્વાતીએ રચેલા પૂજાપ્રકરણમા કહ્યુ
છે કે —

"स्नान पूर्वमुखीभूय प्रतीच्यां दंतधावनम् ॥
उदीच्यां श्वेतवस्त्राणि पूजा पूर्वोत्तरामुखीम् ॥ १ ॥
गृहे प्रविशता वामभागे शल्यविवर्जिते ॥
देवतावसर कुर्यात् सार्धहस्तोर्ध्वभूमिके ॥ २ ॥
नीचैर्भूमिस्थित कुर्या--द्देवतावसर यदि ॥
नीचैर्नीचैस्ततो वश-मतनिश्च सदा भवेत् ॥ ३ ॥
पूजकः स्यादयथा पूर्वोत्तरयो ममुख मदा ॥
दक्षिणस्या दिशो वर्ज विदिग्वर्जनमेव हि ॥ ४ ॥
पश्चिमाभिमुख कुर्यात् पूजा जैनेन्द्रमूर्तये ॥
चतुर्थसततिच्छेदो दक्षिणस्यामसतति ॥ ५ ॥
आग्नेय्यां तु यदा पूजा धनहानिर्दिने दिने ॥
वायव्या सततिर्नैव नैर्ऋत्या च कुलक्षय ॥ ६ ॥
ऐशान्यां कुर्वता पूजा सस्थितिर्नैव जायते ॥
अंघ्रिजान्वसपूर्ध्नि च पूजा कुर्याद्यथाक्रमम् ॥ ७ ॥
श्रीचदन विना नैव पूजा कार्या कदाचन ॥
भाले कंठे हृदंभोजो-दरे तिलककारणम् ॥ ८ ॥
नवभिस्तिलकै पूजा करणीया निरतरम् ॥
प्रभाते प्रथम वासै कार्या पूजा विचक्षणै ॥ ९ ॥
अर्हतो दक्षिणे भागे दीपस्य विनिवेशनम् ॥
ध्यान तु दक्षिणे भागे चैत्याना वदन तथा ॥१०॥

સ્નાન પૂર્વદિશાતરફ મુખ રાખીને કરવુ, પશ્ચિમ તરફ મુખ રાખી દાતણ કરવુ, ઉત્તર દિશા તરફ મુખ રાખી શ્વેત વસ્રો ધારણ કરવા અને પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ રાખી પૂજા કરવી પોતાના ઘરમા પેસતાજ ડાબે ભાગે જે સ્થાન સર્વપ્રકારે નિર્વિઘ્ન હોય ત્યા દોઢ હાથ ઉંચી ભૂમિ ઉપર દેવતાવસર (ઘરદેરાસર) કરવુ, પણ જે મનુષ્ય નીચે ભૂમિ ઉપર જો દેવતાવસર કરે તો તેનો વશ તથા સતતિ પ્રતિદિન નીચી નીચી થતી જાય છે—સર્વ પ્રકારે અધપતિત થાય છે દેવપૂજન કરનારાએ પૂર્વ અથવા ઉત્તર દિશાતરફ મુખરાખી પૂજા કરવી, પણ દક્ષિણ દિશાનો તથા વિદિશાઓનો (એટલે ખુણાની દિશાઓનો) સદા ત્યાગ કરવો જે મનુષ્ય પશ્ચિમ દિશા તરફ મુખ રાખી જિનેન્દ્ર ભગવાનની પૂજા કરે છે તેની ચોથી સતતિનો નાશ થાય છે, અને દક્ષિણ દિશાતરફ મુખ રાખી પૂજન કરનારા મનુષ્યને બિલકુલ સતતિજ પ્રાપ્ત થતી નથી જો અગ્નિખૂણામા મુખ રાખી પૂજા કરવામા આવે છે તો ધનનો પ્રતિદિન નાશ થતો જાય છે, વાયુકોણમા પૂજા કરવાથી સતતિ થતી નથી, નૈઋત્યકોણમા પૂજા કરવાથી કુળનો ક્ષય થાય છે અને ઈશાનકોણમા પૂજા કરવાથી કોઈ પ્રકારની સ્થિતિ થતી નથી પૂજા કરનારાએ ભગવાનના બે પગ, ઢીંચણ, ખભ્ભા તથા મસ્તક ઉપર અનુક્રમે પૂજા કરવી પૂજામા શ્રીચદન (એટલે સુખડ) ખાસ હોવી જોઈએ તે વિના કદી પૂજા કરવી નહિ લલાટમા, કઠમા, હૃદયકમળમા તથા ઉદરમા ચદનના તિલક કરવા

એકંદર નવ તિલક કરીને ભગવાનની પૂજા કરવી પ્રભાતમાં પ્રથમ વાસક્ષેપથી ભગવાનની પૂજા કરવી પૂજન કર્તાવેળા ભગવાનની ડાબી બાજુએ દીવો મૂકવો તથા જમણી બાજુએ રહી ધ્યાન અને ચૈત્યવંદન કરવું. વળી.—

हस्तात्प्रस्खलित क्षितौ निपतित लग्नं क्वचित् पादयो।
यन्मूर्ध्नोर्ध्वगत धृतं कुवसनैर्नाभेरधो यद् धृतम् ॥
स्पृष्ट दुष्टजनैर्घनैरभिहत यद्दूषित कीटकै ॥
त्याज्यं तत्कुसुम दल फलमथो भक्तैर्जिनप्रीतये ॥१॥
नैकपुष्प द्विधा कुर्या–न्न छिंद्यात् कलिकामपि
चपकोत्पलभेदेन भवेद् दोषो विशेषत ॥ २ ॥
गन्धधूपाक्षतै स्रग्भि· प्रदीपैर्बलिवारिभि
प्रधानैश्च फलै पूजा विधेया श्रीजिनेशितु ॥ ३ ॥
शातौ श्वेत तथा पीत लाभे श्यामं पराजये ॥
मगलार्थे तथा रक्तं पचवर्ण च सिद्धये ॥ ४ ॥
पचामृत तथा शातौ दीप स्यात् मघृतैर्गुडै ॥
वन्हौ लवणनिक्षेप शात्यै तुष्ट्यै प्रशस्यते ॥५॥
खडिते सधिते छिन्ने रक्ते रौद्रे च वाससि ॥
दानपूजा तपो होम–सध्यादि निष्फल भवेत् ॥ ६ ॥
पद्मासनसमासीनो नासाग्रन्यस्तलोचन ॥
मौनी वस्त्रावृतास्योऽय पूजा कुर्याज्जिनेशितु ॥ ७ ॥

જે પુંપ પૃથ્વી ઉપર ખરી પડ્યુ હોય, કોઇ સ્થળે પગ સાથે અથડાયુ હોય, કોઇના મસ્તક ઉપર ચઢ્યુ હોય, ખરાબ વસ્ત્રમા ધારણ કર્યુ હોય, નાભિથી નીચેના ભાગમા ધારણ કર્યુ હોય, દુષ્ટ માણસના સ્પર્શમા આવ્યુ હોય, ઘણા સાથે અથડાયુ હોય અને કીડાઓએ ખાધેલુ હોય એવુ પુષ્પ કે ફળ જિનભક્તોએ જિન ભગવાનની પુજા માટે ત્યજી દેવુ એક પુંપના કદી બે ટુકડા કરવા નહિ, પુંપની કળી ચુટવી નહિ, ચપાનુ કે કમળનુ પુંપ ખાસ કરીને ચુટવુ નહિ, કેમકે, તેથી ઘણોજ દોષ લાગે છે, ચદન, ધૂપ, અક્ષત, પુષ્પમાળા દીવા, નૈવેદ્ય, જળ તથા મુખ્ય ફળ ધરીને શ્રી જિનભગવાનની પૂજા કરવી જો કોઇપ્રકારની શાતિ કરવી હોય તો શ્વેત પુષ્પ ચઢાવવુ, લાભ મેળવવો હોય તો પીળુ પુંપ ચઢાવવુ, કોઇનો પરાજય કરવો હોય તો શ્યામ પુષ્પ ચઢાવવુ, મગળને માટે લાલપુષ્પ ચઢાવવુ અને સિદ્ધિને માટે પાચવર્ણુ પુષ્પ ચઢાવવુ શાતિ કર્મમા પચામૃત હોવુ જોઇએ, ઘી તથા ગોળનીસાથે દીવો પણ હોવો જોઇએ અને શાતિ-તુષ્ટિમાટે અગ્નિમા લવણ નાખવુ તે પણ ઉત્તમ છે પૂજા વગેરે કરનાર મનુષ્યનુ વસ્ત્ર જો ખડિત હોય, સાંધેલુ હોય, તુટેલુ હોય, રગેલુ હોય કે ભયકર દેખાવનુ હોય તો દાન, પૂજા, તપ, હોમ તથા સધ્યા-વગેરે સર્વ કર્મ નિષ્ફળ થાય છે પૂજા કરતીવેળા પદ્માસને બેસીને, નાસિકાના અગ્રભાગે નેત્રસ્થાપીને, મૌનવ્રત ધારણ કરીને તથા વસ્ત્રથી મુખ ઢાકીને જિન ભગવાનની પૂજા કરવી

प्रश्न ५९ मो — સમવસરણ વગેરેમા પ્રભુની આગળ જેવીરીતે દેવાગનાઓએ નૃત્ય કર્યું હતુ તેવીરીતે આજના સમયમા જિનપ્રતિમાની આગળ સ્ત્રીઓ નૃત્ય કરે છે કે નહિ?

उत्तर — દ્રવ્ય, ક્ષેત્ર તથા કાળનો વિચાર કરી આજના સમયમા પણ જિનમદિરમા પ્રભુ આગળ શ્રાવિકાઓ નૃત્ય કરે છે તેમા મુખ્યત્વે કરીને પોતાના ઘરદેરાસરમાજ ગીત-નૃત્યાદિ કરવા જોઇએ જેમ ઉદાયન રાજાની પટ્ટરાણી પ્રભાવતીએ પોતાના ઘરદેરાસરમા પ્રભુની આગળ નૃત્ય વગેરે કર્યું હતુ તેમ આ વિષે નિશીથચૂર્ણિમા કહ્યુ છે —

"पभावई न्हाया कयकोउअमगला सुक्किल्लवासपरिहिआ जाव अट्ठमीचउद्दसीसु अ भत्तिपराएण सयमेव राउ नट्टोवयार करेइ, रायाबि तयाणुवित्तीए वाएइति"— રાણી પ્રભાવતી સ્નાન તથા કૌતુક-મગળ કરીને, તેમજ શ્વેતવસ્ત્ર ધારણ કરીને આઠમ તથા ચૌદશને દિવસે ભક્તિપૂર્વક પોતેજ નૃત્યોપચાર કરતી હતી. રાજા ઉદાયન પણ રાણીની તે ચિત્તવૃત્તિને અનુસરતો હતો"

प्रश्न ६० मो — મિથ્યાત્વનુ ઉત્કૃષ્ટ આતરૂ બે છાસઠ સાગરોપમ કઇક અધિક કહ્યુ છે, અને સમ્યકત્વની સ્થિતિ છાસઠ સાગરોપમથી કઇક અધિક કહેવામા આવી છે, આ રીતે મિથ્યાત્વનુ ઉત્કૃષ્ટ આતરૂ કેવીરીતે સંભવે?

उत्तर — મિથ્યાત્વનુ ઉત્કૃષ્ટ અતર બે છાસઠ સાગરોપમથી કઇક અધિક છે, તેની ભાવના આ પ્રમાણે છે—જ્યારે કોઇ મનુષ્ય સમ્યકત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુભવીને તે પછી એક અતર્મુહૂર્ત સુધી મિશ્ર ગુણ સ્થાનમા રહીને તે પછી ફરી છાસઠ સાગરોપમની સમ્યકત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ સમાપ્ત કરી મિથ્યાત્વને પામે છે ત્યારે પૂર્વોક્ત મિથ્યાત્વનુ આતરૂ સભવે છે

प्रश्न ६१ मो – ચેટક મહારાજાની સાત પુત્રીઓ હતી તેમાથી ચિલ્લણાનુ શ્રેણિક રાજાએ જ્યારે હરણ કર્યું ત્યારે સુજ્યેષ્ઠા અને ચિલ્લણા–બન્ને કુમારીઓ હતી ત્યારે બાકીની કન્યાઓને તેણે કયા પરણાવી હતી?

उत्तर — શ્રેણિક રાજાએ જ્યારે ચિલ્લણાનુ હરણ કર્યું ત્યાર તેની પહેલાની પાચ કન્યાઓને ચેટક રાજાએ પરણાવી હતી, પણ છેલ્લી બે કુમારી હતી કહ્યુ છે કે,

"पुत्रिका सप्त तस्यासन् प्रभावती¹ मृगावती² ॥
पद्मावती³ शिवा⁴ ज्येष्ठा⁵ सुज्येष्ठा⁶ चिल्लणेति⁷ च ॥१॥
प्रभावती वीतभये दत्तोदायनभूभुज ॥
पद्मावती च चपाया दधिवाहनभूपते ॥ २ ॥
मृगावती च कौशाम्ब्या शतानीकमहीपते ॥
उज्जयिन्यां शिवा देवी प्रद्योताख्यक्षमाभृत ॥३॥

कुडग्रामे पुनर्ज्येष्ठा नदिवर्द्धनभूभृत ॥
सुज्येष्ठा चेल्लणाचेति कुमार्यौ द्वे च तिष्ठत ॥ ४ ॥

ચેટક રાજાને સાત પુત્રીઓ હતી તેઓના નામ — પ્રભાવતી[1], મૃગાવતી[2], પદ્માવતી[3], શિવા[4], જ્યેષ્ઠા[5], સુજ્યેષ્ઠા[6], અને ચિલ્લણા[7] આમાની પ્રભાવતીને વીતભય નગરના ઉદાયન રાજાને પરણાવી હતી, પદ્માવતીને ચપા નગરીના દધિવાહન રાજાને આપી હતી, મૃગાવતીને કૌશાબી નગરીના શતાનીક રાજાને આપી હતી, શિવા દેવીને ઉજ્જયિની નગરીના પ્રદ્યોત રાજાને પરણાવી હતી અને જ્યેષ્ઠાને કુડગ્રામના રાજા નદિવર્ધનને આપી હતી આ રીતે પાચ કન્યાઓના વિવાહ થયા હતા ત્યારે સુજ્યેષ્ઠા તથા ચિલ્લણા-બન્ને કુમારીઓ હતી" આવશ્યકની નિર્યુક્તિમા પણ કહ્યુ છે —

"इओ य वेसालीए चेडओ हेहयकुलसभूओ, तस्स देवीण अन्नमन्नाण सत्तधूआओ, त जहा — पभावई, पउमावई, मिगावई, सिवा, जिट्ठा, सुजेट्ठा, चेल्लणेत्ति, सो चेडओ सावगो परविवाहकरणस्स पच्चक्खाय धूआओ न कस्सइ देइ, ताओ मातिस्सगाहिं रायाण पुच्छित्ता, अन्नेसिं इच्छियाण सरिसाण देंति, पभावई वीइभये नयरे

दिन्ना पउमावई चंपाए दहिवाहणस्स, मिगावइ सयाणियस्स, सिवा उज्जेणीए पज्जोयणस्स, जेट्ठा कुडगामे वद्धमाणसामिस्स जेट्ठस्स नंदिवद्धणस्स दिन्ना, सुजेट्ठाचेल्लणा दो कन्नाओ अन्नत्ति"

વૈશાલી નગરીમા હૈહયકુળનો ચેટક રાજા થઇ ગયો તેને જૂદીજૂદી રાણીઓની સાત પુત્રીઓ હતી તેઓનાં નામ આ પ્રમાણે — પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા, જ્યેષ્ઠા, સુજ્યેષ્ઠા અને ચિલ્લણા રાજા ચેટક શ્રાવક હતો, જેથી કોઇના પણ વિવાહ કરવો નહિ, આવો સકલ્પ કરી કોઇને પણ પુત્રીઓ આપતો ન હતો પછીથી તે કન્યાઓની માતાઓએ રાજાને પૂછી પોતાની કન્યાઓની ઇચ્છાનુસાર યોગ્ય પાત્ર રાજાઓને પોતાની કન્યાઓ આપી હતી તે આ પ્રમાણે — વીતભયનગરના ઉદાયન રાજાને પ્રભાવતી કન્યા આપી, ચપા નગરીના દધિવાહનને પદ્માવતી આપી, કૌશાબી નગરીના શતાનીક રાજાને મૃગાવતી આપી, ઉજ્જયિનીના પ્રદ્યોતન રાજાને શિવાદેવી આપી અને કુડગ્રામના વર્ધમાન સ્વામીના મોટાભાઇ નદિવર્ધનને જ્યેષ્ઠા આપી તે સમયે સુજ્યેષ્ઠા તથા ચેલ્લણા કુવારી હતી

प्रश्न ६२ मो — શ્રી પ્રદ્યુમ્નસૂરિએ કરેલા વિચારસાર પ્રકરણમા કહ્યું છે કે,—

चेइअदव्व दुविह पूआनिम्मलभेअओ इत्थ ॥
आयाणाइदव्व पूआरित्थ मुणेअव्वम् ॥ १ ॥

अक्कयफलवलिमत्थाइ सतिअ ज पुणो दविणजायम् ॥
त निम्मलं वुच्चइ जिणगिहकम्ममि उ चउगो ॥ २॥

'ચૈત્યદ્રવ્ય બે પ્રકારનુ છે એક તો પૂજાદ્રવ્ય તથા બીજુ નિર્માલ્યદ્રવ્ય. તેમા આયાણાઇ ( પૂજાનિમિત્તે આવકના ) દ્રવ્યને પૂજાદ્રવ્ય કહે છે. અને અક્ષત, ફળ, નૈવેદ્ય તથા વસ્ત્ર વગેરે જે દ્રવ્ય જિનપ્રતિમા આગળ મૂક્યુ હોય-ધર્યુ હોય તેને નિર્માલ્યદ્રવ્ય કહે છે" આ રીતે આ ગ્રંથમા જિનપ્રતિમા આગળ ધરેલા અક્ષત વગેરે દ્રવ્યને નિર્માલ્ય કહ્યા છે, છતા હાલના સમયમા તેવી પ્રવૃત્તિ જોવામા આવતી નથી-એટલે તે અક્ષતાદિ દ્રવ્યને નિર્માલ્યરૂપે માનવામા આવતા નથી તેનું શું કારણ?

उत्तर — પ્રદ્યુમ્નસૂરિએ કહેલા વિચારસાર પ્રકરણના કથન વિના બીજે કોઇ પણ સ્થળે આગમમા અક્ષતાદિ દ્રવ્યને નિર્માલ્ય કહ્યુ નથી નિર્માલ્યદ્રવ્ય તો બૃહદ્ભાષ્ય ગ્રંથમા એને કહ્યુ છે કે—

'निम्मल पि न एव भन्नइ निम्मललक्खणा भावा ॥
भोगविणठ्ठ दव्व निम्मल विंति गीयत्था ॥ १॥
इत्तो चेव जिणाण पुणरवि आरोवणंति जहा वत्था ॥
हरिणाईण जुगलिअ कुकुममलिअमाईण" ॥ २॥

જેમા નિર્માલ્ય (નિરૂપયોગી) ના લક્ષણનો અભાવ હોય તેને નિર્માલ્યદ્રવ્ય કહ્યુ નથી, પણ જે દ્રવ્ય ભોગ-

उत्तर — वैताढ्य पर्वतनु उघाडेलु गुफाद्वार तथा तेमा आळखेला मडळो एे चक्रवर्तीना राज्यसुधीज रहे छे पण ए चक्रवर्ती मरण पामे छे एटले ते सर्व उपराम पामे छे—अदृश्य थइ जाय छे, एम प्रवचन-सारोद्धारनी वृत्तिमा कह्यु छे त्रिषष्टिशलाकामा आवेला अजित जिन भगवानना चरित्रनो पण आवोज अभिप्राय छे के —

" उद्घाटितं गुहाद्वारं गुहांतर्मंडलानि च ॥
तावत्तान्यवतिष्ठंति यावज्जीवति चक्रभृत् ॥ ६ ॥

वैताढ्य पर्वतनु उघाडेलु गुहाद्वार तथा ते गुफामाना मडळो, ज्या सुधी चक्रवर्ती जीवे छे त्या सुधीज रहे छे आमा सत्य शु, ते तो सीमधर भगवान जाणे

प्रश्न ६४ मो —आजकालना समयमा पण साडीओ वगेरे वस्त्रोने जेना वडे रगवामा आवे छे ते पदार्थ एक जातिना कीडाओना शरीर होय छे, ते कीडाओ अमुक देशोमा उत्पन्न थाय छे वळी केटलाक कहे छे के अमुक कोइ देशमा मीठा फळ-फुल तथा पादडावाळा एक प्रकारना वनवृक्षो उगे छे अने ते वृक्षोमा बे इन्द्रिय अथवा त्रण इन्द्रियवाळा ते कीडाओ उत्पन्न थाय छे ते कीडाओ रसनेन्द्रियने वश थइ पेला वृक्षोनी शाखाओ, पादडा तथा फळ फुलमा वळगी रहे छे अने तेओने निर्दय मनुष्यो तपावेला वासणमा नाखी मरण

પમાડી (રંગ માટે) અહીં લાવે છે આ વાત સત્ય છે કે નહિ?

उत्तर — જેઓએ એ દેશ જોયા નથી અને સત્ય વસ્તુ જાણી નથી તેવા અજ્ઞાની મનુષ્યો સામાન્ય લોક કહેવતને અનુસરી જે કંઇ બોલે તેને વિદ્વાનો કેમ માને? માટે જેવો આગમ અને તેના ઉપરનો જેવો વિશ્વાસ ન પ્રમાણેજ તેના વચન ઉપરનો વિશ્વાસ રાખી શકાય, તો પણ કૃમિરંગને ( લાલ રંગને ) ઉત્પન્ન કરનારા કીડાઓ, મનુષ્યના રુધિરમાંથી ઉત્પન્ન થાય છે, એમ શ્રી શાંતિનાથ ચરિત્રમાં કહ્યું છે —

' रक्तमाकृष्यते तत्र मनुष्याणां शरीरतः ॥
क्षिप्यते तच्च कुंडेषु जायते तत्र जंतवः ॥ १ ॥
कृमिरागो भवेत्तेभ्यो रज्यते तेन चीवरम् ॥
रक्षाऽपि रक्तवर्णा स्यात् तस्मिन् दग्धे कृशानुना" ॥ २ ॥

મનુષ્યોના શરીરમાંથી લોહી ખેંચી કાઢીને કુંડાઓમાં નખાય છે અને તેમાં જે કીડાઓ ઉત્પન્ન થાય છે તેમાંથી લાલ રંગ બને છે તેના વડે વસ્ત્ર રંગાય છે એટલુંજ નહિ પણ તેને બાળતાં તેની જે રાખ થાય છે તે પણ લાલ વર્ણવાળી હોય છે " ઇત્યાદિ

प्रश्न ६५ मो — ૪૭ માં પ્રશ્નોત્તરમાં કહેવાઈ ગયું છે કે યુગલીયાઓના મૃતશરીરને ઉપાડી ભારંડ વગેરે પક્ષીઓ સમુદ્રમાં ફેંકી દે છે, પરંતુ આ ભરતક્ષેત્ર વિષે પહેલા આરા વગેરેમાં અથવા બીજા કોઇ ક્ષેત્ર વિષે

પણ ભારડ પક્ષીઓના શરીરો ઉત્કૃષ્ટ 'ધનુ'પૃથક્ત્વ (બે થી નવ 'ધનુ') માપના હોય છે, તો પછી તે પક્ષીઓ ત્રણ કોશ પ્રમાણના યુગલિકશરીરોને કેવી રીતે ઉપાડી શકે ?

उत्तर — લોકપ્રકાશ ગ્રંથના અનુસારે 'ધનુઃ-પૃથક્ત્વ' એ શબ્દમાના 'પૃથક્ત્વ' શબ્દથી ભારડ પક્ષીઓનુ દેહપ્રમાણ તેથી વધારે પણ સભવે છે તે ગ્રંથમા કહ્યુ છે —

ननूत्कर्षादपि धनु-पृथक्त्वाङ्गैः पतत्रिभिः ॥
तेषां त्रिक्रोशमानानां वहनं सम्भवेत् कथम्"॥ १ ॥

એ કદાચ ભારડ પક્ષીઓના શરીરો ઉત્કૃષ્ટ ધનુ પૃથક્ત્વ માપનાજ હોય તો, તેઓ યુગલિક મનુષ્યોના મૃતશરીરોને ઉપાડી કેમ શકે ? – ઉપાડીને સમુદ્રમા કેમ ફેકી શકે ? '

ગ્રથમ એ પ્રમાણે શકા કરીને તેના સમાધાનમ કહ્યુ છે:—

' खगागमाने यत्प्रोक्त पृथक्त्वं धनुषां श्रुते ॥
तत्रैक्ततत्रचनं जातौ यथा व्रीहि सुभक्षितं ॥२॥
ततो धनु पृथक्त्वानां बहुत्वमपि सम्भवेत् ॥
विहगानां देहमाने नादकालाद्यपेक्षया" ॥ ३ ॥

ततश्च—

भूयो धनु पृथक्त्वाङ्गैर्नरहस्त्याद्यपेक्षया ॥
सुग्रहानि तदङ्गानि खगैराद्यारकादिषु" ॥ ४ ॥

ભારંડ પક્ષીઓના શરીરપ્રમાણ વિષે શાસ્ત્રમાં 'ધનુ પૃથક્ત્વ કહ્યુ છે તે સ્થળે ' धनु पृथक्त्व ' એવુ જે એક વચન દર્શાવેલુ છે તે જાતિપરત્વે દર્શાવેલુ છે, તેથી કેવળ એકજ 'ધનુ પૃથક્ત્વ એવો અર્થ કરવાનો નથી પણ એકથી વધારે ધનુ પૃથક્ત્વ—એવો અર્થજ સંભવિત છે જેમ ' व्रीहि सुभक्षित. ' એ વાકયમાં ' व्रीहि ' ડાંગર એવો એકવચનનિર્દેશ કરેલો છે છતા એકથી વધારે—જેટલી ખાઈ શકાય તેટલી ડાંગરનુ ભક્ષણજ સંભવિત છે કેમકે, ડાંગરના એકજ કણનુ ' सुभक्षित ' સારી રીતે ભક્ષણ—પેટ પૂરતુ ખાવુ—એ ઉત્તરશબ્દાર્થ જોડે સબંધ ઘટી શકતો નથી માટે અહીં પણ મનુષ્ય – હાથી – વગેરેની અપેક્ષાએ એકથી વધારે ધનુ પૃથક્ત્વના દેહપ્રમાણવાળા ભારંડ પક્ષીઓ —એવો અર્થ કરવાથી સંભવે છે કે, તેઓ પહેલા આરા વગેરેના સમયમા યુગલિકના મૃતશરીરોને ઉચકીને સુખેથી સમુદ્રમા ફેંકી શકે છે " આ રીતે લોકપ્રકાશગ્રંથકારે ' धनु पृथक्त्व ' એ એકવચનને બહુવચન તરીકે જેમ દર્શાવ્યુ છે તેમ શ્રી મલયગિરિ મહારાજે પણ બૃહત્સંગ્રહણીની વૃત્તિમા મૂળસૂત્રના એક-વચનનિર્દેશને બહુવચનરૂપે દર્શાવ્યો છે અગાઉની

તે ગાથા આ પ્રમાણે છે.—

दसवाससहस्साइ समयाइ जाव सागर ऊण ॥
दिवसमुहुत्तपुहुत्ता आहारुस्साससेसाण " ॥ १ ॥

આ ગાથાના વ્યાખ્યાનમા 'सागर ऊन' એ એકવચનને 'सागराणि ऊनानि' એમ બહુવચન તરીકે દર્શાવ્યુ છે, જેથી અહીં પણ 'धनु पृथक्त्व' એ એકવચનને બહુવચન તરીકે સમજી લેવુ આના સબધમા વિશેષ સ્પષ્ટીકરણ ઉપાધ્યાય શ્રી શાતિચદ્રકૃત જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિમા કરેલુ છે અથવા ભારડ પક્ષીઓ મોટા મોટા હાથીઓને ઉચકી જાય છે એ વાત જો લોકપ્રસિદ્ધ છે તો તેઓ યુગલિકના શરીરને પણ ઉચકી જાય એ સભવે છે

**प्रश्न ६६ मो** — અસખ્ય વર્ષોના જીવનવાળા યુગલિક મનુષ્યોમા કોઇને સમ્યકત્વ પ્રાપ્ત થાય છે કે નહિ? જો પ્રાપ્ત થાય છે, તો કયા પ્રકારનુ સમ્યકત્વ પ્રાપ્ત થાય છે? ક્ષાયિક, ક્ષયોપશમિક કે ઉપશમિક?

**उत्तर** — અસખ્ય વર્ષના આયુષવાળા યુગલિકોમા કેટલાક મનુષ્યો સમ્યકત્વ ગ્રહણ કરવામા પણ યોગ્ય થાય છે, એમ જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિના વચનથી જણાય છે તેમજ પ્રજ્ઞાપનાની વિશેષપદવૃત્તિના મનુષ્યસૂત્રાધિકારમા કહેવામા આવ્યુ છે કે, 'दो नाणा दो अन्नाणा' 'બે જ્ઞાન તથા બે અજ્ઞાન' એટલે ઉત્કૃષ્ટ સ્થિતિવાળા

(યુગલિક) મનુષ્યો, ત્રણ પલ્યોપમ આયુષ્યવાળા હોય છે તેઓને પ્રથમ તો નિયમે કરી બે અજ્ઞાનજ હોય છે, પણ જ્યારે તેઓનુ આયુષ છ મહિના બાકી રહે છે અને તેઓ વૈમાનિક દેવોમા આયુષ બાંધે છે ત્યારે તેઓને સમ્યક્ત્વનો લાભ થાય છે અને તેથી તેઓને બે જ્ઞાન પ્રાપ્ત થાય છે, પરંતુ જેઓનુ આયુષ અસખ્ય વર્ષનુ હોય છે તેઓને અવધિજ્ઞાન તથા વિભગજ્ઞાન થતા નથી વળી આવશ્યક ઉપરની મલયગિરિની વૃત્તિમા એમ કહ્યુ છે કે, તેમા ઉત્સર્પિણી તથા અવસર્પિણીમા પ્રત્યેક છએ પ્રકારના કાળવિભાગમા સમ્યક્ત્વની તથા શ્રુતજ્ઞાનની—બન્નેની પ્રાપ્તિ સભવે છે આ બન્નેની પ્રાપ્તિ પણ સુષમ-દુ ષમા વગેરે કાળના જેનુ આયુષ્ય દેશ ન્યૂન એવી એક પૂર્વ કોડી (ટી) નુ બાકી રહે છે તેનેજ થાય છે, નહિ કે જેનુ આયુષ્ય તેના કરતા અધિક બાકી હોય તેને' આ રીતે આ વિષયમા ત્રણ મત છે તેમા સત્ય શુ ? એ તો શ્રીમધર ભગવાન જાણે

અસખ્ય આયુષવાળા તિર્યંચોમા જન્મથીજ સમ્યક્ત્વ સભવે છે છઠ્ઠા કર્મગ્રંથની વૃત્તિમા કહ્યુ છે કે — ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવ, સખ્યાતા વર્ષના આયુષવાળા તિર્યંચોમા ઉત્પન્ન થતો નથી પણ અસખ્યાતા વર્ષના આયુષવાળા તિર્યંચોમા ઉત્પન્ન થાય છે. તેમજ યુગલિક મનુષ્યોમા તે ભવની અપેક્ષાએ (કોઇ) ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે અને પરભવની નિશ્રાએ (આધારે

યિક સમ્યકત્વને પણ પામે છે વળી જે જીવે યુગલિકનુ યુપ બાન્ધ્યુ હોય તે ક્ષયોપશમનો ત્યાગ કરી મિથ્યાત્વી ને યુગલિક મનુષ્યોમા ઉત્પન્ન થાય છે, જેથી પરભવા- ત ક્ષયોપશમ સમ્યકત્વને પામતોજ નથી, આવો ગ્રંથનો મત છે કેટલાક સિદ્ધાતવેત્તાઓ વળી કહે છે યુગલિકના આયુપને બાધનારા કેટલાક જીવો ક્ષયો- મ સમ્યકત્વને પ્રાપ્ત કરીને પણ યુગલિકમા ઉત્પન્ન ય છે યુગલિક તિર્યંચોના સબધમા પણ એમજ હોય આ વિષયમા વિશેષ જાણવાની જેઓને ઇચ્છા હોય ઓએ પ્રવચનસારોદ્ધારના એકસો ઓગણપચાસમા ની વૃત્તિમા જોઇ લેવુ

**પ્રશ્ન ૬૭ મો** — ઉપદેશ રત્નાકરમા કહ્યુ છે — ગલિક મનુષ્યો નીરોગી અવસ્થામાજ પોતાનુ આયુપ ર્ણ કરી અતે છીંક ખાઈને કે બગાસુ ખાઇનેજ રણ પામે છે અને દેવલોકમા પોતાના (ભોગવેલા) વ સમાન આયુષનાળા અથવા એથી કઇ અલ્પ આયુપવાળા દેવ થાય છે તેમજ જબુદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિમા કહ્યુ છે કે, આ અવસર્પિણીના પહેલા આરામા રત વગેરે ક્ષેત્રો વિષે યુગલિક મનુષ્યોની ઉચ્ચાઇ, સ્થિતિ, શરીર, બળ, વીર્ય તથા આયુપ વગેરેના પર્યવો હોય છે તેમાથી અનુક્રમે ઓછા ઓછા થતા અનત ગુણની હાનિ થાય છે આ સ્થળે અનતગુણ શબ્દ માહેનો ગુણ શબ્દ, ભાગશબ્દનો પર્યાય છે—અર્થાત્ પ્રત્યેક સમયે પર્યવોના અનત ભાગની હાનિ થાય છે, એમ અનુયોગ

રની વૃત્તિમા કહ્યુ છે, ત્યારે ત્રીજા આરાની અંતે
ખ્યાતા વર્ષના આયુષવાળા યુગલિક મનુષ્યો મરણ
પામીને સ્વર્ગમા જાય છે કે કોઇ બીજે સ્થળે જાય છે?
ગલિકક્ષેત્રમા ઉત્પન્ન થયેલા તિર્યંચો પણ મરણ પામીને
યા જાય છે?

उत्तर — યુગલિક મનુષ્યો ત્રીજા આરાની અંતે
અનુક્રમે કાળની હાનિને લીધે અલ્પ આયુષવાળા થાય
છે, જેથી તેઓ ચારે ગતિઓમા જાય છે લોકપ્રકાશમા
હ્યુ છે —

कालक्रमेण पर्यंते हीयमानोच्चतायुषः ॥
अल्पातराशना प्रेम- रागद्वेषस्मयान्विताः ॥ १ ॥
प्राक्तनाऽपेक्षया भूरि- कालपालितबालकाः ॥
यथार्हं यांति गतिषु चतसृष्वपि ते मताः" ॥ २ ॥

ઠવે—એટલે ત્રીજા આરાની અંતે કાળના ક્રમથી
જેઓના ઉત્કૃષ્ટ આયુષ અતિ હીન થયેલા હોય છે
અને તેથી જ જેઓ અલ્પ આંતરે આહાર કરનારા હોય
છે, તેમજ જેઓવિષે દ્વેષ, રાગ, પ્રેમ તથા ગર્વ અધિક
થઇ પડયો હોય છે અને પૂર્વની અપેક્ષાએ ઘણા કાળ
સુધી જેઓને બાળકોનુ પાલન કરવુ પડે છે—એવા તે
યુગલિક મનુષ્યો, જેની જેની યોગ્યતા—તે પ્રમાણે—મરણ
પામીને—ચારે ગતિઓમા જાય છે" તેમજ ત્યાના
તિર્યંચો કયે સ્થળે ઉત્પન્ન થાય છે, તે વિષે પણ કહ્યુ

કે, પહેલા આનામા કે બીજા–ત્રીજા આરામા તેવાજ ગુણવાળા યુગલિક તિર્યંચો પણ કાળના પ્રભાવથી આયુષને પૂર્ણ કરી ઉધરસ કે બગાસુ– વગેરેથી મરણ પામી દેવલોકમા જાય છે આના સબધમા રહસ્ય એ છે કે, તિર્યંચોમા જેઓ સજ્ઞિ, પક્ષી તથા ચોપગા યુગલિક તિર્યંચો હોય છે તેઓનુજ આયુષ અસખ્ય વર્ષનુ હોય છે અને તેઓજ નિયમે કરી સ્વર્ગના જાય છે આગમ પણ કહે છે —

"नरतिरिअमसजीना सव्वे नियमेण जति देवेसु"

યુગલિક મનુષ્યો તથા તિર્યંચોમા જેઓ અસખ્યાતા આયુષવાળા હોય છે તેઓ સર્વે નિયમપૂર્વક દેવજાતિઓમા જઇ શકે છે, પણ જેઓનુ આયુષ ઉત્કૃષ્ટ એક પૂર્વકોટીનુ હોય છે તેઓનુ યુગલિકપણુ હોતુ નથી, તેમ તેઓ સ્વર્ગમા પણ જઇ શકતા નથી સગ્રહણીનુ આવુ વચન છે કે —

'गप्भमूअजलयरो–भयगप्भोरगपुव्वकोडी उक्कोमा ॥
गप्भचउप्पयपक्खिसु तिपलियपलिया असखमो ॥१॥
तथा–
ममुच्छिमपणिंदियथलखयरा उरगभूयगजिट्ठठिपिक्कमसो
वाससहस्मा चुलसीवि सत्तरितिपन्नगायाला" ॥२॥

—ગર્ભજ ભુજસર્પ, જલચર તથા ગર્ભજ ઉરસર્પ —આ સર્વેનુ આયુષ ઉત્કૃષ્ટ એક પૂર્વ કોટી ( કરોડ )

વર્ષનું હોય છે, પણ ગર્ભજ ચોપગા પ્રાણી તથા પક્ષીઓનું આયુષ અનુક્રમે ત્રણ પલ્યોપમ તથા પલ્યોપમના અસખ્યાતા ભાગ જેટલા વર્ષનું હોય છે વળી તેજ પ્રમાણે—સમૂર્છિમ અને પચેન્દ્રિય એવા સ્થલચર, ખેચર, ઉરસર્પ તથા ભુજસર્પ—આ ચાર પ્રાણીની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુક્રમે ચોરાશી હજાર વર્ષની, સિત્તેર હજાર વર્ષની, ત્રેપન્ન હજાર વર્ષની તથા બેતાલીસ હજાર વર્ષની હોય છે

આ વચન પ્રમાણે જેઓનું ઉત્કૃષ્ટ આયુષ એક પૂર્વકોટી સુધીનું હોય છે તેઓ યુગલિક હોઇ શકતા નથી, કેમકે તેમનું આયુષ અમુક સખ્યાતુ હોય છે, એમ અમે માનીએ છીએ વળી સખ્યાતા આયુષવાળા પચેન્દ્રિયોમા પણ જેઓ નપુંસક હોય છે તેઓનામા યુગલિકપણુ શ્રદ્ધાસ્પદ નથી, એટલુંજ નહિ પણ તેઓનું નપુંસકપણુ પણ દુર્નિવાર છે આગમનુ વચન પણ છે કે —

'गब्भनरतिरियसखाउआतिवेया' ગર્ભજ મનુષ્યો, તિર્યચો તથા સખ્યાતા આયુષવાળા પચેન્દ્રિયો નર, સ્ત્રી તથા નપુંસક—એમ ત્રણ વેદવાળા હોય છે 'કાળસપ્તતિકા નામના ગ્રથમા તો વળી એમ કહ્યુ છે કે —

'अनि मव्वजीवजुअला नियममहीणाउ सुरगइ तहा॥
थोरकसाया नवरं मच्छोग्यथलयराउमिण ॥ १ ॥

मणुआउसमगयाइ चउरंसहयादजाय अदंसा ॥
गोमहिसुट्ट खराइयाणं ममाणाइदमममंसा ॥ २ ॥
उरभुअगपुव्वकोडी पलियासख सवेयपदमारे" ॥ इत्यादि

—જેઓ અલ્પક ાયવાળા હોય છે તેવા સર્વ યુગલિક પ્રાણીઓ સ્વર્ગગતિમા જઇ શકે છે, ભલે પછી તેઓ ઓછા, વ ાતા અથવા સમાન આયુપવાળા હોય ' વળી સર્વ ઉરસર્પ તથા સ્થલચરના આયુપસમાન મનુષ્યનુ આયુપ હોય છે ॥ ૧ ॥

મનુષ્યના આયુપસમાન હાથીઓનુ આયુપ હોય છે, હાથીના આયુપનો ચતુર્થાશ ઘોડાઓનુ આયુપ હોય છે, ઘોડાઓના આયુપનો અષ્ટમાશ બકરાઓનુ આયુપ હોય છે, ગાય, ભેસ, ઉટ તથા ગધેડાઓનુ આ ુપ બકરાઓના આયુપના પચમાશ જેટલુ હોય છે અને સમલા વગેરે પ્રાણીનુ આયુપ ગાય, ભેસ વગેરે પ્રાણીના આયુપના દશમાશ જેટલુ હોય છે ઉરસર્પ તથા ભુજ-સર્પનુ આયુપ એક પૂર્વકાટિનુ હોય છે.

**प्रश्न ६८ मो** – જેમ બાદર એવા પાચ સ્થાવરોમા એક એક પ્રત્યે એક એક પર્યાપ્ત જીવને આધારે અસખ્ય અપર્યાપ્ત જીવો હોય છે, એમ સાભળવામા આવે છે તેમ, સાધારણ એવા બાદર વનસ્પતિના સબધમા પણ સમજવુ કે એથી ઉલટી રીતે ? અર્થાત્ પાચ-બાદર સ્થાવરોમા જેમ એક એક પર્યાપ્તને આધારે અસખ્ય

પર્યાપ્ત જીવો હોય છે તેજ પ્રમાણે સાધારણ-બાદર વનસ્પતિમા હોય છે કે તેમા કઈ ફેરફાર હોય છે ?

उत्तर — કોઇ કોઇ બીજા ગ્રંથોમા સાધારણ-બાદર વનસ્પતિના સબ'ધમા આવી ભિન્નતા પણ જોવામા આવે છે જેમકે —

'पृथ्व्यादिषु चतुर्ष्वेक-पर्याप्तनिश्रया मता ॥
असंख्येया अपर्याप्ता जीवा वनस्पते पुन ॥१॥
पर्याप्तकस्यैकैकस्या-ऽपर्याप्तनिश्रया स्मृता ॥
असंख्येयाश्च संख्येया अनंता अपि कुत्रचित्॥२॥
तत्र-संख्यासंख्यास्तु पर्याप्त-प्रत्येकतरुनिश्रया ॥
अनंता एव पर्याप्त-साधारणवनाश्रिता ॥३॥

—પૃથ્વી આદિ ચાર બાદર સ્થાવરોમા એક એક પર્યાપ્તને આધારે અસખ્ય અપર્યાપ્ત જીવો માનવામા આવ્યા છે, પણ વનસ્પતિના સબધમા એક એક પર્યાપ્તને આધારે તથા અપર્યાપ્તને આધારે અસખ્યાતા, સખ્યાતા તથા કોઇ સ્થળે અનતા પણ હોય છે તેમા પર્યાપ્ત-પ્રત્યેક વનસ્પતિને આધારે અસખ્યાતા તથા સખ્યાતા હોય છે અને પર્યાપ્ત-સાધારણ વનસ્પતિને આધારે અનતાજ જીવો હોય છે," ઇત્યાદિ લોકપ્રકાશમા કહેવાના આવ્યુ છે આચારાગની વૃત્તિમા પણ કહેવામા આવ્યુ છે કે, સૂક્ષ્મ પૃથ્વી આદિમા એક એક

અપર્યાપ્તને આધારે અસખ્ય પર્યાપ્ત જીવો કહેવામા આવ્યા છે

प्रश्न ६९ मो –

"असण्णिसरिसिवपक्खिसिंहउरगत्थी जति जा छट्टीं"

અસજ્ઞી, ભુજપરિસર્પ, પક્ષી, સિહ, સર્પ, અને સ્ત્રી—આ છ જાતિઓ અનુક્રમે છઠ્ઠી નરકભૂમિ સુધીના નરકાયુષને બાધે છે–એટલે અસજ્ઞી પહેલી નરકભૂમિ સુધી ભુજપરિસર્પ બીજી નરકભૂમિ સુધી, પક્ષી ત્રીજી નરકભૂમિ સુધી, સિહ ચોથી નરકભૂમિ સુધી, સર્પ પાચમી નરકભૂમિ સુધી અને સ્ત્રી છઠ્ઠી નરકભૂમિ સુધી નરકાયુષ બાધે છે" આમા ગર્ભવિની સ્ત્રી જાતિ, વિષયાસક્ત ચિત્તવાળી હોવાથી અથવા નિર્દય અને કલેશયુક્ત મનવાળી હોવાથી જો નરકનુ આયુષ બાધે છે તો છઠ્ઠી નરકભુમિ સુધી બાધે છે; પણ સાતમી નરકભુમિ સુધી બાધતી નથી કેમકે સ્ત્રીવેદોદય કર્મને લીધે સ્ત્રીજાતિ, પુરૂષજાતિની પેઠે સાતમી નરકભુમિને યોગ્ય પાપકર્મ ઉપાર્જન કરવામાટે સમર્થજ થઇ શકતી નથી જો આમજ છે તો, તે સ્ત્રીજાતિ મગ્નમાસક્ત મનવાળી થઇને ચારિત્રનો અગીકાર કરે તો સર્વાર્થસિદ્ધ વિમાનમા પણ કેમ જઇ શકે? પ્રશ્નનો આશય એ છે કે, સ્ત્રીઓ સર્વાર્થસિદ્ધ વિમાનનુ આયુષ જો બાધી શકે છે તો સાતમા નરકનુ આયુષ કેમ બાધી ન શકે?

उत्तर — આત્માનો ધર્મ બે પ્રકારનો છે એક સ્વજાતિ ધર્મ અને બીજો વિજાતિ ધર્મ. તેમા જે સ્વજાતિ ધર્મ છે તેનુ લક્ષણ આ પ્રમાણે છે.— રાગ-દ્વેષ વગેરે જે આભ્યંતર શત્રુઓ છે, તેઓને ઉજ્જ્વળ ધ્યાનરૂપ અગ્નિથી ભસ્મીભૂત કરવા-અને તેથી જે નિરાવરણરૂપ ધર્મ ઉત્પન્ન થાય છે તેને સ્વજાતિ ધર્મ કહેવામા આવે છે વિજાતિ ધર્મનુ લક્ષણ એ છે કે, રાગ તથા દ્વેષથી દોરાઇને, મદ અને મત્સરને અધીન થઇ તેમજ મોટા પરિગ્રહોમાં આસક્ત થઇને ભવ્યજીવો (પણ) પોતાને માટે અધિકાધિક ભવપરંપરા બાંધે છે (અને આનુ નામજ વિજાતિ ધર્મ કહેવાય છે) આ બન્ને ધર્મોમા સ્વજાતિ ધર્મ બળવાન છે કમકે મિથ્યાત્વથી (વિજાતિ ધર્મથી) ઘેરાયલા ચૈતન્યવાળો જીવ, અનેક ભવોમા વારંવાર સ્થિતિ કરે છે અને છેવટે તપ, જપ, સંયમ વગેરે સત્કર્મ (સ્વજાતિ ધર્મ) ના અનુષ્ઠાનથી માત્ર એકાવતારી સંસારસ્થિતિને પ્રાપ્ત કરે છે, માટે વિશેષ ચક્ર કરતા સામાન્ય ચક્ર બળવાન છે—અર્થાત્ વિજાતિ ધર્મદ્વારા પ્રાપ્ત થતા ફરી ફરી સંસારભ્રમણ કરતા સ્વજાતિ ધર્મદ્વારા પ્રાપ્ત થતુ છેટનુ સંસારભ્રમણજ અતિ ઉત્તમ છે આવાજ કારણથી કેટલીક સ્ત્રીઓ સ્વજાતિ ધર્મનો આશ્રય લઇ સર્વાર્થસિદ્ધિ વિમાનનુ આયુષ બાંધે છે—સ્વજાતિ ધર્મદ્વારા ભવસંતતિને ભેદી નાખી એકાવતારી થઇને સિદ્ધ થાય છે તેમજ, કેટલીક સ્ત્રીઓ વિષયરૂપ અગ્નિથી દગ્ધ થઇને આર્ત કે રૌદ્રધ્યાનને પામે અને મિથ્યાત્વ આદિના બંધહેતુ

પ્રયાસી ધર્મરૂપ વિજાતિ ધર્મનો આશ્રય કરે તોપણ તેઓ સાતમી નરકભૂમિના આયુષને કદી બાંધતીજ નથી કેમકે સ્ત્રીવેદોદય કર્મને લીધે તેવા પ્રકારનો પ્રયાસજ તેઓથી થઇ શકતો નથી, એમ મહોપાધ્યાય શ્રી યશોવિજયગણિકૃત 'દિગબર મતખડન બાલાવબોધ' નામના ગ્રથમા અને વૃદારવૃત્તિમા કહ્યુ છે

વળી આ સ્ત્રીઓના સબધમા કેટલાક આવો પણ વિવાદ ચલાવે છે કે, " જેમ સ્ત્રીઓ સાતમી નરકભૂમિનુ આયુષ બાધતી નથી અને તેથી તેઓમા અધોગતિની વિષમતા ( પુરૂષો કરતા ભિન્નતા ) રહેલી છે તેમ, સ્વર્ગાદિ ઊર્ધ્વગતિની પણ વિષમતા હોવી જોઇએ—એટલે કે, સ્ત્રીઓ સાતમી નરકભૂમી રૂપ અધોગતિમા જેમ જતી નથી તેમ, સ્વર્ગાદિ ઉર્ધ્વગતિપૈકી મુકિતગમનરૂપ ઉચ્ચ ઊર્ધ્વગતિને પણ તેઓ પ્રાપ્ત કરી શકે નહિ " પણ આમ કહેવુ તે યોગ્ય નથી કેમકે, જેઓની અધોગતિ ઓછી હોય તેઓની ઊર્ધ્વગતિ પણ ઓછીજ હોય, આવો કઇ નિયમ નથી જેમકે ભુજપરિસર્પ નામની તિર્યચ જાતિ બીજી નરકભૂમિ સુધી, પક્ષીઓ ત્રીજી નરકભૂમિ સુધી, સિહો ચોથી નરકભૂમિ સુધી અને સર્પો પાચમી નરકભૂમિ સુધીજ અધોગતિએ જઇ શકે છે, કેમકે, તે તે જાતિઓમા તે તે આગળની ભૂમિઓમા ગમન કરવા પૂરતુ તેવુ મનોવીર્ય હોતુ નથી, પણ તે તે સર્વજાતિ ઊર્ધ્વગતિએ તો ઠેક સહસ્રાર ( વિમાન ) સુધી જઇ શકે છે માટે એવો કઇ નિયમ નથી હોતો કે જેઓનામા અધોગતિવિષયક મનોવીર્યની પરિણતિ અમુક અશે

ઓછી હોય તેઓનામા ઊર્ધ્વગતિવિષયક મનોવીર્યની પરિણતિ પણ ઓછીજ હોય ' માટે સિદ્ધ એવા સ્ત્રી-પુરૂષોના સબધમા અધોગતિવિષયક ભેદ ભલે છે તોપણ તેઓ બન્ને જાતિઓના સબધમા નિર્વાણાદિવિષયક ભેદ નથી—બન્નેને નિર્વાણ ( મુકિતપદ ) તો એકસરખી રીતેજ પ્રાપ્ત થાય છે આ વિષયને શ્રી નદિસૂત્રની વૃત્તિમા સ્ત્રીલિંગ સિદ્ધાધિકારમા મલયગિરિ મહારાજે વિસ્તારથી વર્ણવ્યો છે માટે જેઓને વિશેષ જાણવાની ઇચ્છા હોય તેઓએ ત્યા જોઈ લેવુ અહીં ગ્રથવિસ્તારના ભયથી અમે લખતા નથી

प्रश्न ७० मो — આગમમા દેવોને માટે કાવલિક આહાર નિષેધેલો છે —અર્થાત દેવો કોળીયે કોળીયે કદી આહાર લેતા નથી, જો કદાચ તેઓને આહાર લેવાની ઇચ્છા થાય છે તો તેઓ ઉત્તમ પદાર્થોમાહેના સાર માત્ર પુદ્ગલોનેજ સર્વાંગે ગ્રહણ કરે છે, એમ શાસ્ત્રકારોએ કહ્યુ છે, તો પછી યક્ષ, ભૂત, કાલિકા—વગેરે હિંસક દેવો, મદ્ય–માસની આહુતિરૂપ અસાર પુદ્ગલોનુ પ્રાશન કરી કેમ પ્રસન્ન થાય છે ?

उत्तर — વ્યતર આદિ દેવતાઓ પણ અતિસાર-વાળા પુદ્ગલોનુજ પ્રાશન કરે છે, નહિ કે અસાર કે અપવિત્ર પુદ્ગલોનુ ' છતા જે દેવતાઓ માસ વગેરે અપવિત્ર પદાર્થોથી પ્રસન્ન થાય છે તેઓ પૂર્વના અભ્યાસથીજ પ્રસન્ન થાય છે, એમ સમજવુ લોક-પ્રકાશના બારમા સર્ગને અતે કહ્યુ છે —

'आहारेऽचित्तसकल्पो-पस्थितान् सारपुद्गलान् ।
सर्वांगेषु परिणमत्येते कावलिकास्तु न ॥ १ ॥
ये तु हिंस्रा सुरा वीर-चंडिकाकालिकादय ॥
मद्यमासाद्याहुतिभि-स्तुष्यति तर्पिता इव ॥२॥
तेऽपि पूर्वभवाभ्यासात् प्रायो मिथ्यात्वमोहिता ॥
मद्यमासादि वीक्ष्यैव तुष्यति न तु भुजते ॥३॥

આહારમા અચિત્ત તથા સકલ્પમાત્રથી ઉપસ્થિત થયેલા સાર પુદ્ગલોનેજ દેવતાઓ, સર્વાંગે ગ્રહણ કરે છે તેઓ કાવલિક હોતા નથી (કોળીયે કોળીયે આહાર લેતા નથી) જે હિંસક દેવો-જેવાકે વીર (વીરભદ્ર) ચડિકા, કાલિકા-વગેરે મદ્ય, માસ વગેરેની આહુતિઓથી જાણે તૃપ્ત કરાયા હોય તેમ પ્રસન્ન થાય છે, તેઓ પણ પૂર્વભવના અભ્યાસથીજ એ પ્રમાણે મિથ્યાત્વમા મોહિત થયેલા જણાય છે અને તેઓ પણ મદ્યમાસ વગેરેને માત્ર જોઇનેજ પ્રસન્ન થાય છે, નહિ કે તેનો આહાર કરે છે।"

प्रश्न ७१ मो — छेल्ला तीर्थंकर श्री महावीर स्वामीनु आयुष बोहतेर वर्षनु कहेवाय छे परतु आषाढ शुदि छट्ठने दिवसे तेमनु च्यवन थयु अने ते पछी आश्विनमासनी अमावास्याने दिवसे तेमनु निर्वाण थयु. ए रीते जे दिवसे च्यवन थयु ते दिवसथी आरभी निर्वाणना दिवस सुधीनी दिवसोनी गणत्री करता बोहतेर वर्ष उपर चार महिना थाय छे अने चैत्र शुदि

તેરશને દિવસે તેમનો જન્મ થયો, જેથી તે દિવસથી આરંભી નિર્વાણના દિવસસુધી ગણતા સાડી ઇકોતેર વર્ષ ઉપર કઇક થોડાક દિવસો થાય છે. આ ઉપરથી અહીં પ્રશ્ન થાય છે કે, બોહતેર વર્ષનુ તેમનુ પૂર્ણ આયુષ કઇ રીતે થાય છે?

**उत्तर** — બોહતેર વર્ષનુ પૂર્ણ આયુષ મેળવવાની આ રીત છે. તિથિપત્રોમા (પચાગોમા) દરેક વર્ષે અગીઆર દિવસો ને પહર વડી વધે છે અને નવ દિવસો ઘટે છે તેમાના વધેલા સવા અગીઆર દિવસોમાથી ઘટેલા નવ દિવસો બાદ કરવાથી દરેક વર્ષે સવા બે દિવસ બાકી રહે છે એ સવા બે દિવસોને બોહતેર ગણા કરવાથી પાચ મહિના ને બાર દિવસો થાય છે આ પાચ મહિના ને બાર દિવસોને જન્મદિવસથી આરંભી નિર્વાણના દિવસ સુધીના દિવસોમા મેળવતા બરાબર બોહતેર વર્ષ પૂરા થાય છે, એમ વૃદ્ધ પુરૂષો કહે છે સત્ય વાત શી, તે તો સીમધર ભગવાન જાણે સમવાયાગ સૂત્રમા તો કઇક અધિક એવા બોહતેર વર્ષનુ સપૂર્ણ આયુષ કહ્યુ છે, એમ સમજવુ

**प्रश्न ७२ मो** — પશ્ચિમ વિદેહની મધ્યે આવેલા નલિનાવતી વિજયમા તથા વપ્રવિજયમા એક હજાર યોજન નીચાણના ભાગમા ગામડા હોય છે તેઓની વચ્ચે સીતોદા નામની મહાનદી આવેલી છે જબૂદ્વીપની ભૂમિ એક હજાર યોજન ઉચી છે, તો પછી સીતોદા

નામની મહાનદી ન કૂદીને લવણસમુદ્રમા ગઇ કે કોઇ બીજી રીતે ?

उत्तर — આ પ્રશ્નમા કહેલા બન્ને વિજય નામના ક્ષેત્ર, જેઓ છેક છેલ્લા આવેલા છે તેઓની વચ્ચે સીતોદા નામની મહાનદી વહે છે, તે એવી રીતે કે એક સહસ્ર યોજન સુધીની પૃથ્વી ફાડીને—એક સહસ્રયોજન ઉંડાઇવાળા લવણસમુદ્રના મધ્યભાગમા તે સિતોદા નદી પ્રાપ્ત થયેલી છે, એમ સભવે છે ક્ષેત્ર લોકપ્રકાશમા કહ્યુ છે કે—

"सितोदाऽपि स्त्रीस्वभावा-दिवाऽधोगामिनी क्रमात् ॥
योजनाना सहस्रेऽब्धि याति भित्त्वा जगत्यध ” ॥१॥

સીતોદા મહાનદી પણ સ્ત્રીસ્વભાવને અનુસરી અનુક્રમે ઉપર-નીચે વહેનારી થઇ રહી છે તે નદી એક હજાર યોજન નીચાણવાળી પૃથ્વી ફાડીને લવણ-સમુદ્રમા જઇ રહી છે '

प्रश्न ૭૨ मो — વ્યતર દેવોના અધિકાર વિષે કહેવામા આવ્યુ છે કે, વ્યતર દેવો આજ રત્નપ્રભામા (પહેલી નારકીમા) ઉપરના ભાગમા આવેલા એક હજાર યોજનની નીચે-ઉપર સો સો યોજન છોડીને વચ્ચે આઠસો યોજનોમા વસે છે, અને તેજ પ્રમાણે વાનમતર દેવો પણ ત્યા વસે છે, તોપણ શાસ્ત્રાનુસારે તેના ભેદ સભવે છે, તેથી પ્રશ્ન થાય છે કે, વાનમતર દેવો પણ ત્યજ વસે છે કે કોઈ બીજે સ્થળે ? તેમજ વ્યતર

તથા વાનમંતર—એ બે શબ્દની વ્યુત્પત્તિ શી થાય છે ?

ઉત્તર — વાનમંતર દેવો 'અણુપન્ની' વગેરે છે તેઓ પણ રત્નપ્રભાના રત્નકાંડની ઉપર-નીચે સો સો યોજનનો ત્યાગ કરી આઠસો યોજનની મધ્યે વસે છે પ્રજ્ઞાપનામાં —

"कहिण भते वाणमतराण देवाण भोमेज्जा नगरा पण्णत्ता ? कहिण भते वाणमतरा देवा परिवसति ? गोयमा ! इमीसे रयणप्पभाए पुढवीए रयणामयस्स कडस्स जोअणसहस्सबाहल्लस्स उवरि एग जोअण सय ओगाहित्ता हेट्ठावि एग जोअणसय वज्जित्ता मज्झे अट्ठसु जोअणसएसु एत्थण वाणतिरिय-मसखेज्जा नगरा वा सयसहस्सा भवतीति मक्खाय तेण इत्यादि, तत्थ ण बहवे वाणमतरा देवा परि-वसति, त जहा—पिसायभूआ जक्खा यावत अणपन्नीय इत्यादि"

ભગવાન ગૌતમ સ્વામી, ભગવાન મહાવીર સ્વામીને પૂછે છે કે, હે ભગવન્ ! વાનમંતર દેવોની ભૂમિ તથા નગર ક્યાં છે ? તેઓ કયે ઠેકાણે રહે છે ? આ પ્રશ્નના ઉત્તરમાં પ્રભુ કહે છે — હે ગૌતમ ! આ રત્નપ્રભા ભૂમિના રત્નમય કાંડની ઉપર એક હજાર યોજનની નીચે-ઉપર સો સો યોજન [illegible] આઠસો

યોજનના પ્રદેશમા વાનમતર દેવોના હજારો નગરો વગેરે નિવાસસ્થાનો છે ત્યા અનેક વાનમતર દેવો વસે છે, જેઓ પિશાચ, ભૂત, યક્ષ વગેરે નામથી તથા અણુપન્નીય વગેરે નામથી ઓળખાય છે "

સગ્રહણીમા તો વળી એમ કહ્યુ છે કે,—

" इय पढमजोयणसये रयणाए अट्ठवतरा अवरे ॥
तेसि इह सोलसि दारु–अगअहो दाहिणुत्तरओ "॥१॥

આ રત્નપ્રભા પૃથ્વીના પહેલા સો યોજનમા આઠ વાણવ્યતર દેવો વસે છે તેઓના સોળ ઇંદ્રો અને તે, રૂચકપ્રદેશની નીચે દક્ષિણ–ઉત્તરે આવેલા છે ' યોગશાસ્ત્રના ચોથા પ્રકારાની વૃત્તિમા વળી એમ કહ્યુ છે કે, ' રત્નપ્રભા ભૂમિમાજ પહેલા સો યોજનની ઉપર-નીચે દશ દશ યોજન છોડીને વચ્ચે એસી યોજનમા અણુપન્નીય–પણુપન્નીય–વગેરે વાનમતર દેવો વસે છે " આમા સત્ય શુ તે તો વિદ્વાનોજ જાણી શકે!

હવે આ વ્યતર તથા વાનમતર શબ્દની વ્યુત્પત્તિ તથા અર્થ કહેવામા આવે છે વ્યતર દેવો સેવકોની પેઠે ચક્રવર્તી વગેરેનુ આરાધન–સેવન કર્યા કરે છે તેથી તથા मनुष्येभ्यो विगतान्तरा व्यन्तरा —મનુષ્યો કરતા કઇ પણ અતરવાળા—એટલે કોઇપણ જાતના ભેદવાળા હોતા નથી તેથી તેઓનુ 'વ્યતર' એવુ નામ પ્રસિદ્ધ છે વાનમતર દેવો ઘણે ભાગે જૂદા જૂદા વનોમાજ

વિચર્યા કરે છે—वनान्तरे विचरन्ति–'वानमन्तरा' તેથી તેઓ 'વાનમતર' ને નામે પ્રસિદ્ધ છે આ 'वानमंतर' શબ્દની સિદ્ધિ, 'पृषोदरादीनि यथोपदिष्टम्' એ વ્યાકરણસૂત્રને આધારે થાય છે

**प्रश्न ७४ मो** – શ્રી વાસુપૂજ્ય પ્રભુના પુત્ર મઘવા નામના રાજાની પુત્રી રોહિણીને તપશ્ચર્યા કર્યાનુ ફળ મળ્યુ હતુ તે જાણીને સ્ત્રીઓ પણ રોહિણીતપ કરતી જોવામા આવે છે પ્રશ્નનો ભાવ એ છે કે, જેમ શ્રાવિકાઓ રોહિણી તપ કરે છે તેમ, શ્રાવકો પણ કરે છે કે નહિ?

**उत्तर** — રોહિણીવ્રતના અધિકારમા કેવળ સ્ત્રીઓનેજ તે તપ કરવાનો અધિકાર છે, એમ નથી જેમ પૂર્વભવમા મઘવા રાજાની પુત્રી રોહિણીના જીવે તે તપ કર્યું હતુ તેમ, સર્વ સ્ત્રીઓએ તે વ્રત કરવુ અને જેમ સુગધિરાજાએ, પૂર્વભવમા મુનિઓને દુ ખ ઉપજાવવાથી થયેલા પાપફળના બદલામા મહાદુર્ગંધી શરીર પ્રાપ્ત કર્યું હતુ અને પાછળથી છદ્મસ્થ જિનેશ્વર શ્રી પદ્મપ્રભના મુખથી રોહિણીતપ સાભળીને, પોતે પણ તેનુ આચરણ કર્યું હતુ અને સુગધી શરીર પ્રાપ્ત કર્યું હતુ તેમ, હમણા પણ શ્રાવકો તે રોહિણી-તપને જો કરે છે તો એ સુગધીરાજાની પેઠે ઉત્તમ ફળને પામે છે શ્રી વર્ધમાન સૂરિકૃત વાસુપૂજ્યચરિત્રમા કહ્યુ છે કે,—

" नाथ नाथ भवांभोधे समुद्धर समुद्धर ॥
तैर्मोक्ष्येऽह कथ पापै—र्निवेदय निवेदय ॥ १ ॥
इद वदति दीनेऽस्मिन् कृपाराशिर्नृपात्मजे ॥
श्री जिनो वृजिनद्रोही रौहिणीव्रतमादिशत् ॥ २ ॥
जिन नत्वाऽथ सपरि– वार पुरमगान्नृप ॥
स चकार कुमारस्तु यथोक्त रौहिणीव्रतम् ॥ ३ ॥ इत्यादि

સુગધિ રાજાએ પ્રભુને પ્રાર્થના કરી કે, ' હે નાથ ' ઓ નાથ ! આ સસાર સમુદ્રમાંથી મને તારો, ઉગારો એ પાપોથી હુ કેવી રીતે મુક્ત થઇશ, એ મને જણાવો જણાવો, ' રાજકુમારે દીન થઇને એ પ્રમાણે કહ્યુ એટલે કૃપાના સાગર અને પાપને દૂર કરનારા શ્રી જિન ભગવાને રોહિણીવ્રતનો તેને ઉપદેશ કર્યો પછી પરીવારની સાથે પ્રભુને વદન કરી તે રાજા પોતાના નગરમા ગયો અને તેણે પ્રભુના કહેવા પ્રમાણે રોહિણીનુ તપ કર્યુ " આ રોહિણી તપ કરવામા જેઓનાથી ઉપવાસ ન બની શકે તેઓએ આબેલ વગેરે કરીને પણ સુખેથી તે તપ કરવુ આ વિષે પણ વાસુપૂજ્ય ચરિત્રમા કહ્યુ છે—

"आचाम्लैर्निर्विकृतिकै– रपीद रौहिणीव्रतम् ॥
उपवासासमै सेव्य ह्युद्यापनमात्मसमि " ॥ १ ॥

જેઓ ઉપવાસ કરવાને સમર્થ ન હોય તેઓએ નિર્દોષ આબેલ કરીને પણ આ રોહીણીવ્રત કરવુ,

અને પાછળથી સુદર ઉદ્યાપન ( ઉજમણુ ) કરવુ ”

**प्रश्न ૭૫ मो** — માનુષોત્તર પર્વત આઠ લાખ યોજનના બાહ્ય પુષ્કરાર્ધમા છે અથવા આઠ લાખ યોજનના આભ્યતર પુષ્કરાર્ધમા છે કે સોળ લાખ યોજનના મધ્યભાગમા છે ?

**उत्तर** — માનુષોત્તર પર્વત સોળ લાખ યોજનના મધ્યભાગમા નથી તેમ આભ્યતર પુષ્કરાર્ધમા પણ નથી એ પર્વત તો બાહ્ય પુષ્કરાર્ધમા છે બૃહ ત્ક્ષેત્રસમાસની વૃત્તિમા મલયગિરિ મહારાજ કહે છે કે, "अथ मानुषोत्तरपर्वतो बाह्यपुष्करावर्तभूमौ प्रतिपत्तव्य " આ માનુષોત્તર પર્વત, બાહ્ય પુષ્કરાવર્તની ભૂમિ ઉપર આવેલો છે ”

**प्रश्न ૭૬ मो** — આજકાલના સમયમા પડિતો જ્યોતિશ્ચક્રના વર્તારા કાઢે છે તેમા નવગ્રહચક્ર, હોરાચક્ર વગેરેના ભાવનો નિર્ણય કરનારો આવો શ્લોક છે કે —

"लग्ने नून चितयेद् देहभावम् ॥
होरायां वै संपदाद्य सुखं च ॥
द्रेष्काणे स्याद् भ्रातृज भावरूपम् ॥
सप्तांशे स्यात् सतति-पुत्र-पौत्रम् ॥ १ ॥

લગ્નમા ખરેખર દેહભાવનુ ચિતન કરવુ, હોરામા સપદાદિ સુખ સમજવુ, દ્રેષ્કાણમા ભાઇનુ સુખ ભા-

રૂપે જાણવુ અને સપ્તમમા સતતિ-પુત્ર-પૌત્ર વગેરેનુ મુખ સમજવુ " આ સ્થળે 'હોના' શબ્દ વાપરેલો છે અને કહેવાય છે કે 'હોરાચક્ર'નો વર્તારો કરે છે- ઇત્યાદિ તો 'હોરા' શબ્દની શી વ્યુત્પત્તિ થાય છે - તેનો અર્થ શો ?

उत्तर — 'હોરા' શબ્દનો અર્થ રાત્રિદિવસ થાય છે જેથી રાત્રિદિવસનુ સુખ ઉપરના શ્લોકમા કહેવામા આવ્યુ છે વ્યાકરણમા પ્રવીણ એવા પુરૂષો 'હોરા' શબ્દની સિદ્ધિ કરતા કહે છે કે, રાત્રિદિવસના અર્થને કહેનારો સસ્કૃત શબ્દ જે 'अहोरात्र' છે તેમાના પહેલા (अ) તથા છેલ્લા (त्र) અક્ષરને ઉડાવી દઈ 'होरा' શબ્દ સિદ્ધ થાય છે, બૃહજ્જાતક નામના જ્યોતિષગ્રથમા પણ કહ્યુ છે કે, - 'હોરા' શબ્દથી રાત્રિદિવસના વિકલ્પને કેટલાક કહે છે 'अहोरात्र' શબ્દના આગળ-પાછળના અક્ષરને ઉડાવી દઇ 'હોરા' શબ્દ સિદ્ધ કરે છે પ્રાણી-માત્ર પોતાના પૂર્વભવમા કરેલા કર્મફળને ગ્રહણ કરે છે અને તેજ વાતને અમે જ્યોતિષશાસ્ત્રીઓ ફલાદેશરૂપે પ્રકટ કરીએ છીએ 'अहोरात्र' શબ્દના પહેલા-છેલ્લા અક્ષરનો લોપ થતા 'હોરા' શબ્દ સિદ્ધ થાય છે અને તેથીજ 'હોરા' શબ્દનો અર્થ અમે 'રાત્રિદિવસ' એવો કરીએ છીએ જેથી તેનો પ્રતિબધ સર્વગ્રહોના સબધમા ચિતવેલો છે આ વાત 'સારાવલિ' નામના ગ્રથમા પણ છે

**प्रश्न ७७ मो** – મનુષ્યક્ષેત્રની બહાર જે ચંદ્ર—સૂર્ય છે તેઓના વિમાન શું મનુષ્યક્ષેત્રના ચંદ્ર-સૂર્યના વિમાન જેવડાજ છે કે તેઓના કરતા નાના-મોટા છે?

**उत्तर** — સંગ્રહણી-વગેરેના અનુસારે જણાય છે કે, માનુષોત્તર પર્વતની પેલી તરફ આવેલા જે ચંદ્ર-સૂર્યાદિ ગ્રહો છે તેઓના વિમાન મનુષ્યક્ષેત્રના ચંદ્ર-સૂર્યના વિમાનો કરતા અર્ધા પ્રમાણના છે, ત્યારે યોગશાસ્ત્રમા તો મનુષ્યક્ષેત્રની બહારના ચંદ્ર-સૂર્યાદિને પણ મનુષ્ય-ક્ષેત્રના ચંદ્ર-સૂર્યસમાનજ કહ્યા છે જેમકે યોગશાસ્ત્ર-ના ચોથા પ્રકાશની વૃત્તિમા કહ્યુ છે કે —

"मनुष्यक्षेत्रात्परतश्चंद्रसूर्या मनुष्यक्षेत्रीयचंद्रसूर्यप्रमाणा"

મનુષ્યક્ષેત્રની બહારના ચંદ્ર-સૂર્ય પણ મનુષ્યક્ષેત્રના ચંદ્ર-સૂર્ય જેવડાજ છે"

**प्रश्न ७८ मो** – ચંદ્રના વિમાનની પૂર્વદિશામા ચાર હજાર સિંહરૂપને ધારણ કરનારા દેવો, ( તે વિમાનને ) વહે છે એજ પ્રમાણે દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર દિશાઓમા પણ સિંહાદિરૂપધારી દેવો ચંદ્રવિમાન-ને વહે છે, પરંતુ જેમ આ મનુષ્યલોકમા સૂર્યના ઉદય-વાળી દિશાને પૂર્વદિશા કહેવામા આવે છે—એટલે કે ભરતક્ષેત્રમા પૂર્વદિશા વગેરેનો જે ક્રમ ચાલે છે તેજ ક્રમ ત્યા પણ છે કે કોઇ બીજા ક્ષેત્રમાહેનો દિશાક્રમ છે?

उत्तर — એ સ્થળે મનુષ્યલોકની પેઠે દિશાઓ વગેરેનો ક્રમ સભવતો નથી તેના નિર્ણયમાટે લોકપ્રકાશના પચીસમા સર્ગમા શ્રી વિનયવિજયગણિએ કહ્યુ છે કે.—

"सूर्योदयांक्तिता प्राची यथाऽन्यदेहिना तथा ॥
ज्योतिष्काणां निश्चितैव न सभवति यद्यपि ॥ १ ॥
चद्रादीना तथाप्येषां या दिग्गंतुमभीप्सिता ॥
सा प्राची स्यान्निमित्तज्ञ क्षुतादौ कल्प्यते यथा ॥ २॥
ततस्तदनुसारेण दिशोऽन्या दक्षिणादिका ॥
विमानग्राहिनामेव-मुक्त प्राग्दिग्विनिश्चय ॥ ३ ॥
षोडशैव सहस्राणि कृतसिहादिमूर्तय ॥
विमानान्यम्नाशूनां वहति त्रिदशा सदा" ॥ ४ ॥

જેમ મનુષ્ય વગેરે પ્રાણીઓની, સૂર્યના ઉદયથી નીશાનવાળી દિશા તે પૂર્વદિશા કહેવાય છે તે પ્રમાણે જ્યોતિષ્ક દેવોની તે તે દિશાનો નિશ્ચય નથી તેઓના સબધમા આવો નિશ્ચય છે કે ચદ્રાદિ જ્યોતિષ્કો જે સમયે જે દિશામા જવા ઇચ્છે છે તે સમયે તે દિશા તેઓની પૂર્વ ગણાય છે અને પછી તે અનુસારે તેઓની દક્ષિણ વગેરે દિશાઓ પણ ગણાય છે જેમ નિમિત્તને જાણનારાઓ છીંક વગેરેના નિમિત્તમા દિશાઓ કલ્પે છે તેમ એ જ્યોતિષ્કના સબધમા તેઓ જે તરફ જવા

ઇચ્છતા હોય તેને પૂર્વ દિશા ગણીને તેના અનુસારે અન્ય દક્ષિણ વગેરે દિશાઓ ગણવામા આવે છે એ પ્રમાણે વિમાનવાહી સર્વ જ્યોતિષ્કોની પૂર્વદિશા વગેરેનો નિશ્ચય કહેવામા આવ્યો છે, અને તે તે દિશાઓ પ્રમાણે ચદ્રના વિમાનને સોળ હજાર દેવતાઓ, સિહના સ્વરૂપે નિત્ય વહે છે" આજ દિશાના ક્રમ પ્રમાણે અને તેટલા જ સિહરૂપી દેવતાઓ સૂર્યના વિમાનને પણ એ પ્રમાણે નિત્ય વહે છે

**प्रश्न ७९ मो** – ઇન્દ્રની આજ્ઞાથી નૈગમેષિ દેવે દેવાનદાના ઉદરમાથી ભગવાન મહાવીર સ્વામીને ત્રિશલાના ઉદરમા મૂકયા– એ ક્રિયા કયા દિવસે અથવા કઇ રાત્રિએ કઇ વેળાએ થઇ ?

**उत्तर** — નૈગમેષિ દેવે આશ્વિનમાસના કૃષ્ણપક્ષની તેરશની રાત્રિએ પહેલા બે પ્રહરમા શ્રી વીર ભગવાનને દેવાનદાના ઉદરમાથી ત્રિશલાના ઉદરમા લાવી મૂકયા, એમ પ્રવચનસારોદ્ધારની વૃત્તિમા કહ્યુ છે

**प्रश्न ८० मो** – પ્રાણીઓના સુખ–દુ ખ જો કર્મને અધીન છે તો વર્ષ–મહિના વગેરેના આરભમા ચદ્ર–સૂર્ય આદિ ગ્રહો જો અનુકૂલ હોય છે તો સુખ કરે છે અને પ્રતિકૂલ હોય છે તો બહુ પીડા ઉપજાવે છે તે કેવી રીતે ? તે ગ્રહો અનુકૂલ–પ્રતિકૂલ હોય ત્યારે કર્મોને અટકાવીને પણ તેઓ પ્રાણીઓના શુભ–અશુભ કરી શકે છે ? અર્થાત કર્માધીન સુખ–દુ ખને શુ ગ્રહો ફેરવી શકે છે ?

उत्तर —— આ લોકમા ચદ્ર-સૂર્ય આદિ ગ્રહો વણુ
કરીને, પ્રાણીઓના જન્મસમયે વર્ષ-મહિના વગેરેનો
આરભ થાય છે ત્યારે, શુભ-અશુભ ફળ આપવાને સમર્થ
થઇ શકે છે પ્રાણીઓના સુખ—દુ.ખ કેવળ કર્મને અધી
છે, એમ સમજવાનુ નથી ! આના સબધમાં ઉપાધ્યા
શ્રી વિનયવિજયગણી, ક્ષેત્રલોકના ચૌદમા સર્ગમા કહે છે.

"एते चद्रादयो नून प्राणिना प्रसवक्षणे ॥
तत्तत्कार्योपक्रमे वा वर्षमासाद्युपक्रमे ॥ १ ॥

अनुकूला सुख कुर्यु-स्तत्तद्राशिमुपागता ॥
प्रतिकूला पुन पीडां प्रथयति प्रथीयसीम् ॥ २
ननु सुखदु खानि स्यु कर्मायत्तानि देहिनाम् ॥
तत किमेभिश्चद्राद्यै-रनुकूलैरुतेतरै ॥ ३ ॥

आनुकूल्य प्रातिकूल्य-मागता अप्यमी किमु ॥
शुभाऽशुभानि कर्माणि व्यतीत्य कर्तुमीशते ॥ ४
ततो मुधास्तामपरे निर्ग्रथा नि स्पृहा अपि ॥
ज्योतिशास्त्रानुसारेण मुहूर्तेक्षणतत्परा ॥ ५ ॥
प्रव्राजनादिकृत्येषु प्रवर्तते शुभाशया ॥
स्वामी मेघकुमारादि-दीक्षणे तत् किमैक्षत ॥ ६
अत्रोच्यतेऽपरिचित-श्रुतोपनिषदामयम् ॥
अनाघ्रातगुरुरा-पराणा शास्त्रविभ्रम ॥ ७ ॥

श्रूयतामत्र सिद्धांत–रहस्याऽमृतशीतलम् ॥
अनुत्तरसुराराध्य–पारंपर्यासमुत्तरम् ॥ ८ ॥
विपाकहेतव पच स्यु शुभाऽशुभकर्मणाम ॥
द्रव्य क्षेत्र च कालश्च भावो भवश्च पंचम ॥ ९ ॥
तथा चोक्त—

"उदयक्खयक्खओवम–समोवसमा ज च कम्मुणो भणिया॥
दव्व खेत्त काल भाव भव च मपप्प" ॥ १० ॥
यथा विपच्यते सात द्रव्य स्रक्चदनादिकम् ॥
गृहारामादिक क्षेत्र–मनुकूलग्रहादिकम् ॥ ११ ॥
वर्षावसंतादिक वा काल भाव सुखावहम् ॥
वर्णगधादिक प्राप्य भव देवनरादिकम् ॥ १२ ॥
विपच्यतेऽसातमपि द्रव्य खड्गविषादिकम् ॥
क्षेत्र कारादिक काल प्रतिकूलग्रहादिकम् ॥ १३ ॥
भावमप्रशस्तवर्ण–गधस्पर्शरसादिकम् ॥
भव च तिर्यग्नरका–दिकं प्राप्येति दृश्यते ॥१४ ॥
शुभाना कर्मणा तत्र द्रव्यक्षेत्रादय शुभा ॥
विपाकहेतव प्रायो–ऽशुभाना च ततोऽन्यथा ॥१५॥
ततो येषा यदा जन्म–नक्षत्रादिविरोधभाक् ॥
चारश्चार्यमादीना–ज्योतिःशास्त्रोदितो भवेत ॥१६॥'

प्रायस्तेषां तदा कर्मा–ण्यशुभानि तथाविधाम् ॥
लब्ध्वा विपाकसामग्रीं विपच्यन्ते तथा तथा ॥ १७ ॥
विपक्कानि च तान्येव दुःख दद्युर्महीस्पृशाम् ॥
आधिव्याधिद्रव्यहानि–कलहोत्पादनादिभिः ॥१८॥
यदा तु येषा जन्मर्क्षा–द्यनुकूलो भवेदयम् ॥
ग्रहचारस्तदा तेषा शुभ कर्म विपच्यते ॥ १९ ॥
तथा विपक्क तद्दत्ते–ऽङ्गिना धनागमनादिजम् ॥
आरोग्यतुष्टिपुष्टिकृत्–समागमादिज सुखम् ॥ २० ॥
एव कार्यादिलग्नेऽपि तत्तद्भावगता ग्रहा ॥
सुखदुःखपरिपाके प्राणिनां याति हेतुताम् ॥ २१ ॥
तथा चाह भगवान् जीवाभिगम —
"रयणीयरदिणयराग नक्खत्ताग महग्गहाण च ॥
तारविसेसेण भवे सुखदुक्खविहि मणुस्साण"॥ २२ ॥
अत एव महीयासो विवेकोज्ज्वलचेतस ॥
प्रयोजन स्वल्पमपि रचयति शुभक्षणे ॥ २३ ॥
ज्योतिःशास्त्रानुसारेण कार्य प्रव्राजनादिकम् ॥
शुभे मुहूर्ते कुर्वति तत एवर्षयोऽपि हि ॥ २४ ॥
इत्थमेवाऽऽज्ञाप्तवर्ततामज्ञा स्वामिनामर्हतामपि ॥
अधिकृत्य शुभ कृत्य पाठप्रव्राजनादिकम् ॥ २५ ॥

सुक्षेत्रे शुभतिथ्यादौ पूर्वोत्तरादिमसुखम् ॥
प्रव्राजनव्रतारोपा–दिक कार्य विचक्षणै ॥ २६ ॥
तथोक्त पचवस्तुके—
"एस जिणाणं आणा खेताइआओ कम्मुणो भणिया ॥
उदयाईकरणं ज तम्हा सव्वत्थ जइयव्व" ॥ २७ ॥

—આ ચદ્રાદિ ગ્રહો, પ્રાણીઓના જન્મસમયે અથવા તે તે કાર્યના આરભસમયે વર્ષ–મહિના વગેરેના આરભમા તે તે ઉત્તમ રાશિઓમા જો આવેલા હોય તો અનુકૂલ થાય છે અને સુખ કરે છે, પણ જો પ્રતિકૂલ થાય છે તો અત્યત પીડાજનક થઇ પડે છે કદાચ કોઇ કહે કે, 'પ્રાણીઓના સુખ દુ:ખ કેવળ તેઓના કર્મનેજ જો અધીન છે તો આ ચદ્રાદિ ગ્રહો ભલે અનુકૂલ હોય કે પ્રતિકૂલ હોય તોયે શુ ? તેઓ અનુકૂલ થયા હોય કે પ્રતિકૂલ થયા હોય તો પણ પ્રાણીઓના શુભ–અશુભ કર્મોને ઓળગીને શુ કરી નાખવાના છે ? માટે ગ્રહોની અનુકૂલતા કે પ્રતિકૂલતા નકામીજ છે માત્ર કર્માધીન સુખદુ ખને પ્રાણીઓ ભોગવી રહ્યા છે' ઠીક છે આના ઉત્તરમા અમે એજ કહીએ છીએ કે, ચદ્રાદિ ગ્રહો કઇ પણ કરવાને માટે જો સમર્થ ન હોય તો ઘણાખરા નિર્ગ્રંથ અને નિ સ્પૃહ પુરુષો પણ જ્યોતિ - શાસ્ત્રના અનુસારે મુહૂર્ત જોવા શા માટે તૈયાર થાય છે ? દીક્ષા વગેરે કાર્યોમા તે શુભાશય પુરુષો શુભમુહૂર્તાદિની આકાક્ષા કેમ રાખે છે ? અરે ! સ્વામી મહાવીરે પોતે

મેઘકુમાર વગેરેને દીક્ષા આપતી વેળા શુભ મુહૂર્ત કેમ જોયા હતા? માટે અમે તો એમજ કહીએ છીએ કે, 'ચન્દ્રાદિગ્રહો શું કરવાના હતા?' ઇત્યાદિ વાક્યો, શાસ્ત્રરહસ્યને નહિ સમજનાર અને ગુરુપરંપરાની ગંધ વિનાના અજ્ઞાની મનુષ્યોના કેવળ મિથ્યાપ્રલાપજ છે 'ચન્દ્રાદિગ્રહો શું કરવાના હતા?' આના ઉત્તરમાં સિદ્ધાંતનું રહસ્ય તમે સાંભળો, કે જે રહસ્ય અમૃત સરખું શીતલ છે, ઉત્તમ દેવોએ આરાધેલી પરંપરાથી ઉતરી આવેલું છે અને પૂર્વોક્ત મિથ્યાપ્રલાપના ઉત્તર રૂપ છે શુભ-અશુભ કર્મોના વિપાકમાં આ પાંચ પદાર્થો કારણરૂપ છે—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને પાંચમો ભવ (એટલે દેવ-મનુષ્યાદિજન્મ) આના સંબંધમાં આગમ પણ કહે છે — કર્મનો ઉદય, ક્ષય, ક્ષયોપશમ, શમ તથા ઉપશમ—આના કારણ તરીકે દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ તથા ભવ—આ પાંચ પદાર્થોજ જોવામાં આવે છે જ્યારે કોઇ શુભકર્મનો સુખવિપાક ઉદયમાં આવે છે ત્યારે તેના કારણ તરીકે પુષ્પમાળા ચંદન વગેરે દ્રવ્ય, વરના બાગ-બગીચા અથવા અનુકૂલ ઘર વગેરે ક્ષેત્ર, વર્ષાઋતુ—વસંતઋતુ વગેરે કાળ, ભાત-ભાતના રંગ તથા સુગંધી વગેરે સુખાવહ ભાવ તથા દેવ—મનુષ્ય વગેરે ભવ (જન્મ)—આ પાંચ પદાર્થોજ નિત્ય હયાત હોય છે, તેમજ કોઇ અશુભકર્મનો દુઃખવિપાક જ્યારે ઉદયમાં આવે છે ત્યારે તેના કારણ તરીકે પગ —તરવાર, ઝેર વગેરે દ્રવ્ય, કેદખાનું વગેરે ક્ષેત્ર, પ્રતિકૂલ ગ્રહ વગેરે કાળ, અપ્રશસ્ત (એટલે ઇન્દ્રિયોને ન

રૂપે એવા) રંગ, ગંધ, સ્પર્શ કે રસ વગેરે ભાવ તથા મનુષ્ય-તિર્યંચ વગેરે ભવ-એ પાંચ પદાર્થોજ હમેશા જોવામા આવેછે, એટલે કે, શુભ કર્મોના વિપાકહેતુઓ. દ્રવ્ય-ક્ષેત્રાદિ શુભ હોય છે અને અશુભ કર્મોના વિપાક-હેતુઓ દ્રવ્ય-ક્ષેત્ર વગેરે અશુભ હોય છે, આવાજ કારણથી જ્યોતિઃશાસ્ત્રમા કહેલી ચંદ્ર-સૂર્યાદિની ગતિ, જેઓના જન્મ નક્ષત્ર વગેરેની સાથે વિરોધવાળી હોય છે તેઓના અશુભ કર્મો પ્રાયે કરી તેવા પ્રકારનીજ અશુભ વિપાકસામગ્રીને (અશુભ ફળવિપાકને) તૈયાર કરે છે-અશુભ ગ્રહો વગેરેના સામર્થ્યથી તેઓના અશુભ કર્મો તેજ સમયે આકર્ષાઇ આવીને અશુભ ફળપ્રપંચને અર્પણ કરે છે, એ રીતે પરિપકવ થયેલા-ઉદયમા આવેલાં તે અશુભ કર્મો પ્રાણીઓને માનસિક પીડા,શારીરિક પીડા, દ્રવ્યની હાનિ, કલેશ ઉપજાવવો-વગેરે દ્વારા દુઃખ-જનકજ થઇ પડે છે, પણ તેજ જ્યોતિઃશાસ્ત્રોકત ગ્રહગતિ, જેઓના જન્મ નક્ષત્ર વિગેરેની સાથે અનુકૂલ હોય, તેઓના શુભ કર્મ એ સમયે ઉદયમા આવે છે અને પ્રાણીઓને ધન, સ્ત્રી, આરોગ્ય, તુષ્ટિ, પુષ્ટિ, ઇષ્ટ સમાગમ વગેરેનુ સુખ અર્પણ કરે છે, આજ પ્રમાણે કોઇ કાર્ય વગેરેના સમયે પણ તે તે શુભા-શુભ ભાવમા રહેલા ગ્રહો પ્રાણીઓને સુખ-દુઃખ આપવામા નિમિત્ત-રૂપ થાય છે, આના સંબંધમા ભગવાન જીવાભિગમ પણ કહે છે કે, " ચંદ્ર-સૂર્ય આદિ મહાગ્રહોની તથા નક્ષત્રોની ભિન્ન ભિન્ન ગતિઓથી એટલે શુભા-શુભ ગતિને લીધે

સંસારમા મનુષ્યોને સુખ-દુ ખ પ્રાપ્ત થાય છે. ” આવાજ કારણે વિવેકથી ઉજ્જવળ ચિત્તવાળા મહાન પુરૂષો, હરેકોઇ શુભસમયે જ્યોતિઃશાસ્ત્રોકત શુભ મુહૂર્તાદિનુ સ્વરૂપ પણ અવલોકન કરે છે, એટલુજ નહિ પણ દીક્ષા વગેરે સર્વ કાર્ય જ્યોતિશ્શાસ્ત્રના અનુસારેજ થવાં જોઇએ, આમ સમજીનેજ પ્રાચીન મુનીઓ પણ શુભ મુહૂર્તમાજ દીક્ષા વગેરે કાર્ય કરતા હતા. ભગવાન અરિહંતોની પણ એજ આજ્ઞા છે કે, વિચક્ષણ મનુષ્યોએ, પાડ-દીક્ષા વગેરે શુભ કાર્ય, શુભ નક્ષત્રે તથા શુભ તિથી વગેરેના દિવસેજ પૂર્વાભિમુખે અથવા ઉત્તરાભિમુખે કરવા જોઇએ પંચવસ્તુક નામના ગ્રંથમા પણ કહ્યુ છે કે,

“ एस जिणाण आणा खेताइआओ कम्मुणो भणिया ॥
उदयाईकरग ज तम्हा सव्वथ्थ जइयव्वा ॥ ६ ॥

જિનેશ્વરોની આજ્ઞા છે કે, કર્મોના ઉદયાદિના સાધનો, ક્ષેત્રાદિ પાચ પદાર્થો છે, જેથી સર્વ કર્મોના સંબધમા એ પ્રમાણે સમજવુ

**प्रश्न ८१ मो** — વાગ્ગુપ્તિ તથા ભાષાસમિતિ એ બેમા શો ભેદ છે ?

**उत्तर** સર્વથા વાણીનો નિરોધ કરવો એટલે સર્વથા મૌનજ રહેવુ અથવા અશુભ વાણી કદી ન બોલવી, એનુ નામ ‘વાગ્ગુપ્તિ’ કહેવાય છે, અને સદા કાળ સારી રીતેજ વાણીમા પ્રવૃત્તિ કરવી-નિત્ય ઉત્તમ પ્રકારનીજ

વાણી બોલવી એનુ નામ 'ભાષા-સમિતિ' કહેવાય છે આ રીતે એ બેમા ભેદ છે કહ્યુ છે કે -

"समिओ नियमा गुत्तो गुत्ते ममियत्तण मि भयणिज्जा'

'સમિતિનુ પાલન કરનારો મનુષ્ય, નિયમે કરી ગુપ્તિનુ પાલન કરનારો પણ હોયજ છે, પણ ગુપ્તિવાળા મનુષ્યમા સમિતિવાળાપણુ વૈકલ્પિક છે-વિકલ્પે હોવા યોગ્ય છે"

प्रश्न ८२ मो - આગમમા પાચ પ્રકારના ચૈત્ય કહ્યા છે. તેમાનુ ભક્તિચૈત્ય તે ગૃહચૈત્ય (ઘર દેરાસર) કહેવાય છે, નિશ્રાકૃત ચૈત્ય હોય છે તે તો કોઇ ગચ્છના સ્વાધીનમા હોય છે, અનિશ્રાકૃત ચૈત્ય હોય છે તે સાધારણ હોય છે, શાશ્વતચૈત્ય તો પ્રસિદ્ધજ છે પણ પાચમુ જે મગલચૈત્ય છે તેનો શો અર્થ છે?

उत्तर - શ્રાવકના ઘરમા ઘરના દ્વાર ઉપર આડા મૂકેલા કાષ્ઠના મધ્યભાગમા જે જિનપ્રતિમા કરવામા આવે છે તેનેજ મગલ ચૈત્ય કહે છે. મથુરાનગરીમા જ્યારે ઘર તૈયાર થાય છે ત્યારે પ્રત્યેક ઘેર દ્વાર ઉપરના કાષ્ઠમધ્યે મગલનિમિત્તે પ્રથમ જિનપ્રતિમાની સ્થાપના કરવામા આવે છે. જો એ પ્રમાણે ન કરે તો ઘર પડી જાય છે, આ વાત પ્રવચનસારોદ્ધારની વૃત્તિમા છે

प्रश्न ८३ मो - કયા સાધુઓ જિનકલ્પનુ આચરણ કરે છે? તેઓ કોની પાસે જિનકલ્પનો અગીકાર કરે છે?

**उत्तर** – આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર તથા ગણિ– આ પાચ પ્રકારના સાધુઓજ જિનકલ્પનો સ્વીકાર કરે છે, અને તેઓ ચારે પ્રકારના સઘની સાથે મોટા ઉત્સવપૂર્વક કોઇ તીર્થંકરની પાસે, તીર્થંકર ન હોય તો ચૌદપૂર્વધરની પાસે, ચૌદપૂર્વધર ન હોય તો દશપૂર્વધર પાસે અને દશપૂર્વધર પણ જો ન હોય તો આસોપાલવના વૃક્ષ વગેરેની પાસે જિનકલ્પનો અગીકાર કરે છે.

**प्रश्न ८४ मो** – જિનકલ્પિક કોઇની સાથે વાતચીત કરે કે નહિ ? તેમજ શુદ્ધ ભૂમિ ઉપર બેસે કે નહિ ?

**उत्तर** – * એષણાદિના વિષય વિના જિનકલ્પિક કોઇની સાથે વાતચીત કરતો નથી, અને શુદ્ધ ભૂમિ ઉપર જો બેસે છે તો ઉભડકજ બેસે છે, આસન ઉપર બેસતો નથી

**प्रश्न ८५ मो** – કેટલા પૂર્વ ભણ્યા પછી જિન કલ્પને યોગ્ય થઇ શકાય ?

**उत्तर** – ઓછામા ઓછુ નવમા પૂર્વની ત્રીજી વસ્તુનુ જ્ઞાન થાય અને વધારેમાં વધારે અમુક અગે ઓછા દશમ પૂર્વનુ જ્ઞાન થાય, ત્યારે જિનકલ્પને યોગ્ય થઇ શકાય. બાર પડિમાઓને ધારણ કરવાની યોગ્યતા

* એષણાદિ વિષયો–એટલે ઉપયોગપૂર્વક આહારાદિની ગવેષણા કરી– નિર્દોષ આહાર વગેરેની તપાસ કરી તે

પણ ત્યારેજ આવી શકે છે, પણ જેને સપૂર્ણ દશ પૂર્વનુ જ્ઞાન થયુ હોય છે તેને માટે જિનકલ્પ સ્વીકારવાની તથા પડિમા ધારણ કરવાની શ્રી જિનેશ્વરની આજ્ઞા નથી

પ્રશ્ન ૮૯ મો – નવમા પૂર્વનુ જ્ઞાન થયુ ન હોય તે પહેલા પડિમા ધારણનો તથા જિનકલ્પ સ્વીકારવાનો જે નિષેધ કરવામા આવ્યો છે તે તો યોગ્યજ છે, કેમકે, ઓછા જ્ઞાનવાળા પુરુષો જિનકલ્પનો સ્વીકાર કરે તો, કોઇ સમયે અકાળે (ઓચીંતિ) થનારી વૃષ્ટિ વગેરેનુ જ્ઞાન તેઓને નહિ હોવાથી, જ્ઞાન વિના તેવા પ્રકારનો ઉપયોગ પણ નહિ હોવાથી અને ઉપયોગ વિના ગોચરી આદિના સમયે અથવા ખુલ્લા પ્રદેશમા ગોચરી વાપરવાના સમયે જો અકાલવૃષ્ટિ થાય તો તેઓને મહાન દોષ પ્રાપ્ત થાય, પણ જેઓને સપૂર્ણ દશ પૂર્વનુ જ્ઞાન પ્રાપ્ત થયેલુ હોય છે તેઓને માટે જિનકલ્પની આજ્ઞા કેમ નથી અપાઇ? શા માટે તેઓને માટે પણ નિષેધ કરવામા આવ્યો છે?

ઉત્તર – સપૂર્ણ દશ પૂર્વનુ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે મુનિઓને વચનસિદ્ધિની શક્તિ પ્રાપ્ત થાય છે, જેથી તેના પ્રભાવને લીધે જગતમા ધર્મદેશનાઓ આપીને અનતઓ વગેરે ભવ્ય જીવોને તેઓ બોધ પમાડી શકે છે અને જૈનદર્શનની ઉન્નતિ કરી શકે છે કહેવાનો ભાવ એ છે કે, જિનકલ્પના આચરણ કરતા પણ ધર્મદેશનામા દશપૂર્વધરોને મહાન લાભ પ્રાપ્ત થાય છે.

એવુ જોઇનેજ તત્ત્વવેત્તા મહાપુરૂપોએ સપૂર્ણ દશ-પૂર્વીઓને માટે જિનકલ્પનો તથા પડિમાધારણનો નિપેધ કરેલો છે

**પ્રશ્ન ૮૭ મો** — જિનકલ્પને ધારણ કરનારા પુરૂપ સામે કોઇ વખતે વાઘ વગેરે આવી ચઢે તો તે પાછો વળે કે નહિ ? પોતાનો બચાવ કરવામા આડો-અવળો કયાય ચાલ્યો જાય કે નહિ ?

**ઉત્તર** — વાઘ વગેરે સામા આવે તો પણ જિન-કલ્પિક તો આડો-અવળો જઇને ઇર્યાસમિતિનો કદી નાશ કરતોજ નથી–અર્થાત પોતાનો બચાવ કરવા માટે આડો-અવળો કયાય પણ ન જતા જે માર્ગે જતો હોય તેજ માર્ગે સીધો જાય છે

**પ્રશ્ન ૮૮ મો** — કર્મભૂમિઓમા છયે આરામા જિન-કલ્પિકો મળી આવે છે કે નહિ ?

**ઉત્તર** — પદર કર્મભૂમિઓમા જિનકલ્પિકો હોય છે તેમા અવસર્પિણીના સમયમા જન્મથી ત્રીજા તથા ચોથા આરાવિપે જિનકલ્પને ધારણ કરનારા હોય છે પાચમા આરામા વ્રતથી જિનકલ્પ ધારણ કરનારા હોય છે, પણ જન્મથી ધારણ કરનારા હોતા નથી ઉત્સર્પિણીના સમયમા બીજા આરાની અતે જન્મથી જિનકલ્પ ધારણ કરનારા પણ મળી આવે છે અને સહરણના સમયમા તો છયે આરાએમા જિન-કલ્પિઓ મળી આવે છે

પ્રશ્ન ૮૯ મો – એક જિનકલ્પી બીજા જિનકલ્પીને જુવે છે ત્યારે, તેઓ બન્ને પરસ્પર વાતચીત કરે છે કે નહિ ? તેમજ એકજ ઉપાશ્રયમા અથવા એકજ પોળમા કેટલા જિનકલ્પી મળે છે ?

ઉત્તર – જિનકલ્પીઓ, પરસ્પર જો મળે છે તો વધારેમા વધારે એક ઉપાશ્રયમા સાત સુધી મળે છે પણ તેઓ પરસ્પર વાતચીત કરતા નથી. એક પોળમા તો એકજ જિનકલ્પી મળે છે આ વિષયમા જેઓને વિશેષ જાણવાની ઇચ્છા હોય તેઓએ પ્રવચનસારોદ્ધા ની વૃત્તિમા જોઇ લેવુ.

પ્રશ્ન ૯૦ મો – જેઓએ સયમ વિરાધ્યો હોય તેઓની ઊર્ધ્વ ગતિએ ઉત્પત્તિ ઓછામા ઓછી ભવનપતિ વગેરે દેવલોકમા ને વધારેમા વધારે સૌધર્મ દેવલોકમા થાય છે. કહ્યુ છે કે,–

"विराहिय सजयाण जहन्नेण भवणवासीसु ।
उक्कोसण सोहम्मे ॥"

જેઓએ સજમ વિરાધ્યો હોય તેઓની ઉચ્ચગતિ સામાન્ય ભવનવાસીસુધી અને ઉત્કૃષ્ટ સૌધર્મસુધી થાય છે " આમ હોવા છતા સુકુમાલિકાના ભવમા સજમને વિરાધનારી દ્રૌપદીએ ઇશાનકલ્પમા ગતિ કેમ મેળવી ?

**उत्तर**—પ્રજ્ઞાપનાની વૃત્તિમા કહ્યુ છે કે, (પ્રશ્નોત્તર) વણી ઘણી વાર સજમને વિરાધવાથીજ સૌધર્મ દેવલોકમા સ્થાન મળે છે દ્રૌપદીએ તો સુકુમાલિકાના ભવમા ઉત્તર ગુણોનીજ વિરાધના કરી હતી, પણ મૂલગુણોની લેશમાત્ર વિરાધના કરી ન હતી, એમ ભગવતીની વૃત્તિમા છે

**प्रश्न ९१ मो**—કેટલા પૂર્વનુ અધ્યયન કરવાથી નિશ્ચયે કરી સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે ?

**उत्तर**—કઈ ન્યૂન દશ પૂર્વનુ અધ્યયન હોય ત્યા સુધી સમ્યકત્વની પ્રાપ્તિનો નિયમ નથી, પણ દશ પૂર્વ જ્યારે સપૂર્ણ ભણાઈ જાય છે ત્યારે તો નિશ્ચયે કરી સમ્યકત્વ પ્રાપ્ત થાય છે

**प्रश्न ९२ मो**—પુરૂષના શરીરમા સાડી ત્રણ કરોડ રૂવાટા હોય છે, તેઓમા મસ્તકના કેશનો સમાવેશ થાય છે કે નહિ ?

**उत्तर**—પુરૂષના શરીરમા મૂછો તથા મસ્તકના કેશ સિવાય નવ્વાણું લાખ રૂવાટા હોય છે તેમા મૂછો તથા મસ્તકના વાળને એકઠા કરતા સાડી ત્રણ કરોડ રૂવાટા થાય છે, એમ પ્રવચન સારોદ્ધારની વૃતિમા કહ્યુ છે

**प्रश्न ९३ मो**—પન્નવણા સૂત્રના કર્તા શ્યામાચાર્ય તથા ઉમાસ્વાતી ઉપાધ્યાય કેટલા વર્ષને અતરે થયા

उत्तर — ઉર્ધ્વના લોકમા સૌધર્મ તથા ઇશાન-કલ્પના વિમાનો, ત્રીજા કલ્પના તથા ચોથા કલ્પના વિમાનો અને આનતાદિ કલ્પના વિમાનો સમાન શ્રેણિમાજ રહેલા છે, તો પણ સૌધર્મના વિમાનો કરતા ઇશાન કલ્પના વિમાનો ગુણોએ કરી અતિ ઉચા છે અને તેથીજ કરી સ્થૂલ દૃષ્ટિએ તેઓ બન્ને કલ્પના વિમાનોની પાચસોની ઉંચ્ચાઇ જે કહેવામા આવી છે, તે વિરુદ્ધ નથી. આ તત્ત્વ પ્રમાણે સૌધર્મ કલ્પના વિમાનો ઇશાનકલ્પના વિમાનોથી ઉચા છે અને તેજ પ્રમાણે બીજા દેવલોકના વિમાનોવિષે સમજી લેવુ ભગવતીનાશતક ત્રીજાના પહેલા ઉદ્દેશમા પણ કહ્યુ છે કે-

"सक्कस ण भंते देविंदस्स देवरन्नो विमाणेहिंतो ईसाणस्स देविंदस्स देवरण्णो विमाणा इमि उच्चयरा हते ' त्यादि

ભગવન ! દેવોના શરણરૂપ એવા (સૌધર્મ) દેવેન્દ્રના વિમાનો કરતા દેવોના શરણરૂપ એવા ઇશાનકલ્પના દેવેન્દ્રના વિમાનો લગાર અતિ ઉચા છે " આજ અભિપ્રાયનો મનના વિચાર કરી તત્ત્વાર્થભાષ્યકારે, સૌધર્મના ઉપર ઇશાનકલ્પ છે, એમ કહ્યુ છે, માટે એમા વિરોધ કેજ નહિ પ્રન્તર તો આમહજ છે

प्रश्न ९५ मो — ' मसिधवला अरिहंता ' ઇત્યાદિ સિદ્ધચક્રની ગાથામા અરિહંતો વગેરેને શ્વેતવર્ણના કહ્યા

છે, પણ શાસ્ત્રોમા તો સ્પષ્ટરીતે અરિહંતોને પાચ વર્ણના કહ્યા છે અને સિદ્ધોને વર્ણરહિતજ કહ્યા છે, છતાં પૂર્વોક્ત સિદ્ધચક્રની ગાથામા તેઓનાપર શ્વેતવર્ણનો આરોપ શામાટે કરેલો છે ?

ઉત્તર —અરિહંત વગેરેમા જે વર્ણવગેરેનો આરોપ પૂર્વાચાર્યોએ કરેલો છે તેમા તેઓનો આશય એ છે કે, વર્ણના ક્રમથી તેઓનુ જે ધ્યાન કરવામા આવે છે તો તે ધ્યાન, સિદ્ધિદાયી થઇ પડે છે, તેમજ અરિહંત વગેરે તે તે વર્ણયુક્ત પદાર્થો સામે મૂકવામા આવે છે તો તે પ્રત્યક્ષ વર્ણને લીધે તેઓપર ભક્તિરાગ ઉલ્લસે છે માટે તેમા કોઇ પ્રકારની અયોગ્યતા અથવા વિરૂદ્ધતા નથી

પ્રશ્ન ૯૬ મો — સુધર્માદિ સ્વર્ગલોકમા પોતપોતાના વિમાનોથી પાચસો યોજન ઉત્તરે ચારે દિશાઓમાં ચાર વનખંડો-બાગબગીચાઓ હોય છે તેઓમાં પુંડરિણી વગેરે વાવો હોય છે, અને દેવોને ક્રીડા કરવાયોગ્ય મંડપો હોય છે તેમા વૈમાનિક દેવો તથા દેવીઓ સુખપૂર્વક રહે છે-સુખવિલાસ-ભોગવિલાસ ભોગવે છે, પરંતુ તેઓ ભવધારણીય શરીરથી (એટલે પોતાના મૂળશરીરથી) સુખ ભોગવે છે કે ઉત્તરવૈક્રિય શરીરથી સુખ ભોગવે છે ?

ઉત્તર — વિમાનખંડના વનખંડ વગેરેમા વૈમાનિક દેવો હમેશા ભવધારણીય શરીરથી સુખવિલાસ ભોગવે છે એમ લોકપ્રકાશ ગ્રંથના અનુસારે જણાય છે

प्रश्न ९७ मो — સ્વર્ગલોકમા દેવ-દેવીઓ કઇ ભાષામા પરસ્પર વ્યવહાર કરે છે ?

उत्तर — સ્વર્ગલોકમા દેવો તથા દેવીઓ, સુદર અક્ષરવાળી અર્ધમાગધી ભાષામા વાતચીત-વ્યવહાર કરે છે. ભગવતીના પાચમા શતકના ચોથા ઉદ્દેશમા મહાવીર ભગવાને ગૌતમસ્વામીને કહ્યુ છે કે —

" गोयमा ! देवाण अद्धमागहाए भासाए भासति "

હે ગૌતમ ! દેવો અર્ધમાગધી ભાષામા પરસ્પર બોલે છે ' લોકમા એમ કહેવાય છે કે, દેવોની ભાષા સસ્કૃત છે

प्रश्न ९८ मो — દેવો, છ માસની અદર થનારા પોતાના મૃત્યુને અવધિજ્ઞાનથી જાણી લે છે, એ કયા ચિન્હોથી જાણી લે છે ?

उत्तर — દેવતાઓ, વૃક્ષકપન વગેરે ચિન્હોથી જાણી શકે છે કે, પોતાનુ મૃત્યુ છ માસમા થનારૂ છે આચારાગની વૃત્તિમા કહ્યુ છે કે —

माल्यम्लानि कल्पवृक्षप्रकम्प ।
श्रीह्रीनाशो वाससा चोपराग ॥
दैन्यं तद्रा कामरागागभगो ।
दृष्टेर्भ्रान्तिर्वेपथुश्चारतिश्च ॥ १ ॥

પોતે પહેરેલી પુષ્પમાળા કરમાઇ જાય છે, કલ્પવૃક્ષ કંપવા માંડે છે, શ્રી તથા લજ્જાનો નાશ થઇ જાય છે, વસ્ત્રમાં મલિનતા થાય છે, દીનતા જણાય છે, આળસ થાય છે, કામ ઉપરનો રાગ ( પ્રીતિ ) નષ્ટ થાય છે, શરીરના અવયવો ભાંગે છે, દૃષ્ટિ ભમે છે, શરીરે ધ્રુજ વછુટે છે અને બેચેની રહે છે—આ બધાં લક્ષણો છ માસમાં મૃત્યુ સૂચવે છે. " સ્થાનાગસૂત્રમા પણ કહ્યુ છે -

तिहिं ठाणेहिं देवे चविस्सामित्ति जाणइ–विमाणाइ णिप्पभाइं पासित्ता, कप्परुक्खण मिलायमाण पासित्ता अप्पयो तेयलेस परिहायमाण जाणित्ता "

ત્રણ સ્થાનેથી દેવતાઓ પોતાના મૃત્યુને જાણી લે છે, તે આ પ્રમાણે:— પોતાના વિમાનોને નિસ્તેજ જુવે છે કલ્પવૃક્ષને કરમાતા જુવે છે અને પોતાની તેજોલેશ્યાને (શરીર કાંતિને ) પ્રતિદિન ઓછી થતી જાણે છે "

**प्रश्न ९९ मो**— વિજય આદિ ચાર વિમાનના દેવો સસારમા પરિભ્રમણ કરે છે ત્યારે તેઓની કેટલા ભવ પછી મુક્તિ થાય છે ?

**उत्तर** —વિજય આદિ ચાર વિમાનોમા બ વખત ઉત્પન્ન થયેલા દેવતાઓ, મનુષ્યભવમા આવીને સિદ્ધિ-પદને પામે છે જીવાભિગમનીવૃત્તિમા કહ્યુ છે કે — ' વિજયાદિ ચાર વિમાનોમા બે વાર અને સર્વાર્થસિદ્ધ

વિમાનમાં એકવાર જવાનો સભવ છે ' તે પછી મનુષ્ય-ભવ પ્રાપ્ત થતાજ મોક્ષપ્રાપ્તિ થાય છે.' યોગશાસ્ત્રની વૃત્તિમા વળી એમ કહ્યુ છે કે. 'વિજયાદિ ચાર વિમાનમા બે વાર ઉત્પન્ન થઇ મનુષ્યભવમા સિદ્ધિને પામે છે' તત્વાર્થભાષ્યમા પણ કહ્યુ છે કે, વિજયાદિ વિમાનોમા દેવતાઓ કેટલા બે જન્મવાળા હોય છે-અર્થાત ત્યાંથી ચ્યવીને બે વાર જન્મ લઈ સિદ્ધ થાય છે' એની ટીકા પણ એજ વાતને સ્પષ્ટ કરે છે કે, વિજયાદિથી ચ્યવીને પરમ ઉત્કર્ષથી બેવાર મનુષ્યોમા જન્મ લઇ સિદ્ધ થાય છે ' પાચમા કર્મગ્રથમા વળી એમ કહ્યુ છે કે'—

' तिरिनरयतिजोआण नरभवजुअसचउपल्लतेमट्ठं'॥

આ ગાથાસૂત્રની વૃત્તિ અનુસારે એમ જણાય છે કે, વિજયાદિ વિમાનોમા બે વખત જન્મ્યા પછી પણ સસારમા તેને કેટલાક ભવમા ભમવુ પડે છે ' પ્રજ્ઞાપનામા પણ જોવામા આવે છે કે, તેવા સિદ્ધગામી જીવની વૈમાનિક વિના બીજી કોઇ ગતિ નથી તો પણ નરક-તિર્યંચ વગેરેની ગતિને યોગ્ય એવુ કર્મ તે બાંધે છે લોકપ્રકાશમા પણ —

' विजयाइविमाणे हिय-मखिज्जभयाउ बोधव्वा ' ॥

વિજયાદિ વિમાનમા ગયા પછી પણ આ મનુષ્ય-લોકમા અમુક સખ્યામા ભવો તેને કરવા પડે છે " એમ કહેલુ હોવાથી ચોવીસ ભવોને તો તેઓ (વૈમાનિક

દેવો) ઓળગી શકતા નથીજ—અર્થાત વધારેમા વધારે ચોવીસ ભવો તેઓને કરવાજ પડે છે, એમ વૃદ્ધોનુ કહેવુ છે

प्रश्न ૧૦૦ मो — તીર્થંકરોના વાર્ષિકદાન પછી તેઓની પાસે લોકાંતિક દેવો આવે છે કે તે પહેલા આવે છે ?

उत्तर —શ્રી કલ્પસૂત્રમા તા છેલ્લા તીર્થંકરના અધિકારમા પ્રથમજ લોકાંતિક દેવોનુ આગમન અને પછી વાર્ષિકદાન—એવો ક્રમ જોવામા આવે છે અને જ્ઞાતાધર્મકથાગસૂત્રમા તો પ્રથમ વાર્ષિકદાન અને પછીથી લોકાંતિકનુ આગમન—એવો ક્રમ જોવામા આવે છે

प्रश्न ૧૦૧ मो — દેવલોકમા દેવતાઓ શાશ્વતી પ્રતિમાઓને પુજણીવતી પુજ્યા પછી જળવડે ન્હવરાવે છે તો શુ, ત્યા દેવલોકમા પણ કુથવા વગેરે જીવો હોય છે ? તેમજ દેવલોકમા વસ્ત્રપૂજા સમયે દેવતાઓ શ્રી અરિહંતોની પ્રતિમાને બે વસ્ત્ર પહેરાવે છે કે નહિ ?

उत्तर — જો કે સ્વર્ગલોકમા કુથવા વગેરે જીવો હોતા નથી તોપણ સમ્યગ્દૃષ્ટિ દેવતાઓની જૈનક્રિયા, પુજવુ વગેરે જતનાપૂર્વકજ હોય છે વળી પૂર્વે પુજીને કરેલી જિનપ્રતિમાની જે પૂજા તેના અભ્યાસથી પણ તેઓ એ પ્રમાણે કરે છે તેમજ જેમ ચદનથી પ્રતિમા-

ઓનુ પૂજન કરે છે નેમ વસ્ત્રપૂજા કરવાના સમયે પણ તેઓ દરેક પ્રતિમાઓ ઉપર બે વસ્ત્ર ચઢાવીનેજ પૂજા કરે છે આ વિષે વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ લોકપ્રકાશ–રાજપ્રશ્ની વગેરેગ્રથો જોઇ લેવા

॥ इति श्री प्रश्नचिंतामणिग्रथनु उत्तरार्द्ध समाप्त ॥



# ગ્રંથ-પ્રશસ્તિ

સુધર્માસ્વામી પછી જગદ્ગુરૂ-મુનીન્દ્ર હીરસૂરિ વગેરે અનેક જ્ઞાનધર મહામુનિઓ તેમની પર પરામા થઇ ગયા છે, તેઓમા છેલ્લા વિજયસેનસુરિ થયા તે પછી તપગચ્છમાં અત્યત ભાગ્યનિધિ અને દેવોના પણ દેવ જેવા વિજયદેવસૂરિ થયા, અને તેમની પછી મહામુનિ વિજયસિહના ગણનાયક વિજયપ્રભ મુનિ થયા. એ વિજયપ્રભ પછી મુનીશ્વર રત્નવિજય તથા સૂરિવર ક્ષમાવિજય થયા અને તેમના પછી જિનમતનો આશ્રય કરનારા, તપગચ્છને સૂર્યની પેરે વિકસ્વર કરનારા પટ્ટપતિ જિનેન્દ્રસૂરિ થયા. એ જિનેન્દ્રસુરિના પટ્ટરૂપી પૂર્વાચલ ઉપર સૂર્ય સમાન અને વિજયદેવસુરિના ગણને યથાસ્થિત ધારણ કરી રાખનારા વિજયસિહ નામના મહામુનિ થયા એમના શિષ્ય, જેઓ રાગરહિત હોઇ બુધ્ધિમા બહસ્પતિને પણ જિતનારા સત્યવિજય, કર્પૂરવિજય તથા સજ્જનોને યોગ્ય ઐશ્વર્યથી યુક્ત વિદ્વાન ક્ષમાવિજય થયા, તેમને હુ વહન કરૂ છુ તેમના શિષ્ય શુભવિજય, જેઓ પૃથ્વીમા સર્વોત્કૃષ્ટ હતા, ક્ષીરસમુદ્રની પેઠે યશથી ઉજ્જવળ હતા, શાસ્ત્રજ્ઞાનના મહાસાગર હતા, જૈનમતમા વિદ્વાન હતા પવિત્ર ભવ્યજનોનો ઉપકાર કરવામા આસક્ત હતા ઉજ્જવળ ચદ્રસમાન આકૃતિવાળા હતા, શુધ્ધક્રિયાના વથી ઉજ્જવળ કીર્તિને પામી ચૂકયા હતા અને

રગમા આસક્ત ચિત્તવાળા હતા તે શ્રી શુભવિજયજી અમારા કલ્યાણકર્તા થાઓ તેમના ચરણકમળની ઉપાસનાથી જ્ઞાન સપાદન કરનારા તેમના શિષ્ય મે-વી-વિજયે, કેવળ પોતાના નિર્લેપ આત્માના કલ્યાણ માટે આ ગ્રથને આગમોરૂપ સમુદ્રમાથી રત્નની પેઠે ઉદ્ધરેલો છે આ ગ્રથને અમદાવાદ નગરમા સવત ૧૮૬૮ની વૈશાખ સુદિ સપ્તમીના દિવસે હર્ષપૂર્વક પૂર્ણ કરવામા આવ્યો છે આ ગ્રથમા જે કઇ ઉત્સૂત્ર-સૂત્રવિરૂધ્ધ લખાયુ હોય તેને વિદ્વાનોએ યત્નપૂર્વક શોધી લેવુ કેમકે વિદ્વાનો સ્વભાવથીજ પરકાર્યને કરનારા હોય છે ઉપાધ્યાય શ્રીમાન યશોવિજય મહારાજના શિષ્ય-પ્રશિષ્ય શ્રી ઉત્તમવિજયે તથા રગવિજયે ભરૂચમા રહીને આ ગ્રથને અગ્નિમા સુવર્ણની પેઠે સારી રીતે શોધી આપ્યો છે 'પ્રશ્ન ચિતામણિ' નામના આ ગ્રથને એ પ્રમાણે મે રચ્યા છે, જેથી ઉત્પન્ન થનારા પુણ્ય વડે શ્રુતરાગિ ભવ્યજીવોનુ નિત્ય કલ્યાણ થાઓ આ પૃથ્વી ઉપર ચદ્ર-સૂર્ય જ્યા સુધી વિચરે ત્યા સુધી આ ગ્રથનુ તત્ત્વ જાણનારા ઉત્તમ પુરૂષો પણ દીર્ઘકાળ આનદમ ન રહો

इति- —ग्रन्थ प्रशस्ति— -समाप्त

श्रीरस्तु

# પ્રસ્તાવના.

## શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| ઙ્ગ પ્રિએન્ | ન્યુવરૂપ્રિએન્ | ૧ | ૧ |
| કાન, | કાન્તિ, | ૪ | ૧૩ |
| ઞ ખી | ઝાખી | ૪ | ૧૪ |
| થ | થની | ,, | ,, |
| પ્ર મ | પ્રીમ | ,, | ૧૫ |

---

# જીવન ચરિત્રમા

## ગુદ્ધિપત્ર.

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| કાનિક | કાર્તિક | ૪ | ૧ |
| વિદન | વિદ્વાન | ૫ | ૭૩ |
| સ્ચેપ્રી | સ્ચેત્રી | ૭ | ૨ |
| અપણ | અર્પણ | ૭ | ૮ |
| વિદના | વિદના | ૧૧ | ૧૪ |
| નવા | નવો | ૧૪ | |

# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| 'મથ' | 'તીથ' | ૮ | ૨૨ |
| મમુદ્ઘાતને | મમુદ્ઘાતને | ૧૯ | ૫ |
| એકાતારીપણુ | એકાવતારીપણુ | ૨૩ | ૨૦ |
| ઉપશમશ્રણીને | ઉપશમશ્રેણીને | ૨૭ | ૨૩ |
| જોટલે | જેટલો | ૩૩ | ૧૦ |
| મયય | સમય | ,, | ,, |
| મનપાઠ | સુનપાઠ | ૩૯ | ૧૨ |
| નથા | નથી | ૪૦ | ૮ |
| ઈચ્છાથી | ઈચ્છાથી | ૪૨ | ૨૨ |
| मश्न ५६ मा – | मश्न ५६ मो – | ૪૫ | ૨૧ |
| वाऽखिलाऽधुना | वाऽखिलोऽधुना | ૫૬ | ૧૩ |
| दवो | देवो | ૫૬ | ૧૬ |
| मश्न ६२ मा – | प्रश्न ६२ मो – | ૫૮ | ૧૬ |
| વિશોવશ્યક | વિશેષાવશ્યક | ૫૮ | ૨૧ |
| 'નથા' | એ શબ્દ | ૬૧ મા વધારાનો છે | ૧ |
| परिक्रय | परिक्रय | ૬૫ | ૬ |
| છે | જે | ૬ | ૧૭ |

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| નમોચ્ચારણ | નામોચ્ચારણ | ૬૮ | ૨ |
| ૭ારથી | વિચારથી | ૭૦ | નોટમા-૨ |
| जेसिमवट्टू | जेसिमवट्ठे | ,, | १२ |
| પોડકમા | પોડશકમા | ७२ | ३ |
| કથો | કહ્યો | ,, | ८ |
| पन्नते | पन्नत्ते | ७९ | १७ |
| दधत्ती | दधती | ८७ | १९ |
| 'अहद्भिं तयातीतम्' | 'अहद्भिं तयातीतम्' | ९० | १४ |
| પાચમા | પાચમા | ९४ | १९ |
| चीसलक्रवाण | चीसलक्खाण | | |
| નિશ્ચયશાચિક પ્રમાણે | નિશ્ચયશાચિક પ્રમાણે | ९७ | २३ |
| પચ્ચખ્ખાણ | પચ્ચખ્ખાણ | १०० | २२ |
| ગજસ્ કુમાલની | ગજસુકુમાલની | १०१ | २१ |
| કરી | કરી | १०२ | ७ |
| પાચ | પાચ | १०६ | १४ |
| स्युन्द्र्यमानत | स्युद्र्यमानत | १०७ | १७ |
| ,હ્યા છે | કહ્યો છે | ११३ | ' |
| એકવીસમા | એકવીસમા | ११५ | १८ |
| લેવુ | લેવુ | ११ | ' |
| આકાશ | આક્રોશ | ११७ | ४ |
| મન। | થનાર | ,, | |

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| प्रश्न १२ मा'-- | प्रश्न १२ मो | " | ૧૯ |
| સમયમા | સમયમાં | " | ૨૧ |
| गाहाजुएण | गाहाजुअलेण | १२४ | १ |
| નપાઠાન | સપાન | ૧૩૭ | ૫ |
| लक्षयोजनमानागो | लक्षयोजनमानागो | १३४ | ૮ |
| સેવા | એવા | ૧૩૦ | ૯ |
| रक्षकाण | रक्षकाण | १४१ | १ |
| વોભનના | ૮ લોભનના | " | ૨૧ |
| द्रमोऽपि | द्रमोऽपि | १४४ | १ |
| કામમના | કામમના | " | ૧૭ |
| કેરગઠ | કુરગ | ૧૪૫ | ૭ |
| किमगम्यमास्त | किमगम्यमास्ते | १४६ | ११ |
| મનન | મનને | " | ૧૭ |
| જતા | પ્રજતા | ૧૫૮ | ૧ |
| घर्न | धूर्त | ૧ ૧ | ૧૦ |
| ચર્ણ | ચૂર્ણ | ૧ ૮ | ૧ |
| રહ્યો | રહ્યો હોય | ૧૭૦ | ૧૫ |
| સ્થલહિંસા | સ્થૂલહિંસા | " | ૨૦ |
| પ્રત્યાખ્યાન | પ્રત્યાખ્યાન | ૧૭૧ | ૧ |
| છટી | છઠ્ઠી | ૧૮૦ | ૮ |
| સ્વામી-સેવકભાવથી | સ્વામી-સેવકભાવથી | ૧૮૧ | ૧૪ |

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
| --- | --- | --- | --- |
| તતા | તતો | ૧૮૭ | ૪ |
| લોકપ્રકાશ ા | લોકપ્રકાશના | ૧૯૦ | ૬ |
| વિચગના | વિચનના | ૧૯૧ | ૧૩ |
| કાર્યો ત્ર ર્ગ | કાયોત્સર્ગ | ૧૯૬ | ૧૧ |
| ,, | , | ,, | ૧૨ |
| ગ્રથ | ગ્રંથ | ,, | ૧૮ |
| ઉમાસ્વાતીએ | ઉમાસ્વાતીએ | ૨૦૪ | ૨૨ |
| નદિવર્ધ ને | નદિવર્ધનને | ૨૧૧ | ૧૦ |
| કહેવા | કરેવા | ૨૧૮ | ૧૨ |
| ક્તુમીશતે | ક્તુંમીશતે | ૨૪૪ | ૧૪ |
| ગધ | ગંધ | ૨૪૮ | ૪ |
| યોર | યો ર | ૨૫૨ | ૧૮ |
| અન્ના | આના | ૨૫૭ | ૩ |
| ( પ્રમૃતતર ) | ( પ્રભૃતતર ) | ૨૫૬ | ૧ |

